ॐ

# કૈલાસકુમારી.

## ભાગ ૧—૨ જો.

લેખક,

સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મ્હેતા.

શાહપુર વડવાળીમ્હેતાપોળ—અમદાવાદ.

પ્રકાશકઃ—

કચરાભાઇ વનમાળીદાસ પટેલ.

મોટીહમામ—અમદાવાદ..

આવૃત્તિ પહેલી. પ્રત ૧૧૦૦.

સંવત ૧૯૮૦. સને ૧૯૨૪.

કિંમત રૂા. ૪—૦—૦

# સુબોધક નવલકથાઓ.

| | કિં રૂ. આ.પા. |
|---|---|
| કુસુમકાન્ત ભા. ૧ લો. સચિત્ર | ૩–૦–૦ |
| કુસુમકાન્ત ભા. ૨ જો. | ૩–૪–૦ |
| કુસુમકાન્ત ભા. ૩ જો. | ૩–૪–૦ |
| તરૂણતપસ્વિની ભા' ૧–૨ જો, સચિત્ર. | ૭–૦–૦ |
| કાળરાત્રિ ભા. ૧–૨ જો. સચિત્ર | ૬–૦–૦ |
| પદ્મલતા. ” | ૩–૦–૦ |
| વસંત–વિજય ભા. ૧–૨–૩–૪. | ૧૨–૪–૦ |
| ઝેરી જમાનો ભા. ૧–૨–૩ જો. સચિત્ર | ૭–૦–૦ |
| ઝેરી ઝમાનો ભા. ૪–૫ મો. | ૪–૦–૦ |
| જુલ્મી જાલીમ. સચિત્ર | ૩–૦–૦ |
| કુન્જ કિશોરી. સચિત્ર | ૨–૮–૦ |
| બહાદુરબાળા, ભા. ૧–૨ જો. સચિત્ર. | ૩–૦–૦ |
| માયાવીમોહિની. | ૩–૦–૦ |
| કુમુદકુમારી સચિત્ર. | ૩–૦–૦ |
| રત્નગઢની રંભા. સચિત્ર. | ૩–૦–૦ |
| વિશ્વમોહિની. ભા. ૧–૨–૩–૪ | ૮–૦–૦ |
| વિશ્વમોહિની સચિત્ર. ભા. ૫–૬–૭–૮ | ૮–૦–૦ |
| કૈલાસકુમારી. | ૪–૦–૦ |



સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મ્હેતા.
શાહપુર, વડવાળીમ્હેતાપોળ–અમદાવાદ.

અમદાવાદ—ઘીકાંટા મોટીહમામ, ઉત્કૃષ્ટ મુદ્રણાલયમાં
પા. પુરસોતમદાસ શંકરદાસે છાપ્યું.

અમારા પરમ શુભેચ્છક રંગુન નિવાસી

## શ્રી કોરશીભાઇનાં

પરમપૂજ્ય પુણ્યવંતાં

# માતુશ્રી હિરબાઈના

શુભ સ્મરણાર્થે આ પુસ્તક સાથે તેમનું
પવિત્ર નામ જોડવામાં આવે છે અને આ
ગ્રંથ પણ તે ભગવતી સ્વરૂપ માતાજીને
સપ્રેમ સમર્પણ કરી આ લેખક પણ
કંઈક અંશે કૃતાર્થ થાય છે.
પરમકૃપાળુ પરમાત્મા તેમનું
સર્વદા શુભ કરો.

લી.

સત્યેન્દ્ર મ્હેતા.

# બે બોલ

સંસારમાં બનતા અવનવા પ્રસંગો, નવનવી ઘટનાઓ, નોકરીમાં કેટલું દુઃખ અને ગુલામી સમાયેલી છે અને તે મેળવવાને કેટલું કષ્ટ સહન કરવું પડે છે, અધર્મી મનુષ્યો પોતાના સ્વાર્થની ખાતર કેવા પ્રપંચો રચે છે વગેરે જગતની ઘટમાળના અનેક વિધ પ્રસંગો આ નવલકથામાં નજરે પડશે. દુઃખમાં દિલાસો શાન્તવન અને ધૈર્ય મળે એવાં કેટલાંક બોધક દષ્ટાંતો આપેલાં છે કે જે વાચતાં વાંચકોને કંઇક નવું જાણવાનું મળી આવશે. આ પુસ્તક આવતા ભાગમાં પૂર્ણ થશે. વાંચકો અધુરા પુસ્તકથી કંટાળે છે એ અમે જાણીએ છીએ; પણ લેખકો તથા પ્રકાશકોને કેવા સંયોગોમાં કાર્ય કરવું પડે છે એની વાંચકને શી ખબર પડે? અમારા પ્રિય પાઠકોને વિનંતિ માત્ર એટલીજ કે અધુરા ભાગ જેમ બને એમ જલ્દીથી પૂરા કરી આપના કર કમળમાં સમર્પણ કરીશું. આ પુસ્તક ઘણા સમય પર લખાએલું હતું, પણ તેમાં ઘણો સુધારો-વધારો કરી બહાર પાડવામાં આવ્યું છે. આ પુસ્તકમાં જે બોધક દષ્ટાંતો આપેલાં છે, તે લખી મોકલવાનું માન અમારા પરમ શુભેચ્છક રંગુનવાસી શેઠ શ્રીકારશીભાઇનેજ ઘટે છે. આ પુસ્તક છાપવાને આપ્યા પછી શારીરિક પ્રકૃતિ ઘણીજ અસ્વસ્થ બની હતી. આથી આ પુસ્તકમાં અનેક ભૂલો નજરે પડશે. તેને સુધારી વાંચવાની હું મારા પ્રિય વાંચકોને વિનંતિ કરૂં છું. અને આ પુસ્તકમાંથી સાર ગૃહણ કરવાનું વિનવી અત્રેજ વિરમું છું.

વિક્રમાર્ક ૧૯૮૦.
પોષ પૂર્ણીમા.
તા. ૩૦-૧-૨૪
અમદાવાદ.

સત્યેન્દ્રપ્રસાદ મ્હેતા.

# અનુક્રમણિકા

ॐ

श्री परमात्मने नमः

# કૈલાસકુમારી.

## બે મિત્રો.

આજે રવિવારનો દિવસ છે. ઑફિસો, કોર્ટો, સ્કુલો મીલો આજે બંધ છે. વિશ્રાન્તિનો દિવસ હોવાથી લોકો આનંદ કરી રહ્યા છે. બજારમાં પુષ્કળ ભીડ જણાય છે. ગ્રિષ્મ-ઋતુનો સમય હોવાથી સખ્ત તાપ પડે છે. શ્રીમંતોના મકાનની બારીઓએ ખસની ટટ્ટીઓ લટકાવેલી છે. નોકરો કલાકે કલાકે તેની પર પાણીનો છંટકાવ કરે છે. તેમાંની મધુર સુવાસ સાથે શીતળતાથી અંદર બેઠેલાં માણસોને આનંદ સુખ પ્રાપ્ત થાય છે.

ગોરા ગબરૂ જેવા યુવાનો ગરમીથી અકળાઇ હોટેલોમાં બેશી આઇસક્રીમ ઉડાવી રહ્યા છે; કેટલાક આઇશ–શરબત, આઇશ–લેમન વગેરેનું પાન કરી મગજને શીતળ કરી રહ્યા છે.

ધીમે ધીમે સાંજ પડવા આવી. તાપ ઓછો થયો. આખા દિવસના સખ્ત તાપથી અકળાએલાં અને નોકરીના બંધનથી બંધાએલાં મનુષ્યો આનંદ મેળવવાને અર્થે ફરવા જતાં હતાં; કેટલાંક પ્રેમિ યુગલો

ફેશનેબલ પોશાક પહેરી વાર્તાલાપ કરતાં ચાલ્યાં જતાં હતાં; ગાડી-વાડી અને લાડીના સુખ વૈભવ વાળા શ્રીમાનો પણ સુંદરીઓ સાથે મોટ-રોમાં બેશી કેમ્પમાં હવા ખાવાને જતા હતા. ગાડીઓના ગગડાટથી અને મોટરના ભોં-ભોં શબ્દોથી રાજમાર્ગ ગાજી રહ્યા હતા.

આવા રમણીય સમયે રાજનગરના સરીયામ રસ્તાપર આવેલા એક નાનકડા મકાનના મેડાની બારીએ એક ગૌર વર્ણનો ચોવી-સેક વર્ષનો યુવાન બદનપર સફેત પહેરણ પહેરીને ઉભો રહ્યો હતો. તે વારંવાર બારી બહાર ડોકું કાઢી કોઇના આવવાની રાહ જોતો હોય એમ જણાતું હતું. ખરેખર એમજ હતું. તે તેના મિત્રની રાહ જોઇ રહ્યો હતો.

એ અરસ્સામાંજ તે જેની રાહ જોઇ રહ્યા હતો એ તેનો મિત્ર આવી પહોંચ્યો, તેણે બહારથીજ મોટરથી બૂમ મારી કહ્યું:-"કાં રસીક તૈયાર છે કે ?"

બારીમાં ઉભેલા રસીકે જવાબ આપ્યો:-"હા, ભાઇ ઉપર આવ, હું ક્યારનોએ તારી રાહ જોઇ રહ્યો છું." કહી રસીકચંદ્ર કપડાં પહેરવા લાગ્યો.

તેનો મિત્ર કે જેનું નામ "ગુણવંતરાય હતું તે ઉપર આવ્યો. તેના સામે જોઇ રસીક કોટ પહેરતાં પૂછ્યું;-"ગુણવંત! આજે અહિં આવતાં વાર કેમ લાગી ? ત્હેં મારા મકાને પાંચ વાગે આવ-વાનું પ્રોમીશ-વચન આપ્યું હતું તે યાદ છે કે ? જો અત્યારે છ વાગવા આવ્યા છે. શું મારાં ભાભીશ્રી સાથે કંઇ ઝઘડો કરવામાં રોકાયો હતો કે કંઇ તેમની આજ્ઞા ઉઠાવવાને રહ્યો હતો ?"

"લે હવે બહુ થયું, તું આવો ક્યાં સુધી રહીશ ? શું બધાઓને ઘરનાં બૈરાંની આજ્ઞા પાળવાની હશે કે જેથી તું મને વારંવાર આવું કહ્યા કરે છે ? શું ઘરમાં કંઇ જોઇતી કરતી ચીજ ના લાવી આપવી પડે ? બૈરાંથી કંઇ બહાર જવાય કે ?" ગુણવંતે કહ્યું.

" ના રે ભાઈ ના. તને એવું કોણ કહે છે ? પણ કાલે કદાચ મારાં ભાભી સાહેબ કહેશે કે આજ તો મારા પગ દબાવો. શું તેથી તું તેમના પગ દબાવીશ કે ?" આમ પૂછતા રસીકે માથે ટોપી મૂકી હાથમાં કેઇન પકડી નીચે ઉતરવા માંડયું.

ગુણવંત પણ કંઇ નહિ બોલતાં મનમાં હશીને તેની પાછળ નીચે ઉતર્યો. રસીકે બારણાંને તાળું વાસી પૂછ્યું:– " કહે દોસ્ત ! આજે આપણે કઇ તરફ ફરવા જઇશું ? "

" મારો વિચાર તો આજે વિકટોરીયા ગાર્ડન તરફ જવાનો છે. " ગુણવંતે જણાવ્યું.

" એમ તો ચાલો એ તરફ જઇએ. " કહી રસીક તેના સાથે વાર્તા–વિનોદ કરતો ચાલવા લાગ્યો.

રાજનગરની રમણીયતા નિહાળતા–નિહાળતા બન્ને જણા રીચીરોડપર આવ્યા. એ જગપ્રસિદ્ધ સડકપર માણસોની પુષ્કળ ભીડ થઇ રહી હતી. ગાડીઓ–મોટરો અને સાઇકલોના અવરજવરનો સુમાર નહોતો. સડકની નીચાણમાં આવેલી હોટેલોમાં પ્યાલાના ખડખડાટ અને આઇસક્રીમ બનાવવાના સંચાના અવાજ સંભળાઇ રહ્યા હતા. એવામાંજ ગુણવંતે પૂછ્યું;–" રસીકભાઇ ! આપણે આઇસક્રીમ ખાઇશું કે ? "

" હા, પણ હોટેલમાં નહિ જતાં કોઈની દુકાન પર બેશી મંગાવીએ તો સારૂં: કારણ કે હોટેલમાં જવાથી આપણી પ્રતિષ્ઠા ઘટે. ગુણવંત ? જે સજ્જન માણસ છે તે કદાપિ હોટેલમાં જતો નથી. કારણ કે હોટેલમાં જવાથી ધર્મ ભ્રષ્ટતા સિવાય અન્ય કાંઇ જણાતું નથી. જે રકેબી પ્યાલામાં આપણા જેવા સારા માણસો ચાહ પીએ છે તેજ પ્યાલા પાણીમાં બોળી હલકી જાતના અને રોગિષ્ટ લોકોને પીવાના ઉપયોગમાં આવે છે અને તેના તેજ વળી પાછા ઉંચ વર્ણના હિંદુને ભરી આપવામાં આવે છે. હું પહેલાં હોટેલમાં બહુ જતો. ચાહનો મને ઘણો શોખ હતો. દિવસમાં ઓછામાં ઓછા હું દશ કપ ચાહ પીતો. હોટેલવાળાને ત્યાં મારૂં નામું હતું. ચાહ, આઇશક્રીમ, સોડા, લેમન વગેરેમાં મારે દર માસે દસ–બાર રૂપિયાનું બીલ થતું. મારો ઘણો ખરો પગાર હોટેલના બીલમાંજ આપવો પડતો. એક દિવસે હું હોટેલમાં નાસ્તો કરવાને બેઠો હતો; એવામાં એક મલિન દેખાવનો બેડોળ હજામ કંઇ બીજે નહિ બેસતાં મારી સાથે આવીને બેઠો. હું તેને જોતાંજ જંખવાણો પડી ગયો. પણ ત્યાં મારાથી તેને કેવી રીતે ઉઠાડી શકાય ? હું ખાધું ન ખાધું કરી હાથ ધોઇ ઉભો થયો. હજામે મારી ગમ્મત કરવાને ' કેમ સાહેબ ઉઠયા ? કહિ મારી મશ્કરી કરી. આથી મને ઘણું લાગી આવ્યું. મ્હેં તેજ ક્ષણે હોટેલમાં નહિ જવાની સખ્ત પ્રતિજ્ઞા કરી. ગુણવંત ! મ્હેં જ્યારથી હોટેલમાં જવાની પ્રતિજ્ઞા કરી છે ત્યારથી નાણાં–કીર્તિ અને સમયનો લાભ મળ્યો છે. માટે તારી ઇચ્છા હોયતો આપણે બીજે કોઇ સ્થળે બેશી આઇશક્રીમ મંગાવીએ. " રસીકે કહ્યું.

તેના લંબાણ ભાષણથી ગુણવંત છક થઇ ગયો. તેણે કહ્યું:–

"રસીક ! તું એક સ્હેજ બાબતમાં મોટું ભાષણ કરી નકામો સમય ગુમાવે છે. લે ચાલ હવે કોની દુકાનપર જઇશું ? આટલામાં તારે કોઇની સાથે ઓળખાણ છે ?"

"હા, જો આ સામે મારા એક મિત્રની દુકાન આવેલી છે. હું અને તે જુના મિત્રો છીએ. અમે ખુબ મોજ–મઝા ઉડાવી છે; પણ આખરે આ સંસાર ચક્રના સપાટામાં સપડાઇ રંગરાગનો ત્યાગ કરી હવે ઠેકાણે આવ્યા છીએ. ને તેમના ધંધામાં સારૂં પેદા કરે છે. માટે ચાલ આપણે તેની સાથે મળી આઇશક્રીમ ખાઇએ." કહી રસીક ગુણવંતનો હાથ પકડી નજીકમાં આવેલી એક દુકાને લઇ ગયો. રસીકના મિત્રે આ બન્ને મિત્રોનું સારી રીતે સન્માન કર્યું. રસીકે આઇશક્રીમ મંગાવવાનું જણાવ્યું. તરત તેણે તેના નોકરને મોકલી પાસેર–પાસેર આઇશક્રીમની ત્રણ પ્લેટો મંગાવી.
આઇસક્રીમની ત્રણ પ્લેટો રજુ થઇ. ત્રણે મિત્રોએ આઇસક્રીમ ઉડાવી શિતળતા અનુભવી. પાન આવ્યાં. તેનો પણ યોગ્ય ઇન્સાફ થયો. ત્રણે મિત્રો વચ્ચે થોડીકવાર વાર્તાવિનોદ ચાલ્યો. આ પછી રસીક અને ગુણવંત તે વેપારી મિત્રની રજા લઇ ચાલતા થયા અને બન્દરની રમ્યતા નિહાળતા નિહાળતા શ્રી ભદ્રકાળી માતાના મંદિરે આવ્યા. રવિવારનો દિવસ હોવાથી માતાજીના મંદિરે દર્શનાર્થે આવેલા લોકોની ભીડ થઇ રહી હતી. મંદિરની બહાર આંધળાં લુલાં વગેરે ગરીબ જનોની લાંબી લાઇન બેઠેલી હતી. રસીકે અને ગુણવંતે મંદિરમાં જઇ માતાજીને નમન કર્યું અને પછી બહાર નીકળી વિકટોરીયા ગાર્ડન તરફ પ્રયાણ કર્યું. સાંજનો સમય હોવાથી અનેક જનો બગીચા તરફ જતાં હતાં. આ બન્ને મિત્રો પણ બગીચામાં પ્રવેશ્યા અને આસપાસની

રમ્યતા નિહાળતા એક એકાન્ત સ્થાને આવી ત્યાં પડેલી પાટલી પર બેઠા. સરિતા કિનારો નજદિક હોવાથી શિતળ પવન આવતો હતો, પુષ્પવૃક્ષોમાંથી નીકળતી ખુશબો આનંદ આપી રહી હતી. અનેક સ્ત્રી પુરૂષો આમ તેમ ફરતાં હતાં. ગુણવંત એક ગુલાબ પુષ્પની તરફ જોઇ રહ્યો હતો. આ વખતે રસીકનું ધ્યાન અન્ય સ્થળે હતું. તે કંઈક ઉંડા વિચારમાં હોય એમ જણાતું હતું. બન્ને મિત્રો ઘણીવાર સુધી મૌનતાથી બેસી રહ્યા. થોડીવારે ગુણવંતની નજર રસીકપર પડી. રસીકને વિચારમાં પડેલો જોતાંજ ગુણવંતે કહ્યું: "રસીક! શું વિચાર કર્યા કરે છે ? આ સ્થળેતો દરેક વિચારનો ત્યાગ કરી મન આનંદમાં રાખવું. તું એક અજબ માણસ છે. આખો દિવસ વિચારને વિચાર. હું તને વિચાર નહિ કરવાનું કેટલી વખત કહું ? બહુ વિચારથી તને વિચારવાયુ થઇ જશે. યાદ રાખજે કે પછી પસ્તાવું ના પડે ? વળી ગઇ કાલેજ તારી ઓફિસનો એક કલાર્ક મળ્યો હતો. તેણે પણ મને જણાવ્યું હતું કે રસીકલાલ ઓફિસમાં પણ વિચારવશ રહે છે અને કંઇ કામ કરતા નથી. સાહેબ ગુસ્સે થાય છે. રસીક! આનું શું પરીણામ આવશે તેનો ખ્યાલ કર ? સાહેબ ચિઢાશે તો તને રજા મળશે."

રસીકે ગુણવંતનું બોલવું ધ્યાન પૂર્વક શ્રવણ કરી કહ્યું, "ભાઇ! નશીબમાં જે બનવાનું હશે તે બનશે. પ્રારબ્ધ મિથ્યા થશે નહિ. આ ભાગ્યમાં જેટલું સહન કરવાનું હશે તેટલું સહન કરવુંજ પડશે" આટલું કહી રસીકે એક દીર્ઘ નિઃશ્વાસ મૂકયો.

"રસીક ! તું આમ નિઃશ્વાસ શામાટે નાખે છે ? તારા વિચારનું કારણ તો મને જણાવ ? ભાઇ તને શું દુઃખ છે ? તું તારા

મનની વાત મને નહિ જણાવે તો કોને જણાવીશ ? દોસ્ત ! હૃદયની વાત મિત્રને જણાવવાથી હૃદયનો ભાર ઓછો થાય છે. કહે મારા મિત્ર ! તને શું દુઃખ છે ?" ગુણવંત રસીકનો હાથ પકડી પૂછ્યું.

રસીકે માથું ઉંચું કરી કહેવા માંડયું," ગુણવંત ! ભાઇ ! તને હું શું કહું ? મારા કષ્ટની અવધી નથી. જન્મથી આજ પર્યંત મેં સુખનાં દર્શન કર્યાજ નથી. હું દુઃખથી ટેવાઇ ગયો છું. પણ..." રસીક બોલતાં અચકયો. ગુણવંતે પૂછ્યું; " મારાથી કંઇ પણ વાત છૂપાવીશ નહિ. બોલ; વાત કહેતાં શામાટે અચકાયછે ? "

" ગુણવંત! મને જેટલું મારા માટે નથી લાગતું; એટલું મને મારી માતાને માટે લાગે છે. પિતા મને બાલ્યકાળમાં મૂકી મરણને શરણ થયા. માતાએ અપાર કષ્ટ સહન કરી મને મોટો કર્યો. મહેનત મજુરી કરી મને ભણાવ્યો. મારા પિતા ઘણા ગરીબ હતા. માથે ઘણું દેવું હતું. મારી ગરીબ માતાએ જીવન પર્યંત મહેનત કરી કેટલુંક દેવું ચૂકવ્યું. મને ભણાવવામાં પણ ઘણું ખર્ચ થયું. સમય વિતતાં લેણદારોએ ઉઘરાણી શરૂ કરી. મને મારી સ્થિતિનું ભાન થયું. મેં લેણદારોને યોગ્ય શબ્દોમાં સમજાવી નોકરી શોધવા માંડી. પણ કમનસીબે મને નોકરી મળી નહિ. લેણદારોએ સખ્ત ઉઘરાણી કરવા માંડી. આથી મેં મારૂં તમામ રાચ રચીલું વેચી કેટલુંક દેવું અદા કર્યું. બાકીના દેવાને માટે અને ગુજરાનને માટે હું મારી માતાને સમજાવી આ શહેરમાં નોકરી શોધવા આવ્યો. અનેક મુશ્કેલીયોને અંતે મેં મ્યુનીસીપાલીટીમાં નોકરી મેળવી. અને પછી તારી સાથે ઓળખાણ થઇ. અને તારા પ્રયાસથી હાલની નોકરી મને મળી. ભણેલા પાસ થએલા મારાજેવાને નોકરી શોધવા કેટલાં ફાંફાં મારવાં પડે છે તેનો

મને ખ્યાલ થયો. મેં પરીક્ષા પાસ કરી. ઘણું ભણ્યો. પરીણામ પચીસ રૂપીયાની નોકરી ! અફસોસ. આ બધું આ હિંદુસ્થાનમાંજ સંભવે. હું નશીબને આધિન રહી ઉપરીઓના અપશબ્દો સહન કરી નોકરી કર્યા કરૂં છું. પણ નશીબ મને સુખમાં કેમ રહેવાદે ? ગઇ કાલેજ માતાના મંદવાડનો પત્ર આવ્યો છે. તેમાં લખ્યું છે કે, આખરનો મંદવાડ છે. દવાને માટે પૈસા નથી. તમારે મુખ જોવું હોય તો આવજો. વગેરે લખેલું છે. ગુણવંત ! આ સમાચારથી હું આજે ગભરાઉં છું અને વિચાર સાગરમાં ડૂબું છું. મારી પ્રેમાળ માતા શું મરી જશે, અરેરે ! તેના જેવી દયાળુ માતા આ જન્મમાં મળવી મૂશ્કેલ છે. મારા માટે તેણે ઘણું સહન કર્યું છે. સ્વપ્ને પણ સુખનાં દર્શન તેને થયાં નથી." રસીકે ટુંકમાં તમામ વાત મિત્રને જણાવી. ગુણવંતની સાથે રસીકને મિત્રતા બંધાએ ઘણા મહિના વિત્યા હતા; પણ રસીકે તેની આ વાત તેને જણાવી નહોતી. ગુણવંત સામાન્ય સ્થિતિનો પણ ગુણજ્ઞ હતો. તે કોઇની નોકરી કરતો નહિ. તેનાં માતા—પિતા થોડા સમય પરજ ગુજરી ગયાં હતાં. પિતાએ વારસામાં થોડીક પુંજી અને થોડીક જમીન મુકેલી હતી. ગુણવંત જમીનની ઉપજમાંથી અને યથાવકાશે પુસ્તકો લખી દ્રવ્ય ઉપાર્જન કરતો અને તે મળેલા દ્રવ્યમાંથી પતિ–પત્નિ સંતોષથી દિવસો નિર્ગમન કરતાં. રસીક આ પ્રેમાળ દંપતિનો સ્નેહ પાત્ર બની એક મકાનનો મેડો ભાડે રાખીને રહ્યો હતો.

રસીકની તમામ વાત ધ્યાન પૂર્વક શ્રવણ કરી ગુણવંતે કહ્યું, " રસીક ! તેં આટલા દિવસ આ વાત મારાથી કેમ છૂપાવી ? "

" ભાઇ ! દુઃખીઆની વાત દુઃખમયજ હોય છે. મારે તને શા

માટે દુઃખી કરવો ? " રસીકે કહ્યું.

ગુણવંત ગંભીર બન્યો, તેણે કહ્યું; " તું તારી માતાને અહિં લઈ આવ. આપણે કોઇ સારા દાક્તરની દવા શરૂ કરીશું. "

" પણ પત્ર ઉપરથી સમજાય છે કે તેની માંદગી ગંભીર છે. વળી કદાચ સાહસ કરી તેને અહિં લઇ આવું; પણ તેની દવા શી રીતે કરવી ? પચીસ રૂપીઆના ટુંકા પગારથી હું મારૂં તો માંડ–માંડ પૂરૂં કરૂં છું. " રસીકે મનની વાત જણાવી.

" રસીક ! તું ગભરાઇશ નહિ. તારી સાચી નિષ્ટા અને સત્ય પરાયણુતા જાણી મને ઘણોજ આનંદ થાય છે. તારા જેવા નેક મિત્રના મિલનથી હું મને પોતાને પણ મહા ભાગ્યવાન સમજું છું. તું હવે એક મહીનાની રજા મેળવી નોકરીમાંથી છૂટો થા અને તારે ગામ જઈ તારી માતાની સંભાળ લે. હિંમત હારીશ નહિ. મરણ કિનારે પહોંચેલાં માણસો પણ જીવતાં થયાં છે. શરીરમાં શ્વાસો-ચ્છવાસ રહે ત્યાં સુધી દવા કરવી. પૈસા માટે બિલકુલ ગભરાઇશ નહિ. હાલમાં મારી પાસે સો રૂપીઆ પડ્યા છે. તે તું લઈ જજે અને અને બીજા જોઇએ તો મને લખજે કે જેથી ગમે તેમ કરી તને મોકલી આપીશ. " ગુણવંતે મિત્ર ફરજ દર્શાવી.

"રસીકનું મુખ ગંભીર બન્યું. તેણે ગુણવંતનો ઉપકાર માનતાં કહ્યું; " બંધુ ! તારા ઉપકારનો હું જન્મ પર્યંત ઋણી છું. પ્રભુ તમને સુખી રાખો. ગુણવંત ! મારે હાલ તમારી પાસેથી રૂપીઆ લેવાની જરૂર નથી. હું ઘેર જઈ મારી માતાની દવા કરીશ. મારી પાસે થોડાક રૂપીઆ છે. જરૂર પડે હું તમારી પાસેથી મંગાવી લઇશ."

"તારી મરજી; પણ શરમમાં ન રહેતો. આ ગુણવંતથી જુદાઈ ન સમજતો." ગુણવંતે કહ્યું.

બન્ને મિત્રોએ આજે ઘણા દિવસ દિલ ખોલીને ઘણી વાતો કરી. સાયંકાળ થયો હતો. ભદ્રના ઘડીયાળમાં સાતના ટકોરા થયા. રસીકે કહ્યું. "આપણે ચાલીશું."

"જવાય છે; જોને કેવો મઝાનો પવન આવે છે? શું ઘેર કંઈ કામ છે?" ગુણવંતે પૂછ્યું.

"હા, મારે હજી રસોઈ બનાવવી છે."

"આજે મારી સાથે જમજે."

"ભાઈ! એ તો રોજનું લાગ્યું. આજે તારી સાથે જમું તો કાલે પણ મન થાય. કામ પ્રસંગ હોય તો જમી લેવામાં વાંધો નહિ."

"તું ઘણો હઠીલો છે." ગુણવંત ઉભો થયો. બન્ને મિત્રો બગીચાની બહાર નીકળ્યા. ગાડી-ઘોડા અને મોટરોની ધમાલ મચી રહી હતી. સાયંકાળનો સમય રમણીય લાગતો હતો. રસીકનું નિવાસસ્થાન નજીક આવી પહોંચ્યું. બન્નેને હવે છૂટા પડવાનું હતું. ગુણવંતે રસીક સાથે હાથ મેળવી છૂટા પડતાં કહ્યું. "કાલેજ રજાનો રિપોર્ટ કરજે. આ કામમાં આળસ કરીશ નહિ."

"હું પ્રથમ એજ કામ કરીશ."

"જતાં અગાઉ મને મળતો જઈશ ને?"

"તમને મળ્યા વિના હું જાઉં ખરો કે?"

ગુણવંત તેના મકાન તરફ વળ્યો; અને રસીક પણ તેના મકાનમાં જઇ મેડાપર ચઢી રસોઈ બનાવવાની તૈયારી કરવા લાગ્યો.

---

# પ્રકરણ ૨ જું.



## મુંઝાએલું મન.

રસીક વાળુ કરી નિવૃત્ત થયો. સઘળું કામ આટોપતાં રાત્રિના દસ વાગ્યા. પછી પથારી કરી અને એક પુસ્તક લઈ વાંચવા બેઠો. લગભગ અર્ધો કલાક પુસ્તક વાંચ્યું; પણ તેમાં તેનું ચિત્ત ચોટયું નહિ. તેના મનમાં તેની માતાના વિચારો થઇ રહ્યા હતા. માતા માંદી છે. તેને શી રીતે મળવું. નોકરીમાંથી શી રીતે રજા મેળવવી. સાહેબ રજા નહિ આપે તો ? વગેરે અનેક વિચારો તેના મનમાં દોડાદોડી કરી રહ્યા હતા. રસીક કંટાળ્યો. પોતે ગરીબ છે. પાસે કંઈ પણ મુડી નથી. જીવન શી રીતે નભાવાશે ? રસીક ઉંડા નિઃશ્વાસ નાખી આત્મગત્ બોલવા લાગ્યો: " ભગવાન! શું આ બધું આપની અજાણ બહાર છે ? શું આ જગતમાં ન્યાયીને દુઃખ અને અન્યાયીને સુખ એજ આપના દરબારનો ઈન્સાફ છે ? નારાયણ ! આ તમારા બાળકની દીનદશા તરફ લગીર તો દૃષ્ટિ કરો. અફસોસ. મારૂં શું થશે ? મારી રાંકડી માતાની શી સ્થિતિ હશે ? ઉપરી પાસે રજા માગતાં નોકરી ગૂમાવવી પડશે તો ? હાય, આ વિચાર જ મારા મનને ગભરાવી મૂકે છે. નોકરીયો કયાં છે ? નોકરી મેળવવાને માટે કેટલી હાડમારીઓ ભોગવવી પડે છે. કેટલી ખુશામતો કરવી પડે છે. હાય ભણેલા ગણેલાની આ દેશમાં આ શી દશા ? ઘર-બાર વેચી દેવું કરી ભણ્યા; પણ નોકરી કયાં ? હે પ્રભુ તેં આ હિંદુસ્તાનમાં જન્મ શા માટે આપ્યો ? જો ઈંગ્લેન્ડમાં જન્મ્યો હોત

તો ઠીક થાત કે જેથી હજાર રૂપીઆના પગારથી હિંદુસ્તાનમાં નોકરી પર આવી રૂઆબથી રહેવાત, પાંચ હજાર માઇલથી આવેલો પરદેશી કે જેને ફક્ત એકજ ભાષા આવડે છે, બીજું કંઈ જ્ઞાન હોતું નથી; તેને હજારોના પગારો, રહેવાને બંગલાઓ અને ફરવાને ગાડી-મોટરો. અહા ! સમયનું કેવું પરીવર્તન ? બિચારા હિંદીયો, બી. એ. એમ. એ. થયેલા વિદ્વાનો: તમારી દશા જુઓ. તમારી વિદ્વતા કેટલે વેચાય છે એનો ખ્યાલ કરો. હા ! નોકરી-નોકરીની બુમો પાડતા હું મારા વિદ્વાન ભાઇઓને જ્યારે અવલોકું છું ત્યારે મારા આંતરીક સંતાપનો પાર રહેતો નથી. હાય હિંદુસ્થાન ! કયાં ગયું તારૂં અગાઉનું સ્થાન ? નથી. આજે પૂર્વની સ્થિતિ નથી. કર્મહિન સંતાનોએ પરસ્પરમાં કલહ કરી સર્વસ્વ ગૂમાવ્યું છે. હિંદને માથે કાયમની ગુલામી લખાવી છે. દેશમાં હજારો વિદ્વાનો નોકરી-નોકરીની બુમો પાડયા કરે છે ! અરે મને પણ કેટલી મુશીબતને અંતે નોકરી મળી છે ! અને તે વળી કેવી કે આજે છે તો કાલે નથી. માતા માંદી છે. સાહેબ પાસે રજા મળતાં સદાની રજા મળશે તો ? થઈ ચૂકયું ? નોકરીની ભીખને માટે સ્થળે-સ્થળે રખડવું પડશે. દુઃખનાં વાદળ તૂટી પડશે. અહા ! ઓફિસમાં પણ કેટલી પક્ષાપક્ષી ? મારી પર કેટલો દ્વેશ ? આ દશામાં મારે શું કરવું તેની સમજ પડતી નથી. ઑફિસમાં કેટલું અંધેર ? ગરીબોને કેટલી કનડગત ? આ બધું મારાથી જોવાતું નથી. સાહેબ પણ એથી જ ગુસ્સે રહે છે. જો હું તેમના અન્યાયી કાર્યમાં મદદરૂપ થાઉં અને ગરીબોને ગરદન મારવામાં છુરીરૂપ બનું તો સાહેબનો ખાસ પ્રીતિ પાત્ર થઇ રહું. સાહેબ મારા સાચા સ્વભાવથી મારીપર અંદર ખાનેથી ચિઢાય છે એ હું બરા-

બર સમજી શકું છું. તેઓ મને તેમના પાપનો ભાગીદાર બનાવવાને તેમની ટોળીમાં દાખલ કરવાને ઘણા ઉત્સુક છે; પણ સ્પષ્ટ કહી શકતા નથી. ખરેખર મારી દશા આ વખતે વિચિત્ર થઇ પડી છે. એક તરફ ગરીબી રાક્ષસી મુખ વિકાશી ને ઉભેલી છે. બીજી બાજુએ માતાને લેવા આવેલા યમદૂતો દાંત કકડાવી રહ્યા છે અને ત્રીજી તરફ પૈસા કમાવાનું સાધન કિંમતી–અમૂલ્ય નોકરી છુટવાની તૈયારી થઇ રહી છે. હે ભગવાન હવે હું શું કરૂં ? મારી મુંઝવણનો પાર નથી.” આવી રીતના અનેક વિચારોને સ્થાન આપતો રસીક અંતે શાન્ત રહ્યો. અને ઉંડા વિચારમાં પડી કંઇક નિશ્ચય પર આવવાનો યત્ન કરવા લાગ્યો. લગભગ એક કલાક સુધી તેની આ દશા રહી. પછી વિચારમાંથી જાગ્યો. તેના મુખપર મક્કમતા જણાતી હોય. એવી રીતે તે બોલ્યો; “ ગમે તેમ થાઓ: પણ માતાની પાસે જવું. માતા ફરી ફરીને મળનાર નથી. નોકરી જાય તો ભલે જાય. હાથ પગ સલામત હશે તો નોકરી જરૂર મળશે. પણ મરી ગએલી માતાનાં દર્શન તો દુર્લભજ થઇ પડશે. એ નોકરી તારા નામની માળા જપાય છે. કળીયુગમાં સાચી દેવી તુંજ છે. તારી સેવા જેટલા જનો કરતા હશે; તેટલા અન્યુ દેવીને સેવતા નહિ હોય. હા, તારી સેવા કરતાં પણ તારી અકૃપા. ખરેખર નોકરી હલકીજ છે. કનીષ્ટ ચાકરી એ સત્ય છે. નોકરીની જાળમાં જકડાએલાઓની દશા ગુલામો કરતાં પણ બુરી છે. નોકરીનાં કષ્ટ તો ફક્ત અનુભવીજ સમજી શકે છે. હા ! નોકરી વિશે એક કવી કથે છે કે,

છે નોકરી દુઃખનું મૂળ, શૂળ સૌને મોટી ( ૨ )
આમ દોડાવે તેમ દોડાવે, કરાવે સર્વે વેઠ,

ધીક્ક જગતમાં જીવતર તેનું, ભરે આશરે પેટ.—શ્રળ.
પંડિત જ્ઞાની ધ્યાની સર્વે લખી ગયા છે વિચારી,
ગુલામીગિરી છે નફ્ટ નોકરી નહિ કરવી તે સારી.—શ્રળ.

એમજ થશે. આ રસીક પણ ઉપરીની કૃપાથી કાલે ઘેરજ બેસશે. હું સવારમાં ઑફિસે જઈશ. માતા માંદી છે એ સાહેબને જણાવી રજા માંગીશ. મને ખાત્રીજ છે કે સાહેબ રજા આપનાર નથી. સાહેબ દુષ્ટ વૃત્તિનો છે. અભીમાનથી અંધ બનેલો છે. મારે ને તેને ચકમક જરૂર ઝરવાની અને નોકરી તૂટવાની. બસ કાલનું એજ પરીણામ.'' આમ વિચારતા રસીકે છેવટે પુસ્તક વાંચવામાં ધ્યાન પરોવ્યું.

રસીક એક ખાનગી ઑફિસમાં અંગ્રેજી કલાર્કનું કામ કરતો હતો. મહિને દિવસે તેને પચીસ રૂપીયા પગાર મળતો હતો. તેની ઑફિસમાં બીજા કારકુનો પણ હતા. આ બધાનો ઉપરી એક યુરેઝીયન સાહેબ હતો. આ યુરેઝીયન મહા દુષ્ટ હતો. નોકરો ગુલામના ગુલામ છે એમજ સમજતો હતો. ઑફીસ કામ ઉપરાંત તેને રહેવાના બંગલાનું ખાનગી કામ પણ કારકુનોની પાસે કરાવતો. સાહેબ લોભી જબરો હતો. ગરીબોનાં કૉર્ટનાં કામ—ધીરધાર વગેરેનાં કામ તે કરતો અને તેમાંથી ખૂબ પૈસા ખાતો. ગરીબોને સતાવવામાં તે શયતાન મશહુર હતો. સાચ્ચો પરમેશ્વર પૈસાજ છે. આવી માન્યતા વાળો સાહેબ પૈસા મેળવવાને ભગીરથ પ્રયત્ન કરતો હતો. જુઠ—લુચ્ચાઈના તો તેની પાસે ખજાના ભરેલા હતા.

જેવા શેઠ તેવા ગુમાસ્તા. એ ન્યાયે ઑફિસના કારકુનો પણ સાહેબના પાપના ભાગીદાર બન્યા હતા. ફક્ત રસીક જ એ લોકોની પાપિષ્ટ પ્રવૃત્તિમાંથી દૂર રહ્યો હતો. આથી સાહેબ અને કારકુનો તેની

પર ચિઢાએલા રહેતા. રસીકને સઘળા મસ્કરીમાં ભગતડો કહેતા. પણ રસીક આ લોકોની કંઇ દરકાર કરતો નહિ. રસીક નીતિથી પોતાનું કામ કરે જતો. આવા નામધારી ખાનદાન ઓફિસરની સાથે બિચારા રસીકનાં પાનાં પડયાં હતાં.

રાત્રિના અગીઆર વાગી ગયા. રસીક પુસ્તક બંધ કરી પથારીમાં પડયો. અત્યંત વિચારોથી તેનું મગજ શ્રમિત બન્યું હતું. થોડીવારમાંજ નિદ્રાદેવીએ તેને પોતાના શરણમાં લઇ દુઃખ મૂક્ત કર્યો, પણ વિધાતાની વિચિત્રતા નિરાળી જ હોય છે. ગરીબ રસીકની વિધિ વક્રતા ધરાવી રહી છે. તેના ભાગ્યના ભેદ કંઇક જુદાજ છે. ભલેને નિદ્રાદેવી તેને સુખી કરવાના પ્રયત્ન કરે; પણ નશીબદેવી તેને કેમ સુખે સૂવા દે ? ગરીબનું જીવન આ જગતમાં નકામું છે, તેને સુખમય નિદ્રા લેવાનો અધીકાર નથી, ગરીબ પશુ છે. તે માણસ નથી. આવી માન્યતાવાળા જનો ગરીબના દુઃખમાં શી રીતે મદદ કરી શકે ? જગતમાં પૈસાદાર જ સુખી. ગાડી-વાડી અને લાડીમાં ફરનારની જ સર્વત્ર બોલબાલા. બાકીનાનું જીવવું નકામું. શ્રીમાનો મહાલયોમાં સુખેથી પોઢયા હશે. ત્યારે બિચારાં ગરીબો ટૂટેલા ઘરમાં ફાટેલ ગોદડીમાં ઉંઘવાને માટે તરફડીયાં મારતાં હશે. પ્રભુ જગતની આ શી રચના ? તમારી આ કેવી અદ્દ્ભુત માયાજાળ ? રાત્રિ શાન્તિથી વ્યતિત થઇ રહી હતી, અંધકાર ચારે તરફ ફરી વળ્યો હતો. મ્યુનીસીપાલીટીમાં ફાનસો પણ હોલવાઈ જવાની તૈયારીમાં હતાં, એટલામાં એકાએક શ્વાનના ભસવાના અવાજ સંભળાયા. કુતરાંઓએ શાન્તિ વિખેરી. ખાખી રંગનાં કપડાં પહેરેલો એક સિપાહી જણાયો. તેણે રસીકના નામની મોટેથી બૂમો પાડવા માંડી,

રસીક સફાળો જાગી ઉઠયો. તેણે બહાર ડોકું કાઢી પૂછ્યું: "કેમ ભાઇ ! શું છે ?"

"રસીકલાલ તમારૂં નામ ? " પ્રશ્ન થયો.

" હા. "

" નીચે આવો '!

રસીકને ફાળ પડી, તેણે પૂછ્યું, "શું કામ છે ?"

"તમારા નામનો તાર છે. સહી કરી આપો."

તારનું નામ સાંભળતાં જ રસીક ગભરાયો. માતાના અમંગળની શંકા થઇ. તેની આંખ્યોમાં ઝળઝળીયાં ઉભરાયાં. તે નીચે ઉતર્યો અને સહિ કરી આપી તાર લીધો.

રસીકે ઉપર આવી તાર વાંચ્યો. તેમાં લખેલું હતું કે, "તમારી માતાનું મુખ જોવું હોય તો તરત આવો."

માતા હજી જીવે છે ધારી રસીકમાં હિંમત આવી. તાર મૂકનારનું નામ જોયું. કૈલાસ લખેલું હતું. આ કૈલાસ કોણ ? રસીકે વિચાર કર્યો; પણ કૈલાસનું ઓળખાણ જણાયું નહિ, રસીકે બપોરની ગાડીએ જવાનો નિશ્ચય કર્યો, સામાન બાંધી લીધો. ઘરના માલીકને જગાડી ભાડું ચૂકવી આપ્યું. સામાન ઘણો ન હતો. એક ટ્રંકમાં સઘળું ભરાઇ રહ્યું.

પ્રાત:કાળ થયો. રસીકને આજે આખી રાતનું જાગરણ થયું હતું, પડોશીયો જાગ્યાં. રસીક ટ્રંક લઇ બહાર નીકળ્યો. પડોશીયો વિવિધ પ્રશ્નો કરવા લાગ્યાં, રસીકે માતાના મંદવાડની વાત જણાવી. રસીકના સ્વભાવથી પડોશીયો તેનીપર ઘણો પ્રેમ રાખતાં હતાં. રસીકના

જવાથી સઘળાંને ઘણું લાગી આવ્યું. રસીકને સઘળાંએ આશ્વાસન સૂચક શબ્દો સંભળાવી કામકાજ લખવાનો વિવેક વાપર્યો. સઘળાંને પ્રણામ કરી રસીક ટ્રંક ઉપાડી ચકલામાં આવ્યો. એક મજુર જેવા જણાતા છોકરાને એક આનો આપવો કરી ટ્રંક ઉપડાવ્યો.

પ્રભાતનો રમણીય સમય હતો. અમદાવાદનો જનસમાજ જાગૃત થઈ કાર્યમાં પ્રવૃત્ત થતો હતો. લોકો ઓટલાપર બેસી દાતણ-પાણી કરતા હતા, કેટલાક ફરવાને તો કેટલાક સરીતાએ સ્નાન કરવા જતા હતા. ગાડી–ઘોડાનો અવર જવર પણ ધીમે ધીમે વધતો હતો. મીલોનાં ભૂગળાંમાંથી વિવિધ અવાજ નીકળતા હતા. ગરીબ મજુરો મીલમાં જવાને દોડાદોડી કરી રહ્યા હતા. રસીક મજુર સાથે ગુણવંતના મકાને આવ્યો. ગુણવંત ઓટલાપર બેસી દાતણ કરી રહ્યો હતો, રસીકને આટલો વ્હેલો આવેલો જોઇ તેને આશ્ચર્ય ઉત્પન્ન થયું, રસીકે ઓટલાપર ટ્રંક મૂકાવી મજુરને પૈસા આપી વિદાય કર્યો. ગુણવંતની પત્ની બહાર આવી ઓટલાપર પડેલા ટ્રંકને ઘરમાં ઉપાડી ગઇ. ગુણવંત મુખ ધોઇ રસીક સાથે ઘરમાં પ્રવેશ્યો; અને બોલ્યો, " રસીક ! આટલો બધો વ્હેલો કેમ આવ્યો ?"

રસીકે કંઇ નહિ બોલતાં ગુણવંતના હાથમાં તાર મુક્યો.

ગુણવંતે તાર વાંચ્યો. તેનું મુખ ઉતરી ગયું. તેણે પૂછ્યું; " તું કઇ ટ્રેનમાં જઇશ ?"

" બપોરની. "

" ઑફિસમાં જવું હશે ને ?"

" હાસ્તો. રજા લેવા જવુંજ પડશે. "

" રજા મળશે ?" ગુણવંતે પૂછ્યું.

" એ તો ત્યાં ગયે જણાશે."

"સાહેબને શાન્તિથી સમજાવજે. અકળાઇશ નહિ. પ્રભુ બેલી છે. તું ઑફિસમાં જઇ આવીશ, ત્યાં સુધી અહિં રસોઇ પણ તૈયાર થશે." ગુણવંતે જણાવ્યું.

" ગુણવંત ! મારા લીધે તારે ઘણું સહન કરવું પડે છે. મિત્ર હજો તો તારા જેવાજ હજો. ભાઇ ! હું તારો ભવોભવનો ઋણી છું." રસીકે ઉપકાર પ્રદર્શિત કર્યો.

ગુણવંત હસીને બોલ્યો, " રસીક ! તારે લીધે મારે કંઇ પણ સહન કરવું પડતું નથી. તારા જેવો ગુણજ્ઞ મિત્ર મને બીજે કયાં મળનાર હતો ? દોસ્ત ! મેં કાંઇજ કર્યું નથી. મેંતો ફક્ત મારી ફરજ બજાવી છે. રસીક ! મિત્રની ખરી કસોટી તો આફતમાંજ થાય છે.

" સત્ય છે." રસીકે જણાવ્યું.

" રસીક ! દેશ જઇ મને વિસરીશ નહિ. તારી માતાની બરાબર સેવા કરજે. ભાગ્યવાન પુત્રનેજ માતા–પિતાની સેવાનો અલભ્ય લાભ પ્રાપ્ત થાય છે. એવો અમૂલ્ય પુણ્યમય સેવાનો સમય ચૂકીશ મા. માતા–પિતા પ્રભુસમ છે. એ પ્રભુની મન વચનને કર્મથી સેવા કરનાર પુત્ર રત્નને ધન્ય છે. રસીક તું ગુણજ્ઞ છે. વળી તારે જે કંઇ કામકાજ પડે તો જરૂર લખજે અને કદાચ મારી પોતાની ત્યાં જરૂર પડેતો તાર કરજે. હું તગ્ત ત્યાં આવીને ઉભો રહીશ. તારે રૂપીઆની જરૂર પડે તો વિના મુંઝાયે વિના સંકોચે મંગાવજે." ગુણવંતે જેટલું કહેવાનું હતું તેટલું કહી દીધું.

ગુણવંતનો પ્રેમ જોઇ રસીકનું હૃદય ભરાઇ આવ્યું. તેણે ઉપકારની દૃષ્ટે ગુણવંત તરફ જોઇ કહ્યું, " ભાઇ ! શું કહું ? મારા

હૃદયમાં થાય છે કે હું આનો કેવા શબ્દોમાં ઉપકાર માનું. પણ મારાથી બોલાતું નથી. શબ્દો જડતા નથી. ભાઇ! આ જગતમાં આ રસીકને એક પ્રભુ અને એક તુંજ છે. ભગવાન તારૂં શુભ કરો. ભાઇ! તું મારી ફીકર કરીશ નહિ. હું ત્યાં જઇને તને તરત કાગળ લખીશ."

"તું ઑફિસે ક્યારે જઇશ?" ગુણવંતે પૂછ્યું.

"હું હવે ઑફિસેજ જાઉં છું."

"સાહેબ રજા આપશે?"

"નહિ આપે તો સદાની રજા લઇ લઇશ." રસીકે નિશ્ચત્મક અવાજે કહ્યું.

"એટલે?"

"નોકરી તજી દઇશ."

"પછી?"

"રામ ભરોંશે."

ગુણવંતને હસવું આવ્યું. રસીક કોઇ કોઇ વખતે વિનોદમાં આવી જઇ એવા શબ્દો બોલતો કે જેથી સાંભળનાર ને પણ હસવું આવ્યા વિના રહે નહિ. બન્ને મિત્રો વાતો કરી રહ્યા હતા. બીજી બાજુએ ગુણવંતની પત્નિ ધનલક્ષ્મીએ દુધ ગરમ કરી બે પ્યાલા ભરી બન્ને મિત્રોની આગળ લાવી મૂકયા. રસીકે કહ્યું, "બ્હેન! આજે ઘણી તકલીફ આપી છે હાં?"

"ભાઇ! એમાં તકલીફ શાની? તમે અમારા ભેગા હમ્મેશને માટે રહો તો અમને અધિક આનંદ મળે."

" ઠીક છે; હવે પછી એમ કરીશું. " રસીકે કહ્યું.

" રસીકભાઇ ! હું તમારી સાથે આવું ? " ધનલક્ષ્મીએ પૂછ્યું.

" ક્યાં બ્હેન ? " રસીકે પૂછ્યું.

" તમારે ગામ ? "

" શું કરવા ? "

" માતાની સેવા કરવા. તમારા ઘરમાં બીજું કોણ છે ? મારા જેવી સાથે હોય તો સારી. બાઇ માણસની પાસે બાઇ હોય તો સારી સારવાર થઇ શકે. " ગુણવંતે કહ્યું.

રસીક વિચારમાં પડયો. ગુણવંતનું કહેવું સત્ય લાગ્યું. પણ મિત્ર પત્નિને કેમ લઇ જવાય ? વળી માતાની ગંભીર માંદગી છે. વળી આ ગુણિયલ ધનલક્ષ્મી ગામડા ગામથી અજાણ છે. શહેરી બાળાને શા માટે શ્રમ આપવો. જરૂર પડશે તો બોલાવીશું. આમ વિચારતા રસીકે ધનલક્ષ્મી સામે જોયું અને તે કંઇક કહે એટલામાં જ ધનલક્ષ્મીએ પૂછ્યું. " કાં રસીકભાઇ ? શું વિચાર ગોઠવ્યો ?"

" બ્હેન ! તમને લઇ જવાનો. "

" ચાલો, હું તૈયાર છું. "

" મારા ગુણવંત ભાઇની રજા લીધી ? " રસીકે કહ્યું.

" મને રજા મળશે એવી મને તેમના હૃદયની ચોક્કસ ખાત્રી છે અને તેથીજ હું આવવાને તૈયાર છું. "

" ગુણવંત ભાઇ ! તમે ખુશી છોને ? "

" અરે તું કહેતો હું પોતે પણ આવવા તૈયાર છું. "

"ત્યારે ચાલો: બાંધો ગાંસડા—પોટલાં." રસીકે ટોળથી ઉભા થઇ કહ્યું.

ત્રિપુટીમાં હસાહસ થઇ રહી. રસીકે કહ્યું. "બ્હેન ! તમારૂં અત્યારે ત્યાં કંઇ પણ કામ નથી. માતાની માંદગી ગંભીર છે. બીચારૂં દુ:ખ વેઠેલું ઘરડું પાન છે. હું ઘેર પહોંચીશ તે પહેલાંતો મારી માતા પ્રભુ દરબારે પહોંચી ચૂકી હશે !" રસીકની આંખ્યોમાં ઝળઝળીયાં ભરાયાં. ગુણવંતે હિંમત રાખવાનું સૂચવ્યું. નવ વાગ્યા. ઑફિસ ટાઇમ થવા આવ્યો. રસીકે કહ્યું, "ભાઇ હું ઑફિસમાં જઇ આવું."

"ટાઇમ થયો ?"

"ત્યાં જતાં થઇ રહેશે."

"સાહેબ આવ્યા હશે ?"

"અરે એતો પા કલાક અગાઉ આવી બેસે છે."

"ઠીક, જઇ આવો."

રસીક ત્યાંથી બહાર નીકળી ઑફિસના રસ્તે જવા લાગ્યો.

---

## પ્રકરણ ૩ જું.

---

## સાહેબની હજુરમાં.

સૂર્ય ભગવાન જગતનાં પાપ–પુણ્યની નિરિક્ષા કરી રહ્યા હતા. નવ વાગવાનો સમય થયો હતો. જન સમાજમાં પ્રવૃત્તિનું સામ્રાજ્ય શરૂ થઇ ચૂકયું હતું. નોકરીયાત માણસો નોકરીએ જવાની ઉતાવળ કરી રહ્યા હતા. કોઇના ઘરમાં ભોજન વિધિ ચાલતો

હતે. બાળકોને નિશાળે જવાનો ટાઇમ થયો હોવાથી જમતાં બાળકોને ઉતાવળથી જમી નિશાળે જવાનું માતા પિતા સૂચવતાં હતાં.

રસ કસ હિન, લુંટાઇ ચુસાઇ ગએલી આ ભારત ભૂમિની ભાગ્યહિન વિધવાઓ અને ગરીબ નિરાધાર અબળાઓ પેટના પોષણ ને અર્થે રેંટીયાપર બેસી રૂની પૂણીઓ કાંતતી નજરે પડતી હતી. ગૃહ-લક્ષ્મીઓ પતિને જમાડી પોતે જમી અન્ય ગૃહકાર્યમાં પ્રવૃત્ત થએલી ક્યાંક નજરે પડતી હતી. ગાડી–ઘોડા અને મોટરોથી ધરણી ધમધમી રહી હતી. ઑફિસો કોર્ટોના ઉઘડવાનો સમય થયો હતો. આવા પ્રવૃત્તિ ઉત્પાદક સમયે રસીકભાઇ ઉતાવળથી ઑફિસ તરફ પગલાં ભરી રહ્યા હતા. રજા શી રીતે લેવી, શું કહેવું, સાહેબ ચિઢા-ગેલો છે; રજા આપશે તો વગેરે અનેક વિચાર તેના મનમાં દોડાદોડી કરી રહ્યા હતા. વિચારમાં તે એટલો મસ્ત હતો કે ગાડી–બાઇસીકલ વાળાઓને બેલ–ભુંગળાં વગાડવા પડતાં અગર મોટેથી બૂમ મારવી પડતી. રસીક ભદ્ર આગળ આવ્યો. ત્યાં એક મિત્ર સામે મળ્યો. તે રસીકની ઑફિસમાંજ કારકુનનું કામ કરતો હતો. તે હજી સરિ-તાએથી સ્નાન કરી ઘેર જતો હતો. તેણે રસીકને ઉતાવળે–ઉતાવળે જતો જોઇ કહ્યું. “ કાં રસીકભાઇ ! અત્યારમાં ક્યાં સપાટો લગાવ્યો ?”

“ ઑફિસમાં ” રસીક ઉભા રહી કહ્યું.

“ શું ઑફિસ ટાઇમ થયો ? ”

“ ના હજી વાર છે. ”

“ અરે હજી તો દોઢ કલાક બાક્યો છે. ઑફિસમાં જઇ અત્યારથી શું લાલ્ય લગાડવી છે ? આ તમારા જેવાએ જ બધું ઉંધુ માર્યું છે. આખા દેશને દુ:ખી કર્યો. સાહેબની બુદ્ધિ પણ ભ્રષ્ટ કરી. જો ને

તે લોકો તેમના દેશમાં કેવા પ્રમાણીક હોય છે અને પછી અહિં આવે છે ત્યારેજ એમની બુદ્ધિ બગડે છે. તેમના દેશમાં ટાઇમની કિંમત ત્યારે તમારા દેશમાં ટાઇમ શું એની સમજ જ નહિ. તમારા જેવા સાહેબની કૃપા મેળવવા ટાઇમ પહેલાં દોડે. સાહેબ કામ વધારે થશે ધારી સ્વાર્થ દ્રષ્ટે ખુશી થાય; પણ તેથી તેના મનમાં તમારી કેટલી કિંમત અંકાય ? ટાઇમની કિંમત નહિ સમજનારાઓને સાહેબ પશુ જેવાજ સમજે. આવી માન્યતા તે મનમાં ધરાવે અને ઉપરથી તમને ધન્યવાદ આપી કામ કઢાવે. આથી અનેક પ્રમાણિક માણસોને પણ તમારા લીધે ટાઇમ પહેલાં જવું પડે છે. બગડેલો સાહેબ પણ વ્હેલો ટળે છે. તમારાથી તો ભગવાન તોબાહ." રસીકના એક વાચાળ મિત્રે બળાપો જાહેર કર્યો.

રસીકને હસવું આવ્યું. તેણે કહ્યું: "અલ્યા ! તું આજે ખૂબ વાયરે ચઢયો હોય એમ લાગે છે ? તુંજ વિચાર કરી જો કે સાહેબ અને મારે બને છે ? ટાઇમનીજ મોંકાણ છે. સાહેબનો વિચાર મને વ્હેલા બોલાવવાનો છે; પણ આપણો તો નિશ્ચય છે કે બરાબર ટાઇમેજ આવવું. હા ! જો કદાચ કામ વધુ હોય અને વ્હેલું કરવા જેવું હોય તો વ્હેલા પણ આવવું પડે. ભાઇ ! હું અત્યારે ઑફિસમાં કામ સિવાય જતો નથી." રસીકે જણાવ્યું.

"એવું શું કામ છે ?" મિત્રે પૂછ્યું.

"મારે રજા લેવી છે."

"શું કરવા ?"

"મારી માતાની ગંભીર માંદગીનો ગઇ રાતે તાર આવ્યો છે.

માટે આજે બપોરની ટ્રેઇનમાં મારે ગામ જવું છે."

"ત્યાં કેટલા દિવસ થશે ?"

"તે મારાથી કેમ કહી શકાય ? મંદવાડ છે. દિવસ પણ લંબાય."

"રજા કેટલા દિવસની લઇશ ?"

"એક મહિનાની."

"સાહેબ રજા આપશે ?"

"સત્ય કહીશ, પછી જોઇશ."

"સાહેબ પોતે જેવો છે એવા અન્યને જુએ છે. તારી સાચી વાત એના મનમાં ઉતરશે નહિ. વળી તે તારી પર બળેલો છે. તને સદાની રજા આપવાના વિચારમાં છે. ગઇ કાલેજ એક ઝાલાવાડીએ સાહેબને નોકરી માટે અરજી આપી છે. મારા સાંભળવામાં આવ્યું છે કે તે ઝાલાવાડી તારી જગા ઓછા પગારે પૂરનાર છે."

"દોસ્ત ! હું પણ આ દુષ્ટ નોકરીથી કંટાળ્યો છું. ખુશામત કરી કરીને સાહેબની પ્રિતી મેળવવા નથી ઇચ્છતો, ગરીબોના લોહીના પૈસા પડાવવા હું તેના પાપનો ભાગીદાર થવા કરતાં મરવું પસંદ કરૂં છું. હું સદાને માટે નોકરીમાંથી છૂટા થવાના નિશ્ચયથીજ અત્યારે સાહેબ પાસે જાઉં છું."

"સાહેબ રજા આપશે, પછી નોકરી ક્યાં કરશો ? રસીકભાઇ વખત ખરાબ આવ્યો છે. જમાનો જમાનાને ખાતો જાય છે. નોકરીઓની તાણાતાણ છે. ઘણાએ બી. એ. એમે વાળા રખડે છે. માટે જે વિચાર કરો અને જે પગલાં ભરો તે વિચાર કરીને ભરજો." દોઢડાહ્યા દોસ્તે સલાહ આપી.

તે મિત્રનાં લાંબા ટાયલાં સાંભળી અને નોકરીને કંઇક મહત્વ આપતો ધારીને રસીક મનમાં ચિઢાયો અને બોલ્યો;" તમારા જેવા નોકરીના ગુલામોએજ દેશનું નિકંદન કાઢયું છે અને કનિષ્ટ નોકરીને ઉત્તમપદ આ જમાનામાં અપાવ્યું છે. સ્વતંત્ર વિચારના અન્ય વિદેશીયોના વિચાર કરો; તેમના સુખ વૈભવોના ખ્યાલ કરો અને તમારી ગુલામ ભાવનાથી તમારી થયેલી કંગાલીયતને માટે રૂઓ. અફસોસ! આજે ભણેલા-ગણેલા ડાહ્યા વિદ્વાન પુરૂષો પણ નોકરીયોને ચાહે છે. ભણવાનું રહસ્ય નોકરીમાંજ સમાએલું છે એમ સમજે છે અને એ નફ્ટ નોકરી મેળવવાને ખાતરજ ઘરબાર વેચી દેવાદાર બની છોકરાઓ બી.એ.એમ. એ. થાય છે. પરીણામ નોકરી. નોકરીની ભીખ તેમના કરમેજ ચોંટી. બીજું કંઇ સુઝેજ નહિ. દેશમાં જેમ આવા દોઢ વિદ્વાન વધ્યા તેમ નોકરીનાં પણ માન વધ્યાં. ભાઇ! હું હવે સ્વપ્ને પણ નોકરીનો સંગ કરનાર નથી."

"ત્યારે શું કરશો? વ્યાપાર કરશો? નાણાં છે?" મિત્રે વ્યંગમાં પૂછ્યું.

"ગમે તે કરશું? જે જન્મદાતાએ જન્મ દીધો તે જરૂર જીવનદાતા બનશે. દુ:ખના અનુભવે મને આ શ્રધ્ધા શીખવી છે."

"ઠીક છે જોઇશું, પણ યાદ રાખજે કે નોકરી મેળવવાને માટે ઘણું કષ્ટ વેઠવું પડશે."

"પ્રભુ કૃપા હશે તો હું નોકરી જીવન પર્યંત કરનાર નથી. આ દેહ સશકત રહે એજ પ્રભુ પાસે માગું છું. છેવટે મહેનત મજુરી કરીશ અરે ચરખો ફેરવી-ખાદીની ફેરી કરીશ તોય પણ ગૂજરાન નભી શકશે.

આ દેશ હજી નિર્માલ્ય નથી. વળી જેને ખરા હૃદયથી નોકરી કરવી હશે તો નોકરી–મજુરીની પણ ક્યાં ખોટ છે? ગુલામભાવના કેળવી કે ઝટ નોકરી. દોસ્ત! નોકરીયો હજાર મળશે પણ મરી ગએલી મા ક્યાં મળશે? લે સાહેબજી." કહી રસીકે ચાલવા માંડયું. પેલો સ્નાન કરી ઉપરથી શુધ્ધ થઇ આવેલો મિત્ર રસીકને અજ્ઞાન અગર ભોળો કલ્પીને મનમાં હસ્તો–હસ્તો રસ્તે પડયો.

રસીકના સાહેબની ઑફિસ ભદ્રમાં આવી હતી. રસીકે ભદ્રકાળી માતાનાં દર્શન કર્યાં અને પછી ઑફિસે આવ્યો. ઑફિસ એક બંગલામાં આવેલી હતી. બંગલો ઇંગ્લીશ સ્ટાઇલ પ્રમાણે બાંધેલો હતો. તેનો દેખાવ ભવ્ય અને આકર્ષક હતો. બહાર આવેલા એક દાદરપર ચઢી ઉપરના ભાગમાં આવેલી ઑફિસમાં જવાનું હતું. દાદર ચઢી રહેતાં બાજુમાં એક ઓરડો આવેલો હતો. આ ઓરડામાં સાહેબ બહાદુર બિરાજતા અને ઑફિસનું કામ કરતા. સાહેબની ઑફિસમાં વિવિધ જાતનાં સુખાસનો ગોઠવેલાં હતાં, ટાઇપ કરવાનું મસીન એક ટેબલપર ગોઠવેલું હતું, છતમાં સુદર્શન ચક્ર જેવો મોટો પંખો પણ નજરે પડતો હતો. રસીક બંગલા આગળ આવ્યો. એક નોકર બહાર ઉભો હતો. આ માણસ ઑફિસનો પટાવાળો હતો. રસીકે તેની પાસે જઇ પૂછ્યું: " સાહેબ આવ્યા છે કે?"

" ના, આજે સાહેબ મોડા આવનાર છે." નોકરે જણાવ્યું.

" કેમ વારૂ? આજે કંઇ ખાસ કામ આવી પડયું છે?"

" હા, જર્મનીથી બે મ્હેમાનો આવ્યા છે. વારૂ તમે આજે આટલા બધા વ્હેલા કેમ આવ્યા છો?"

" મારે આજે રજા લેવી છે."

" ક્યાં જવું છે?"

" મારા ગામ."

" કંઇ કામ આવી પડયું હશે?" પટાવાળાએ વધુ જાણવાની ઇચ્છાથી પૂછ્યું.

" હા, મારી માતાની માંદગી ગંભીર છે."

" ત્યારે તો જરૂર જવું જોઇએ. કેટલા વાગ્યાની ગાડીએ જવું છે?"

" સાહેબ વહેલા આવે અને રજા આપેતો બપોરની ગાડીએ ઉપડી જાઉં."

" કેટલા દિવસની રજા લેશો?"

" એક મહિનાની."

" ઠીક; બેસો. સાહેબ દશેક વાગે તો આવશે."

" ભાઇ! સાહેબ ગમે ત્યારે આવો. મારૂં નશીબજ એવું છે. હમેશાં સાહેબ દશ વાગ્યા પહેલાં તો ઑફિસમાં આવી જતા. પણ આજે મારા નશીબના પ્રતાપેજ તેમને ત્યાં મ્હેમાન આવ્યા. પ્રભુ ઇચ્છા." રસીક ત્યાં પડેલા એક બાંકડાપર બેઠો. આખરે દસ વાગ્યા. ઑફિસ ટાઇમ થયો. અન્ય નોકરો પણ એક પછી એક આવી ઑફિસમાં પ્રવેશ્યા. રસીક ઉપર ઑફિસમાં ગયો અને પોતાની જગાએ બેસી નિરાશ વદને સાહેબના આગમન દ્વાર તરફ જોઇ રહ્યો. ઑફિસના બીજા કારકુનોએ પણ રસીકની વાત જાણી. કેટલાકે તેને આશ્વાસન આપ્યું.

અગીઆર વાગ્યા. નીચે ગાડીનો ગગડાટ થયો. સાહેબનું આગમન જાહેર થયું. સઘળા કારકુનો કામે મંડી પડયા. પટાવાળો ઉપર આવી સાહેબના કાગળો અને એક નાની પેટી ટેબલ પર મૂકી ગયો.

આ પછી થોડીવારે હષ્ટ પુષ્ટ આકારનો અને ઉંચો જણાતો સાહેબ દાદરનાં પગથીઆં ધ્રુજાવતો ઉપર ચઢી ઑફિસમાં આવ્યો. બધા કારકુનોએ ઉભા થઇ સાહેબને સલામ કરી. સલામનો યોગ્ય જવાબ આપવામાં પોતાને માન ભાંગ થયેલ સમજનાર સાહેબ ગંભીરવદને પોતાની ઑફિસમાં આવી બેઠો. ઑફિસમાં જતાં તેની નજર રસીક પર પડી હતી. રસીકને ચિંતાતુર વદને બેસી રહેલો અને પોતાને સલામ કરવા ઉભો નહિ થયેલો જાણી સાહેબને ઘણી ચીડ ચઢી. બિચારો રસીક એટલી તો ચિંતામાં ડૂબ્યો હતો કે તેને સાહેબના આવવાની ખબર સાહેબના ઑફિસમાં જઇને બેઠા પછીજં પડી. પોતે સાહેબને સલામ ન કરી, અસાવધ રહ્યો તેને માટે તેના મનમાં ઘણો પસ્તાવો થવા લાગ્યો.

ઑફિસમાં ઇઝીચેર પર આડા પડી સીગરેટનો ધૂમાડો કાઢતા સાહેબે પટાવાળાને બોલાવી રસીકને બોલાવી લાવવાનું ફરમાન કર્યું. પટાવાળાએ રસીકની પાસે જઇ જણાવ્યું કે તમને સાહેબ બોલાવે છે. રસીક સ્વસ્થ બની ઉભો થયો અને પટાવાળાની સાથે સાહેબ પાસે આવ્યો. સાહેબે વક્રનયને રસીક સામે જોયું. રસીકે સાહેબને સલામ કરી.

સાહેબે બેદરકારીથી પૂછ્યું: " મી. રસીક! હું ધારૂં છું કે તમે ઑફિસમાં બરાબર કામ કરી શક્તા નથી. તમારૂં ભેજું કંઇક જુદીજ જાતનું છે. વળી તમે ઉપરી અમલદારનું માન કેમ જાળવવું તે પણ શીખ્યા હો તેમ જણાતું નથી.

રસીક ચાલાક હતો. તે તરત સમજી ગયો કે તેને સલામ નહિ કરવાથી તે આ પ્રશ્ન કરે છે. રસીકે વિનીત વદને કહેવા

માંડયું; " સાહેબ! અવિનયની ક્ષમ આપશો. આપ જે વખતે પધાર્યા તે વખતે હું ઉંડી ચિંતામાં ડૂબેલો હતો. મને આપના આગમનની પછીથી જ ખબર પડી."

" આ ઉપરથી તમારી બેદરકારી સાબીત થાય છે, કદાચ ઑફિસના કામકાજમાં પણ આવો જ ગોટાળો કરતા હશો ?" સાહેબે કરડાગીમાં કહ્યું.

"નહિ સાહેબ ! આપને ખાત્રી કરવી હોય તો આપ પોતેજ મારૂં કરેલું કામ તપાસી જુઓ. મારા મગજની સ્થિતિ ફક્ત આજે જ એવી થઈ પડી છે. સાહેબ ! હું આ વખતે ગંભીર આફતમાં છું."

"શું થયું છે ? કાંઈ ચોરી અગર ખૂનના કેશમાં સપડાયા તો નથીને ?" સાહેબે પૂછયું.

"નાજી, એવું કાંઇજ નથી." રસીકે શાન્તિથી જવાબ આપ્યો.

"ત્યારે શું છે ?" સાહેબે સીગારની ફુંક ખેંચી પૂછયું.

"મારી માતા સખત બીમાર છે."

"ઓફ્ ! તેમાં આટલા બધા દુ:ખી થવાનું શું કારણ છે ? તમે પોતે તો બીમાર નથીને ?"

" નાજી. "

"પ્રભુનો ઉપકાર માનો કે તમને તેનું કાંઇ નથી. ચિંતા છોડી દયો. તમારી મા બુઢ્ઢી થઈ હશે. ભલે તે મરણ પામી આ જંજાળથી છૂટી થાય. ચિંતા કરવાથી તમે તેને મરણથી બચાવી શકશો નહિ."

સાહેબના આવા વિચિત્ર બોલવાથી રસીકને ઘણું લાગી આવ્યું, તેના મનમાં ઘણોએ ગુસ્સો ચઢયો પણ શું કરે ! પરાયા દાસ,

સદા તાબેદાર. નોકરી–ગુલામગીરી. ઉપરીને શી રીતે કહેવાય ? પગાર લઇ કામ કરનાર ગુલામોને ગમે તે શબ્દો સંભળાવવાનો ઉપરી સાહેબોને સંપૂર્ણ હક્ક છે. અને કામ કરી લોહીનું પાણી કરનારા, અને નિરંતર ઉપરીઓની ખુશામત કરનારા ગુલામોનો હક્ક તો સાહેબના અપશબ્દો સહન કરવામાંજ રહેલો છે. રસીક આ બધું બરાબર સમજતો હતો, પોતે રજા લેવા આવ્યો હતો. ત્યાં વળી આ નવું બન્યું, રજા શી રીતે માગવી. રસીક વિચારમાં પડયો. એટલામાં જ સાહેબે પૂછયું; "રસીક ! હું ધાહું છું કે તમારાથી મારી ઑફીસની નોકરી બરાબર બની શકશે નહિ ?"

"આપ સાહેબ કદાચ એમ માનતા હશો; પણ મારી માન્યતા એવી નથી. આપ સાહેબની મરજી જો મને રજા આપવાની હોય તો હું રજા લેવા ખુશી છું. હું પણ આવી કંગાલ નોકરીથી કંટાળી ગયો છું, વળી મારી માતાની માંદગીમાં મારે તેની પાસે જવું જોઇએ. આપ સાહેબ જો કૃપા કરી રજા આપો તો મોટો ઉપકાર." રસીકે કહેવાનું કહી દીધું.

"શું તું રજા લેવા ઇચ્છે છે ?" સાહેબે ટટાર બેસી પૂછયું.

"હાજી, આપ જો થોડીક રજા આપો તો મહેરબાની, નહિતો પછી મને છેવટની રજા આપો."

"મારાથી તને એકદમ રજા કેવી રીતે આપી શકાય ? મારે તારે માટે પૂરતો વિચાર કરવો પડશે, જ્યારે તારી જગાએ બીજો માણસ આવશે ત્યારે તને તરતજ છૂટો કરવામાં આવશે."

"સાહેબ ! મારીપર દયા કરો. હું એટલો વખત અહિં રોકાઇ

શકું એવી સ્થીતિમાં નથી. મને મારી ગરીબ માતાનાં છેલ્લાં દર્શન કરવાની ઘણીજ ઉમેદ છે. માટે સાહેબ દયા કરો: અને પ્રભુની ખાતર મને એકદમ છૂટો કરો." રસીકે ગળગળો થઈ કહ્યું.

સાહેબ ચિઢાયો અને બોલ્યો; "રસીક ! આ ઑફિસ છે, ઘર નથી; મેં તને સાફ જણાવી દીધું છે."

"સાહેબ ! ગરીબને શામાટે સતાવો છો ? ગરીબની આંતરડી વધુ ના બાળો. સાહેબ ! મને મારી માતાની પાસે જવા દયો."

"આજે તને કદાપિ છૂટો કરવામાં નહિ આવે, સમજ્યો !" સાહેબે તોછડાઇથી કહ્યું.

રસીકથી હવે સહન કરી શકાયું નહિ. તે બોલ્યો; "સાહેબ ! હું આપને જેમ વધુ કરગરૂં છું તેમ આપ વધુ સખ્ત બનતા જાવ છો, ત્યારે હવે હું પણ આપને સ્પષ્ટ જણાવી દઉં છું કે આપ રજા નહિ આપો તો પણ હું ચાલ્યો જઇશ."

"એટલે ? શું તું મારો હુકમ નહિ માને ?"

"આપ પોતેજ આજ્ઞાનો અનાદર કરવાની બળાત્કારે ફરજ પાડો છો."

"છોકરા ! તું ઉદ્ધત છે, હું તને જેલમાં પૂરાવીશ."

"આ જમાનામાં જેલ જવું એ તિર્થ યાત્રા સમાન છે, જાલીમના જુલ્મનો અંત કેદખાનામાંજ આવે છે."

"છોકરા ! હું તને ખરાબ કરીશ."

"આપના કોપથી મારો પ્રભુ મને બચાવશે."

"તું ખરાબ થઇશ."

" ધર્મ અને ટેકને માટે સૌ કાંઇ સહન કરીશ."

" અલ્યા મરી જઇશ ?"

" અમર પટો કોણ લખાવી લાવ્યું છે."

સાહેબ ચૂપ રહ્યો પણ તેના હૃદયમાં જાગેલો ગુસ્સો શાન્ત થયો નહિ. તેણે કંઇક વિચાર કરી કહ્યું. " છોકરા ! તું નોકરી કરવાને તદ્દન નાલાયક છે. તેં આજે મારૂં હડહડતું અપમાન કર્યું છે. તને કોઇ પણ જગાએ નોકરી મળે નહિ તેને માટે તારી ઉદ્ધતાઇ ન્યુસપેપરમાં છપાવીશ, યાદ રાખજે."

" સાહેબ ! મને તો પ્રથમથીજ આપના આવા નિષ્ઠુર હૃદયની ખબર હતી. પણ આપ પોતે પણ ખૂબ યાદ રાખજો કે ગરીબોના આંતરીક શ્રાપ કદી પણ નિષ્ફળ નીવડતા નથી. ભલે તમે આ જગતમાં સાંચાં જુઠ્ઠાં કરી સુખ વૈભવ ભોગવો, પણ સત્યના—ઇશ્વરના દરબારમાં તો તમારે તમારાં પાપ કર્મનો પૂરેપૂરો જવાબ આપવો પડશે. મને અત્યારે ઘણોજ અફસોસ થાય છે કે મેં આજ પર્યંત એક બેકદર અને હૃદયહીન માણસની સેવા કરી છે. જો આટલો સમય મેં અન્ય કાર્યમાં અથવા તો મારા કોઇ દેશબંધુની સેવામાં વ્યતિત કર્યો હોત, તો આવું પરીણામ જોવાનો પ્રસંગ કદી પણ આવત નહિ."

સાહેબ તપીને બોલી ઉઠયો, " એ નાદાન છોકરા ! તું બેઇમાન છે. ઉપરીની આગળ ફાવે એમ બોલતાં શરમાતો નથી. બસ જા, ચાલ્યો જા, મારે હવેથી તારૂં કામ નથી. અફસોસ. તેં મને આજે હદ ઉપરાંત ઉશ્કેર્યો છે. મનમાં તો જાણે એમ થાય છે

કે તને બેડીઓ પહેરાવી મામાને ઘેર આજ ક્ષણે મોકલાવી દઉં."

"સાહેબ! મેં આપને જો કાંઇ અસત્ય કહ્યું હોય, તો જરૂર મારી પર પ્રભુનો કોપ થાય. મારા હૃદયમાં જે સત્ય હતું તેજ આપને કહ્યું છે. તેમાં જો આપ પોતાનું અપમાન સમજતા હો તો તે આપની મોટી ભૂલ છે."

"શું મારી ભૂલ?" સાહેબે વાઘની માફક ધુરકીને પૂછયું.

"મેં જણાવ્યું, છતાં આપ આપના અંતરાત્માને પૂછો."

"હમણાંજ પૂછું છું." કહી સાહેબે પટાવાળાને બોલાવવા મોટેથી બૂમ મારી. પટાવાળો હાજર થયો.

સાહેબે કહ્યું. "આ ઉદ્ધતને એકદમ બહાર કાઢ."

પટાવાળો રસીકની નજીક જાય એ પહેલાંજ રસીકે ત્યાંથી જવું ઉચિત માન્યું. તેણે ભ્રમ મને ત્યાંથી પ્રયાણ કર્યું. પટાવાળો તેની પાછળ ચાલ્યો. સાહેબ દાંત કચકચાવી રહ્યો. નોકરીનું પરીણામ આવું આવશે એવો રસીકને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. ચાલો જે થયું તે સારૂંજ થયું. આમ મનમાં સંતોષ માની રસીક બજારમાં આવ્યો અને કેટલીક જોઇતી ચીજો ખરીદી ગુણવંતના ગૃહે આવ્યો. રસોઇ તૈયાર થઇ હતી. પતી–પત્નિ રસીકની રાહ જોઇ રહ્યાં હતાં. રસીક ઉદાસ ચ્હેરે ઘરમાં આવ્યો.

ગુણવંતે પૂછયું: "કાં ભાઇ! શું થયું?"

"ધારતા હતા તે." રસીકે જણાવ્યું.

"સાહેબે રજા આપી?" ગુણવંતે પૂછયું.

"સાહેબે તો રજા ન આપી પણ મેં છેવટની રજા લઇ લીધી."

"સાહેબ જોડે કંઇ બોલવું થયું કે?"

" ઘણુંજ. સાહેબે આજે મારી પર હદ ઉપરાંત ગુસ્સો કર્યો છે. વળી જો તે ધારત તો મને માર પણ મારી શકત. પણ મારે પ્રભુનો ઉપકાર માનવો જોઇએ કે એવો પ્રસંગ ઉપસ્થિત થયો નહિ."

રસીકે ઑફિસમાં બનેલી તમામ ઘટના ગુણવંતને વિદિત કરી. ગુણવંતના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તે ઘણીવાર સુધી મનમાં બરબડ્યો. રસીકે સ્નાન કરી સૂર્ય ભગવાનને નમસ્કાર કર્યા. ગૃહિણીએ પાટલા ગોઠવી ભોજનના થાળ પીરસ્યા. બન્ને મિત્રો જમવા બેઠા.

જમતાં જમતાં ગુણવંતે પૂછ્યું. " ટ્રેઇન કેટલા વાગે ઉપડે છે?"

" દોઢ વાગે. "

" ટીકીટ બજારમાંથી લાવ્યા હોત તો ઠીક થાત. "

" આપણે બજારમાં થઇને નીકળીશું, હજી ટાઇમ ઘણો છે. "

" રસીક ! ત્યાં પહોંચતાંજ તરત કાગળ લખજે કે જેથી અમારી ચિંતા ઓછી થાય. "

" હું તરતજ પત્ર લખીશ. મારી ચિંતા તમને ઘણી છે. હું તમને ઘણી વખત ચિંતામાં નહિ રાખું હો ભાઇ ! " રસીકે કહ્યું.

" રસીકભાઇ ! તમારા વિના અમને ગમશે નહિ. તમે રોજ અહિં આવી ગમ્મત કરાવતા, તમારા વિના ઘણું સૂનું લાગશે. " ગુણવંતની પત્નિએ કહ્યું.

" બ્હેન ! સ્નેહિનો વિયોગ એવોજ હોય છે. પ્રભુ કૃપાએ હું જલ્દી પાછો આવીશ. બ્હેન ! તબીયત સંભાળીને કામકાજ કરજો."

બન્ને મિત્રો જમી રહ્યા. રસીકે પાન સોપારી ખાઇ કપડાં પહેરવા માંડ્યાં, ગુણવંત બહાર નીકળ્યો અને એક ભાડાની ગાડી

લઇ આવ્યો. રસીક તૈયારજ હતો. સામાન ગાડીમાં ગોઠવ્યો. રસીકે મિત્ર પત્નિની રજા માગી. ભાઇ વ્હેલા આવજો, કુશળ સમાચાર જરૂર લખજો, કહી ગુણવંતની ગૃહલક્ષ્મીએ રજા આપી. મિત્રો ગાડીમાં બેઠા. ગાડીવાળાએ ગાડી હાંકી બજાર તરફ લીધી. બજાર આવતાં ગુણવંત ટીકીટ લઇ આવ્યો. સ્ટેશન આવ્યું. ગાડીવાળાને પૈસા ચૂકાવી બન્ને મિત્રો સ્ટેશન યાર્ડમાં પ્રવેશ્યા. ટ્રેઇન તૈયાર હતી. ઘેટાં બકરાંની માફક માણસો ડબ્બામાં પૂરાએલાં હતાં. આખી ટ્રેઇનના ડબ્બે ડબ્બા ફરી વળતાં સદ્દભાગ્યે એક ઓળખીતો માણસ મળવાથી રસીકને જગા મળી, ટ્રેઇન ઉપડી, ગુણવંતે પ્રણામ કર્યાં. રસીક ગયો.

રસીકચંદ્ર એક નાના ગામનો રહીશ હતો. તેનું ગામ ભરૂચ જીલ્લામાં આવેલું હતું, ગામ નર્મદા નદીને કિનારે આવેલું હતું, ગામ નાનું હતું, ગામનું નામ નારાયણપુર હતું. આ ગામ પુર્વે મોટું હતું, ગામમાં ઉજળી વસ્તી હતી, આ ગામના મધ્ય વિભાગે આવેલા એક પડી ગયેલા મકાનમાં રસીકની વૃદ્ધ માતા રહેતી હતી. રસીકનુ અન્ય સગું વ્હાલું આ ગામમાં કોઈ નહોતું. તેની જ્ઞાતિમાં ફકત તેનું એકલાનું જ ઘર હતું. પ્રથમ તેની જ્ઞાતિનાં કેટલાંક ઘર આ ગામમાં હતાં; પણ કાળના વિતવા સાથે કેટલાક માણસો મરી ગયાં અને કેટલાંક મુબાઇ ભરૂચ સુરત વગેરે સ્થળે વ્યાપાર માટે ચાલ્યાં ગયાં. રસીક પોતાના આ ગામમાં આવવાને મિત્ર ગુણવંતની રજા લઇ ગાડીમાં બેઠો, ધમધમાટ કરતી ગાડી ઉપડી અને એક પછી એક સ્ટેશનો કરતી આગળ વધી. રસીક આ વખતે ઉંડી ચિંતામાં નિમગ્ન હતો. ગાડી ચાલતી હતી તેનું ભાન તેને હશે કે કેમ એ શંકાસ્પદ હતું. તેના મનમાં પોતાની ગરીબાઈના અને માતાના મંદવાડના વિચારો થઈ રહ્યા હતા. રસીક માતૃપ્રેમી પુત્ર હતો. માતાને પ્રાણ સમાન ચ્હાતો

હતો. માતાના મંદવાડના સામાચારથી તેનું મન વ્યાકુળ બન્યું હતું. માતાને જોવાને તેનું મન આતુર થઇ રહ્યું હતું. ગાડી ચાલતી હતી; પણ તે ધીમે ચાલે છે એમ તેના મનમાં થતું હતું. તેનું દુઃખી મન બોલતું હતું કે; અરેરે: મારી ગરીબડી માતાનું શું થયું હશે? હે પ્રભુ મને મારી માતાનો છેલ્લો મેળાપ કરાવજે. માતા! મારી જન્મદાતા! તારા અનેકાનેક ઉપકાર મારી ઉપર થયા છે. હું તારો ઋણી છું. આ તારા હીનભાગી પુત્રે તારા ઉપકારના બદલા વાળ્યા નથી. આ સમય તારી સેવા કરવાને બદલે હું આ પાપી પેટની વેઠને માટે દૂર ગયો અને હવે તારા આખરના સમાચારે તને મળવા આવવા નીકળ્યો. માતા! તારી માંદગીમાં તારી શી દશા થઇ હશે! તારી સેવા ચાકરી કોણે કરી હશે! અરેરે તારા ઔષધની, તારા ખાવા પીવાની વ્યવસ્થા કોણે કરી હશે! ગરીબનું બેલી કોણ થયું હશે! હાય! ઘરની તરફ નજર કરતાં–દરિદ્રતાનો ખ્યાલ આવતાં હૃદય ચિરાઇ જાય છે. માતા! દેવી! જનેતા! મારા અપરાધ ક્ષમા કરજે. રસીક આવી રીતે આત્મગત દુઃખમય શબ્દો ઉચ્ચારતો હતો.

રાત્રિ પડી ચૂકી હતી. અંધકાર વ્યાપ્યો હતો. ગાડી ચાલી જતી હતી. સ્ટેશનો આવતાં અને જતાં હતાં. અમદાવાદથી બેઠેલો રસીક વડોદરા સુધી આવતાં કંઇ પણ બોલ્યો નહિં. આવું જાણી તેની સાથે બેઠેલા તેના એક ઓળખીતાએ પૂછ્યું "કાં મીસ્ટર તમે તો કોઇ અજબ પ્રકારના આદમી છો?"

રસીકે વિચારમાંથી જાગી તેના સામે જોયું. ગાડીનો ગગડાટ પણ સાંભળ્યો. પોતાનું ભાન થયું. તેણે પૂછ્યું,

"કેમ વારૂ?"

" અરે શું યાર? તમે તો કંઈ બોલતાજ નથી? અમદાવાદથી ગાડી ઉપડી અને વડોદરા આવ્યું છતાં તમે કંઇ બોલ્યા નહિ જાણી હું અજબ થાઉં છું."તે માણસ કે જેનું નામ પ્રલ્હાદજી હતું તેણે કહ્યું.

" વડોદરા આવી ગયું? " રસીકે કંઈક આશ્ચર્ય પામતાં પૂછ્યું.

" હા, હું ધારૂં છું કે તમે તો હજી બારેજડીજ ધારતા હશો? પ્રલ્હાદે હશીને પૂછ્યું.

" પ્રલ્હાદજી! આજે મારા મનની સ્થિતિ કંઈક જુદાજ પ્રકારની થઇ રહી છે. આટલો સમય ગયો, આટલાં બધાં સ્ટેશનો ગયાં; પણ મને કંઇ ખબર પડીજ નહિ. તમારે મને બોલાવવો હતોને ? પ્રલ્હાદજી રમુજી માણસ હતો. તેણે પૂછ્યું, "મેં તો ધાર્યું કે તમે ધ્યાન ધર્યું હશે ? "

" ટ્રેઇનમાં ધ્યાન ધરાતું હશે?"

"ભાઈ! આ જમાનામાં જે ન થાય તે ઓછું. તમે શું પેલા સ્વદેશીયોને નથી જોયા ? તેઓ રાત્રિ દિવસ ટ્રેઇનોમાં મુસાફરી કરેછે. હું ઘણી વખત તેમને જોઉં છું કે તેઓ ગાડીમાંજ ધ્યાનસ્થ થઈ જાયછે."

" ભાઈ! આપનું ધારવું સત્યછે. વિચાર–ધ્યાન એક એવી વસ્તુ છે કે જે મનુષ્યનું ભાન ભુલાવે છે અને તેના મય બનાવે છે. સ્વદેશ સેવાની ભાવનાવાળાઓના હૃદયમાં પોતાના દેશની ઉન્નતિના વિચારો નિરંતર થયા કરે છે અને તેવા વિચારમાં કોઈ દેશભક્ત તદ્રુપ બને અને પોતાનું ભાન ભુલે એમાં નવાઈ જેવું કંઈ નથી. "

" મીસ્ટર! તમે શું દેશસેવાનો વિચાર કરતા હતા ?" પ્રલ્હાદે પૂછ્યું.

" ના, મારા હીન ભાગ્યમાં હજી દેશસેવા કરવાના શુભ સંસ્કાર લખાએલા હોય એમ સમજાતું નથી. હું દેશસેવાના યજ્ઞમાં જોડાવાને ઘણોજ આતુર છું; પણ સમયની પ્રતિકુળતાના યોગે હજી તેમ કરી શક્યો નથી."

" દેશ સેવા કરનાર સરકારની નજરમાં કંટકની માફક ખુંચેછે એ કંઈ જાણો છો?"

" દેશસેવકોએ એવું જાણવાની ઝાઝી દરકાર રાખવાની જરૂર નથી. તેમને તો નિરંતર દેશસેવનાનુંજ કાર્ય કરવાનું છે. દેશ સેવક કોઇનો દુષ્મન નથી. તે પોતાનું સત્ય કર્તવ્ય બજાવે છે. એવા દેશસેવકોને સરકાર દેશની નજરે જુએ તો તે ઘણું શોચનિય છે."

" અરે મહેરબાન! એવા ગાંડા વિચાર તમારા મગજમાંથી કાઢી નાખજો, નહિતો વગર ભાડાની કોટડીમાં પુરાઇ દુ:ખી થવું પડશે. જાણુતા નથી કે અનેકાનેક દેશ સેવકો આ વખતે પત્થરોની દિવાલોની અંદર પુરાઈ દુ:ખી થઇ રહ્યા છે."

રસીક હસ્યો અને બોલ્યો; "દેશસેવકો દુ:ખને પિછાનતાજ નથી. વગર ભાડાની કોટડી તે તેમનું યાત્રાનું ધામ છે. એ યાત્રાના ધામમાં જવાથી અને સ્વતંત્રતા દેવીને બળીદાન દેવાથીજ ગુલામી નાબુદ થશે અને દેશ દર્શાવતી સરકાર વધુને વધુ નિર્બળ બનશે."

" તમારી મરજી. જવા દો એ વાત. કોઇક સી, આઈ, ડીનું પુંછડું આટલામાં હશે તો તેની ડાયરીમાં આપણાં નામ દાખલ થશે. વારૂ કહો રસીક ભાઇ! આપશ્રી કઈ તરફ પધારો છો?"

" હું મારી જન્મભૂમિ તરફ જાઉં છું." રસીકે જવાબ આપ્યો.

" તમારી જન્મભૂમિ કઇ? "

" એક નાના ગામમાં. "

" ગામનું નામ ? "

" નારાયણપુર. "

" તે વળી કયાં આવ્યું ? "

" ભરૂચ જીલ્લામાં. "

" ત્યારે તો તમે ભરૂચ ઉતરશો નહિ વારૂ ? "

" હાજી. "

" ભરૂચથી તે ગામ કેટલે દૂર છે ? "

" લગભગ દસેક માઇલ. "

" ત્યાં સૂધી ચાલીને જશો ? "

" ના, મારૂં ગામ નર્મદા કિનારે આવેલું હોવાથી હોડીયામાંજ જઇશ. "

" ઠીક, પણ રાત્રિ તો ભરૂચમાંજ ગાળશો ને ? "

" મારો વિચાર તો અત્યારેજ મારે ગામ પહોંચવાનો છે. "

" પણ હોડી મળશે ત્યારે ને ? "

" હોડીવાળાને ડબલ પૈસા આપીશ. "

" એટલી ઉતાવળની શું જરૂર છે ? "

" મારી માતા મરણ પથારી પર છે. તે કારણથીજ મારે એકાએક જવાની જરૂર પડી છે. પ્રલ્હાદભાઇ ! હું તમારી સાથે કંઇપણ વાતચીત ન કરી શકયો અને તમને ધ્યાનસ્થ જેવો જણાયો તેનું કારણ મારી માતાનો મંદવાડ છે. હું તે વિચારમાંજ ડૂબ્યો હતો. "

" તમારી માતા પાસે હાલ ત્યાં કોણ છે ? "

રસીકે કહ્યું. " હું લગભગ નવ મહિનાથી અમદાવાદ રહું છું એટલે મને ત્યાંની વિશેષ માહિતી નથી. "

" ત્યારે તેમની સેવા ચાકરી કોણ કરતું હશે ? "

" તેની પણ મને ખબર નથી. "

" કાગળો આવતા હશે ને ? "

" ના, દસ મહિને એક કાગળ અને તાર આવેલ છે. "

પ્રલ્હાદના મુખ ઉપર દિલગીરીની છાયા છવાઇ, રસીકની આંખોમાં પણ ઝળઝળીયાં ભરાયાં. પુનઃ પ્રલ્હાદે કહ્યું; " રસીકલાલ, માફ કરજો, પણ મારે તમને કહેવું પડશે કે તમે કોઇક અજબ રંગના માણસ છો. ઘણા મહિનાથી અમદાવાદ રહો છો અને દૂર પડેલી માતાના સમાચાર મેળવતા નથી એ ઘણું દિલગીર થવા જેવું છે. આથી તમારી માતાને કેટલું કષ્ટ ઉત્પન્ન થઇ રહ્યું હશે ? "

રસીક ચિરાતા હૃદયે બોલ્યો, " ભાઇ ! મારા મનની વાત હું તમને કેવી રીતે જણાવું ? ગરીબનાં નશીબ હમ્મેશાં ગરીબજ હોય છે. દુઃખ આગળજ દોડે છે. અમદાવાદ આવ્યા પછી હું શાન્તિથી એક પણ દિવસ રહી શકયો નથી. નોકરીનાં દુઃખ તો અનુભવીજ જાણી શકે છે "

પ્રલ્હાદ મૌન રહ્યો. તેણે કંઇ પૂછ્યું નહિ. વાતોમાં મીયાં ગામ આવ્યું. ગાડી અટકી. બ્રાહ્મણીયા પાણી—ચા—મીયાગામ પાંચ મીનીટ વગેરેની બૂમો સંભળાવા લાગી. પ્રલ્હાદે ચાવાળાને બોલાવી બે કપ લીધા. તેમાંનો એક રસીકને આપવા માંડ્યો; પણ રસીકે ચ્હા પિવાની સવિનય અનિચ્છા જણાવી. પ્રલ્હાદજીએ કપ પાછો આપી

પોતે ચ્હા પી લીધી. ચ્હાવાળાને કપ અને પૈસા આપી પ્રલ્હાદે સીગરેટ પીવા માંડી. પાંચ મીનીટ થતાં ગાડી ઉપડી, પુનઃ પ્રલ્હાદે પૂછ્યું; " તમે ચા પીતા નથી ? "

" પ્રથમ પીતો હતો; પણ હાલમાં નથી પીતો. "

" કેમ વારૂ ? "

" મને કાંઇ એમજ ઠીક લાગ્યું. " રસીકે વાત વધુ નહિ વધારવાની ઇચ્છાથી કહ્યું.

" પાન સોપારી તો ખાતા હશો ને ? "

" મળી આવે તો ખાઉં, પણ ખાવાની ટેવ નથી. "

" તમને ધન્યવાદ ઘટે છે. મને આ સીગરેટ અને ચા ઉપર ઘણોએ કંટાળો આવે છે. પણ શું કરૂં ? મેં આ ટેવ છોડવાને માટે ઘણાએ પ્રયત્ન કરી જોયા. સોગન અને પ્રતિજ્ઞાઓ પણ પાર વિનાની કરી ચૂકયો; અરે સરીતા વચ્ચે પાણીનો સંકલ્પ મૂકયો; પણ મારી પ્રતિજ્ઞાઓ અને સોગન ન પાળી શકયો. મને મારા પોતાનીપર ઘણોજ અફસોસ થાય છે. "

"પ્રલ્હાદભાઇ ! ખરૂં પૂછાવો તો સોગન અગર પ્રતિજ્ઞાથી કંઇ વળતું નથી. એવી દુષ્ટ ટેવો ત્યાગવાને માટે મન સબળ હોવું જોઇએ. ભટકતા મનવાળા અને મોટી મોટી વાતો કરનારા કંઇજ કરી શકતા નથી. તમારે જો ચા–બીડી છોડવાં હોયતો પ્રથમ તમારા મનને વશ કરો. પાંચેક દિવસ પથારીમાં પડી રહો અને જોયા કરો કે શું થાય છે. મન સાથે દ્રઢ સંકલ્પ કરો કે પ્રાણ જાય પણ ચા–બીડી જોઇએ નહિ. તમને સુસ્તી–બગાસાં આવે અરે કદાચ મંદવાડ આવે તો પણ મનથી ડગશો નહિ. કસોટી પાંચજ દિવસ થશે. પણ પછી જન્મનું

દુ:ખ ટળશે. "

" બરાબર છે. હું હવે એમજ કરવા ઇચ્છું છું. "

"જરૂર કરજો. વારૂ એ તો જણાવો કે આપ કઇ તરફ સીધાવો છો ? "

" મુમ્બે. " પ્રલ્હાદે ભભકાથી જવાબ આપ્યો.

" ત્યાં સર્વીસ કરો છો ? " રસીકે પૂછ્યું.

" ના. "

" ત્યારે. "

" હું રૂનો દલાલ છું. "

"આપનું વતન ?"

"અમદાવાદ."

"બ્રાહ્મણ હશો ?"

"હા."

વાતચીતમાં ભરૂચ સ્ટેશન આવ્યું. ગાડી ઉભી રહી, રસીક નીચે ઉતર્યો અને પ્રહલાદજી સાથે હાથ મેળવી સાહેબજી કરી છૂટો પડયો. રાત્રીનો વખત હોવાથી સ્ટેશનપર અન્ય માણસોની ઝાઝી ધમાલ નહોતી. કેટલાક ફેરીયાઓ બૂમો પાડતા હતા. એકાદ બ્રાહ્મણીઆ ચા-વાળાની પણ બૂમ સંભળાતી હતી, રસીક ટીકીટ આપી બહાર નીકળ્યો, ઝાંપા બહાર ગાડીવાળા તેને વિંટાઈ વળ્યા અને પોતપોતાની ગાડીમાં લઈ જવાની ખેંચતાણ કરવા લાગ્યા. રસીકે એક ગાડીવાળાને ઉભો રાખ્યો. બાકીના ચાલ્યા ગયા. રસીકે તેને પૂછ્યું; " ભાઈ ! આ સ્ટેશનપર નજીકમાં કોઈ ધર્મશાળા છે કે ?"

"હા, કેમ આપને ધર્મશાળામાં પડી રહેવું છે?" ગાડીવાળાએ પૂછ્યું.

"જો એકાદ હોડીયું મળે તો અત્યારેજ મારે ગામ ચાલ્યો જાઉં."

"તમારે ક્યા ગામ જવું છે ?" ગાડીવાળાએ પૂછ્યું.

"નારાયણપુર."

ગાડીવાળો વિચારમાં પડયો. પુનઃ રસીકે પૂછ્યું, "કાં ભાઈ ! હોડી મળી શકશે કે ?"

"કોથળીનું મોં ખુલ્લુ મુકશો તો કદાચ મળી શકશે."

તમારો ઓળખીતો કોઈ હોડીવાળો છે ?"

"હા, એક છે. પણ હું ધારૂં છું કે તે આજેજ વ્હાણુ લઈ ખંભાત તરફ ઉપડી ગયો હશે."

"ચાલો આપણે તપાસ તો કરીએ." રસીક ભાડુ ઠરાવી ગાડીમાં બેઠો. ભરૂચના ઘણાખરા ગાડીવાળા સારા હોય છે. તેમાંનો એક આ હતો. રસીકને તે એક ઝુંપડા આગળ લઈ આવ્યો. ઝુંપડું ઉંડાણુમાં આવેલું હતું. ગાડીવાળાએ બૂમો પાડી એક માણુસને જગાડયો. ઝુપડીમાંથી તે માણુસ આંખ્યો ચોળતો-ચોળતો બ્હાર આવ્યો. ગાડીવાળાએ પૂછ્યું; "અલ્યા ! આજે આટલો વ્હેલો કેમ ઉંઘી ગયો છે ? દારૂ-બારૂ પીધો તો નથી ને ?"

"છાનો મરી રહે, પેલા સવદેશીયોના ઉપદેશથી મેં તો આજે કેટલાએ દિવસથી દારૂ પીવાનું છોડી દીધું છે. બોલ હવે તું રાતના વખતે કેમ આવ્યો છે ?"

"તને રળાવા."

"તારે જવું છે ?"

"ના, આ શેઠને."

"કયાં જવું છે ?"

"નારાયણપુર." રસીકે જણાવ્યું.

"મોટું વ્હાણુ આજેજ ખંભાત તરફ ગયું છે. એક નાનું હોડીયું છે. બોલો ભાડુ શું આપશો ?"

"તમે કહો તે ?"

"દસ રૂપીઆ આપશો ?"

રસીક વીચારમાં પડયો. ભાડુ વધારે હતું; પણ તેને ગમે એ પ્રકારે જલ્દીથી માતાની પાસે પહોંચવું હતું. વળી રાતનો વખત હતો. રસીકે દસ રૂપીઆ આપવાના કબુલ કર્યા. હોડીવાળો ઝુંપડામાં ગયો અને થોડીવારમાં જ મુસાફરીની તૈયારી કરી બહાર આવ્યો. ગાડીવાળાને રસીકે પૈસા ચૂકવી આપ્યા એટલે એ ત્યાંથી ચાલ્યો ગયો. આ પછી હોડીવાળો રસીકને લઈ જ્યાં હોડીયાં પડયાં હતાં ત્યાં આવ્યો. અંધકારમયી રાત્રિ હતી. નર્મદા માતા શાન્ત ગંભીર ભાવે વહન કરી રહ્યાં હતાં. હોડીવાળાએ ફાનસ સળગાવી લીધું હતું. પવન પાછળનો હતો. રસીકે પ્રભુનો ઉપકાર માન્યો. હોડીવાળાએ હોડી છોડી અંદર દોરડું નાખ્યું. એક બાજુ રસીકનો સામાન ગોઠવ્યો અને પછી પોતે હલેસુ હાથમાં લઈ બેઠો. રસીકે જળપાન કરી હોડીમાં સ્થાન લીધું; અને પછી ખારવાને પૂછયું, "ભાઈ! તારૂં નામ ?"

"મારૂં નામ ખૂમલો."

"ઠીક; નારાયણપુર અહીંથી કેટલું થાય?"

"મને ઠીક ખબર નથી, પણ દસ–બાર ગાઉ થતું હશે."

"સવારમાં પહોંચાશેને ?"

"વાયરો પાછળનો છે એટલે મોટા પરોઢે ભગવાનની કીરપાથી પહોંચી જઈશું."

બારવાગે હોડી હંકારી, નર્મદાના વિશાળ પટમાં નાનકડી હોડી જવા લાગી. સળગતું ફાનસ રસીકે નજીકમાં મૂકયું. અપૂર્વ શાન્તિ વ્યાપી રહી હતી. હોડી રેલ્વેના પૂલ તળે થઇને નીકળી અને પવન અનુકુળ હોવાથી તીરવેગે જવા લાગી.

---

## પ્રકરણ ૫ મું.

## માતાની છેલ્લી મુલાકાત.

અંધકારમયી રાત્રે નર્મદા નદીના વિશાળ પટમાં રસીકવાળી હોડી સડસડાટ ચાલી જતી હતી. પવન પાછળનો હોવાથી હોડી ઝડપથી જતી હતી. જળચર જંતુઓના અવાજ સિવાય કંઈ પણ અવાજ સંભળાતો નહોતો. આકાશ સ્વચ્છ હતું. આકાશમાં પ્રકાશતા તારાઓ હિરાની માફક ઝગઝગી રહ્યા હતા. કિનારાની બન્ને બાજુએ ઉંચી ભેખડો આવેલી હતી. મધ્યરાત્રિ વીતી ચૂકી હતી. રસીક આડો થયો, શિતળ પવન વ્હાતો હતો. રસીકની આંખ્યો ઉંઘથી ઘેરાઈ.

ખારવો ધીમું ગીત ગાતો–ગાતો હોડી હંકારે જતો હતો, તેનું ગીત સાંભળી રસીકને હસવું આવતું હતું, આખરે રસીકને નિદ્રાએ ઘેર્યો. શોક–દુઃખ ભૂલી રસીક નર્મદા માતાના ઉછંગમાં નિદ્રાધિન થયો. ખારવાનું ગાન પૂરૂ થયું, તેણે રસીકને બૂમ મારી. રસીકે જવાબ આપ્યો નહિ. કયાંથી આપે ? તેનીપર નિદ્રાદેવીની સંપૂર્ણ કૃપા થઈ ચૂકી હતી. ખારવાએ જોયું તો તેને રસીક ઉંઘતો જણાયો. ભલે ઉંઘે કહી તે પોતાની જગાએ આવી બેઠો. છેવટે મોટું મળસકું થયું, અંધકાર નષ્ટ થવા લાગ્યો. તારા આકાશમાં છૂપાવા લાગ્યા. પૂર્વમાં લાલ રંગ પથરાવા લાગ્યો. પ્રકાશે જગતને શોભાવવાની શરૂઆત કરી. નર્મદાના કોતરોમાં કોયલો અને મોરના ટહુકાર થવા લાગ્યા. કોતરોમાં આવેલાં નાનાં ગામડાંઓમાંથી કુતરાંના ભસવાના અવાજ તથા દેવમંદીરોમાં ઢોલ વાગવાના અવાજ સંભળાવા લાગ્યા. હોડી પણ નારાયણપૂર નજીક આવી પહોંચી. ગામના ઘરનાં છાપરાં દેખાયાં. કિનારાપર આવેલા મહાદેવના દેવાલયની ભગવી ધ્વજા પવનમાં ફરકતી દૂરથી જણાઈ. ખારવાએ હલેસાં નીચે મૂકયાં હતાં, હોડી તેની મેળે ધીમે ધીમે આગળ જતી હતી.

ખારવાએ રસીકને જગાડયો. રસીક આંખો ચોળતો બેઠો થયો. ખારવાએ કહ્યું; "ભાઈ ! તમારૂં ગામ આવ્યું."

"શું નારાયણપુર આવી પહોંચ્યું ?" રસીકે આનંદ અને કંઈક ધડકતા હૃદયે પૂછયું.

"હા, જુઓ પેલું દેખાય." ખારવાએ લાંબો હાથ કરી ગામનાં છાપરાં બતાવ્યાં.

રસીકે મુખ ધોયું. સૂર્યભગવાનને પ્રણામ કરવાના ઈરાદે તેણે પૂર્વ દિશા તરફ ફરી પ્રણામ કર્યા. ઘણા દિવસે ગામનાં દર્શન

થવાથી તેનું હૃદય આનંદથી ઉછળવા લાગ્યું. ક્યારે ગામમાં પહોંચું અને માતાને મળું એમ તેના મનને થઈ રહ્યું. છેવટે ગામનો કિનારો આવ્યો. હોડીને આગળ વધતી અટકાવી. રસીકે ખારવાને દસ રૂપીઆ ભાડાના આપ્યા અને તે ઉપરાંત અર્ધો રૂપીઓ ખાવાને માટે આપ્યો. ખારવો ખુશ-ખુશ થયો. એક મજુર જેવા જણાતા માણસ પાસે ટ્રંક ઉપડાવી રસીક તેના ઘર તરફ વળ્યો. નારાયણપુર નાનું ગામ હતું. રસ્તે આવનાર લોકો રસીકને ઓળખી ખબર પૂછતાં. પ્રથમ મળેલા માણસને રસીકે માતાની ખબર પૂછી. રસીકને ખબર મળી કે માતાની બીમારી ગંભીર છે અને તે છેલ્લા દિવસોજ કાઢે છે. રસીકનું માતૃ વિયોગી હૃદય ભરાઇ આવ્યું. તે ઉતાવળે પગે ઘર આગળ આવ્યો. તેના નાનકડા ભાગેલા ઘરના ઓટલા પર એક પડોશી બેઠો હતો. તેણે રસીકને જોતાંજ મોટેથી બૂમ પાડી કહ્યું; " ભાઇ આવ્યા કે ? "

રસીકે તેને જવાબ આપી ઘરમાં પ્રવેશ કર્યો. મજુરે ટ્રંક નીચે મુકી. રસીકે પૈસા આપ્યા. મજુર રસ્તે પડયો. રસીકે ઘરમાં આવી શું જોયું ? એક ફાટેલી ગોદડીપર તેની બિમાર માતા સૂતી છે અને મરણના છેલ્લા શ્વાસ લઇ રહી છે. પથારીની આસપાસ એક અજાણ બાળા મુખ નીચું રાખી બેસી રહી છે. ઘરમાં બે ત્રણ વાસણ અને ફાટાં તૂટાં કપડાં તથા એક ભાગેલી લાકડાની પેટી સિવાય કંઇ નજરે પડતું નહોતું. સાક્ષાત દારિદ્ર ભગવાનનો નિવાસ આ સ્થળે હોય એમ જણાતું હતું. રસીકને બોલાવનાર પડોશી રસીકની પાછળ ઘરમાં આવ્યો અને તેણે વૃદ્ધાની પાસે બેઠેલી બાળા પ્રત્યે કહ્યું " કૈલાસ ! આજ રસીકભાઇ હોં કે ? "

રસીકે બાલીકા સામે જોયું. તે આશરે તેર—ચૌદ વર્ષની બાળા હતી.

મુખ ગૌર પણ ફાટેલાં મેલાં કપડાં પહેરવાથી ગરીબ જણાતી બાળાએ રસીકને જોતાંજ રડી દીધું. રસીકનું હૃદય પણ વ્યાકુળ બન્યું. તે માતાની પથારી પાસે બેઠો. માતાની દશા નિરખતાં તેની આંખ્યો-માંથી અશ્રુ વહેવા લાગ્યાં. રસીકની માતા શુદ્ધવિહિન થઇ પડેલી હતી. પેલા પડોશીએ રસીકને ધીરજ આપી. રસીકે શાન્ત થતાં પડોશી પ્રત્યે પૂછ્યું; " મારી માતાની આવી દશા કયારની થઇછે? "

" તમારા ગયા પછી ડોશી નિસદિન રડતાં હતાં, પરીણામે તેમને તાવ લાગુ પડયો અને ધીમે ધીમે તેમની દશા ગંભીર બનતી ગઇ. આ છેલ્લા દસ દિવસ થયાં તેમણે અન્ન જળ ત્યાગ્યું છે. તે આમ બેભાન અવસ્થામાં પડી રહે છે. વળી કવચીત ભાનમાં આવે છે ત્યારે તમારા નામની બૂમો પાડે છે; અને પછી આ કૈલાસના સામે જોઇ શાન્ત થઈ જાય છે. "

રસીકે કૈલાસ તરફ જોઈ પૂછ્યું, " આ કોની કન્યા છે ? "

પડોશીએ કહ્યું; " આપણા શીવાલયમાં એક વૃદ્ધ બ્રાહ્મણ રહે છે તેની આ પાલક કન્યા છે. આ કન્યાનાં માબાપ તેને નાની વયમાં મૂકી મરણ પામ્યાં હતાં. તેથી આ બાળાને મોટી કરવાનું કાર્ય તે બ્રાહ્મણને માથે આવી પડયું. તે બ્રાહ્મણ કૈલાસને લઈ અહિં આવ્યો અને આપણા શિવાલયમાં રહેવા લાગ્યો. કૈલાસને પેટની પુત્રી પ્રમાણે માની તેને યોગ્ય શિક્ષણ આપી મોટી કરી. તમારી માતા એકલાં હતાં. તે વારંવાર શિવાલયે જઈ તે બ્રહ્મદેવની કથા સાંભળતાં. દિવસો વિતતાં આ બાલિકા તેમની સાથે હળી ગઈ. બ્રહ્મ-દેવ પણ ડોશીને માનથી બોલાવતા. ડોશી ઘણો સમય ત્યાંજ ગાળતાં. કૈલાસ ડોશીને પોતાની માતા સમાન સમજે છે. છેવટે આ બાળા અહિં રહી અને એક પુત્રી જેમ માતાની સેવા કરે તેમ તેણે તમારી

માતાની સેવા ચાકરી કરી છે, તેણે કેટલાએ અખંડ ઉજાગરા કર્યા છે. ભુખ-તરસનું દુ:ખ પણ તેણે ગણ્યું નથી. બ્રહ્મદેવ રોજ બે વખત આવી ખબર કાઢી જાય છે. રસીકભાઈ! તે બ્રાહ્મણ દેવતાએ અને તેમની આ પુત્રીએ કોઈનાથી ન બની શકે એવી સેવા તમારી માતાની કરી છે." તે પડોશીએ સઘળું કહેવાનું કહી દીધું.

રસીકનું હ્રદય ઉપકારના ભારથી દબાયું. તેણે દીન દ્રષ્ટે કૈલાસ સામે જોઈ કહેવા માંડયું. "બાલીકા ! હું તારો જન્મભર ઋણી છું. તેં મારી માતાની મહાન સેવા બજાવી છે. જો તું મારી માતાની સેવામાં ન હોત તો મારી માતાનાં દર્શન મને આજે થાતજ નહિ. બાળા ! પ્રભુ તારૂં કલ્યાણ કરો."

બાલીકાએ શરમાઈને કહેવા માંડયું; "મેં એવું શું કર્યું છે કે જેથી તમે મારો ઉપકાર માનો છો ? ઉપકાર પ્રભુનો માનો કે જેથી તમને માતાજીના મેળાપનો લાભ મળ્યો."

બાલીકાની સ્નેહમય વાણી સાંભળી રસીકનું હ્રદય વધુ કોમળ બન્યું. તેણે પૂછયું; "માતાજી આવી રીતે કયારનાં બેશુદ્ધ બન્યાં છે ?"

"બે દિવસથી."

"ભાનમાં આવતાંજ નથી ?"

"ના, કવચિત આવે છે; ત્યારે તમારૂં નામ ઉચ્ચારે છે અને પછી મારા સામે જોઈ બેશુદ્ધ બની જાય છે."

"રામ-રામ, મારી માતાની આ દશા ?" રસીકની આંખ્યોમાં પુન: અશ્રુ ઉભરાયાં. બાલીકાએ તે જોયાં. તેણે કોમળ અવાજે કહ્યું; "તમે રડશો નહિ. તમારે તો આ વખતે હિંમત રાખવી જોઇએ."

"કૈલાસ ! હું શું કરૂં ? મને ઘણું લાગી આવે છે, અરેરે !

મારી માતાની છેવટની સેવા કરવાથી પણ હું વિમુખ રહ્યો. નોકરીને માટે પરદેશ ગયો. સ્નેહાળ માતાના મીઠા શબ્દો હવે મને કયાં સાંભળવા મળશે. કૈલાસ માતાની દવા કરી હતી કે ? ”

“ બ્રહ્મચારીજી દવા આપતા હતા.” કૈલાસે જણાવ્યું.

“ પૈસા ટકાને માટે કેમ કરતાં ? ”

“ માતાજી પાસે દસ રૂપીઆ હતા તે ખર્ચાઇ ગયા. પછી બ્રહ્મચારીજીએ પૈસા આપ્યા. તે પણ પૂરા થઈ ગયા છે. ઘરમાં હવે એક રાતી પાઈ પણ નથી. ”

“ ઠીક, બીજું કોઈ આવતું હતું કે ? ”

“ ના; આ ભાઇ કોઈક કોઈક વખતે અહિં આવી બેસે છે. ” કૈલાસે ત્યાં બેઠેલા પડોશીને ઉદ્દેશી કહ્યું.

“ મને તાર કોણે કર્યો હતો?”

“ આ ભાઇએ જ.”

“ ખરેખર ! આ સંસારમાં સઘળાં પૈસાનાંજ સગાં છે. શ્રીમાન માંદા હોય તો ન ઓળખીતાં પણ ખબર કાઢવા જાય. પણ ગરીબનું કોણ બેલી ? ગરીબનો અવતારજ આ જગતમાં નકામો છે. જો આ પવિત્ર–દયાળુ કૈલાસે મારી માતાની સેવા ન કરી હોત; અરે તે મારી માતા પાસે નહોત; તો આજે મારી માતાની શી દશા હોત ? મારી માતા રીબાઈ–રીબાઈનેજ મરી ગઈ હોત! ” રસીકે આત્મગત્ બોલી કૈલાસ પ્રત્યે કહ્યું. “ આપણે માતાને ભાનમાં આણીશું ? “

“ હા, લ્યો હું બોલાવું ? ” કૈલાસે ડોશીની છેક નજીક જઈ મોટેથી કહ્યું; “ મા, ઓ મા ? ”

બે ચારવાર કહેતાં વૃદ્ધાને કંઈક ભાન આવ્યું હોય તેમ જણાયું. તેણે આંખ્યો ઉઘાડી કૈલાસ તરફ જોયું. તરતજ રસીકે ઉભા થઇ માના કપાળે હાથ મૂકી કરૂણ અવાજે કહ્યું; "મા ! હું આવ્યોછું."

ડોશીએ રસીકને ઓળખ્યો, તેના મુખપર કંઈક હાસ્ય ફરક્યું. આંખ્યોમાં તેજ છવાયું. ડોશીએ હાથ ઉંચો કર્યો. રસીકે માના હાથમાં તેનો હાથ મુક્યો. ડોશીએ તેનો હાથ પકડી મંદ–તૂટતા સ્વરે પૂછ્યું. "તું ક્યારે આવ્યો ?"

"મને આવ્યે થોડીકવાર થઈ, મા ! તું ફીકર કરીશ નહિ. ભગવાનનું નામ દીધા કરજે." રસીકથી વધુ બોલાયું નહિ. તે એક નાના બાળકની માફક રડી પડ્યો. ડોશીએ તેનું રૂદન સાંભળ્યું. તેણે રસીકના માથે હાથ મૂકી શાન્ત રહેવાનું સૂચવ્યું. મરણ કિનારે પહોંચેલી વૃદ્ધાના શરીરમાં આ વખતે પૂર્ણ શુદ્ધિ આવી હતી. હોલ-વાઈ જવા અગાઉ દીપક જેમ સતેજ થાય એ પ્રમાણે ડોશી કંઈક સતેજ થયાં હતાં. શ્વાસથી–કફથી તેમનું ગળું રૂંધાતું હતું, મહા મુશ્કેલીએ તે બોલી શકતાં હતાં. તેમણે રસીક અને કૈલાસને નજીક બોલાવી બેસાડ્યાં. કંઈક કહેવાનું કરે પણ કફ શ્વાસના જોરે સ્પષ્ટ બોલી શકતાં નહોતાં. લગભગ અર્ધા કલાકે પુનઃ ડોશીએ આંખ્યો ઉઘાડી રસીક તરફ જોયું. રસીકે પૂછ્યું; "તારે કંઇ કહેવું છે મા ?"

જવાબ હકારમાં મળ્યો. કૈલાસે મુખમાં ગંગાજળ રેડ્યું. થોડું પાણી કંઠમાં ગયું અને બાકીનું બહાર નીકળ્યું. રસીકે પૂછ્યું; "મા, તારે શું કહેવું છે ?"

ડોશીએ રસીકને છેક નજીક બોલાવી તેનો હાથ પકડી કહ્યું," "મારૂં વચન પાળીશ ?"

" મા ! તું આ શું બોલે છે ? હું તારૂં વચન નહિ પાળું તો કોનું પાળીશ ? તારે જે કાંઈ કહેવું હોય તે ખુશીથી કહે ? મનમાં કંઇ રાખીશ નહિ. વળી તું મારી ફિકર પણ કરીશ નહિ."

"રસીક!" ડોશી બોલતાં અચકાઈ. પણ પુનઃ થોડીવારે ભાગ્યા-તૂટયા શબ્દે બોલવા માંડયું. " તું આ કૈલાસને પરણજે. તેનું કોઈ નથી. તું......" વૃધ્ધા વધુ બોલી શકી નહિ. તેની આંખ્યો થરડાઈ. આંચકીઓ આવવી શરૂ થઈ. માતાના શબ્દોથી રસીક આભો બન્યો. તેણે કૈલાસ સામું જોયું. કૈલાસ આ વખતે અશ્રુ વહાવી રહી હતી. વૃધ્ધાની આંચકીઓ વધવા માંડી. શ્વાસથી હૃદય ઉછળવા લાગ્યું. નાડીઓ તુટવા લાગી. શરીર શીતળ બન્યું. રસીકે અશ્રુપૂર્ણ નયને પેલા પડોશીને બ્રહ્મચારીને બોલાવી લાવવાનું સૂચવ્યું. પડોશી દોડ્યો. રસીકે કૈલાસ પ્રત્યે કહ્યું: "માતાની છેલ્લી ઘડીયો ગણાય છે."

કૈલાસ ડુમો ભરાઈ આવવાથી બોલી શકી નહિ. તેણે સજળ નયને ડોશીના સામે જોઇ રોવા માંડયું. રસીકનું હૃદય પણ ભરાઈ આવ્યું. તેણે મનને બળાત્કારે રડતું અટકાવી કહ્યું, "કૈલાસ! શાન્ત થા. તું રડીશ નહિ. આ વખતે તો આપણે કઠણ કાળજું રાખવાની જરૂર છે. તું અને હું રડ્યા કરીશું તો માતાની આ છેલ્લી ક્રીયા કોણ કરશે?"

કૈલાસે આંસું લુછ્યાં. આ પછી બન્નેએ મોટા અવાજથી ભગવાનનું સ્મરણ કરવા માંડયું. કૈલાસે ઘીનો દિવો પ્રકટાવ્યો. પડોશમાંથી બે ચાર બાઈઓએ આવી ડોશીને સ્નાન કરાવ્યું. પ્રાણ પંખી પલાયન કરી ગયો હતો. ડોશીના શબને જમીનપર સૂવાર્યું. બ્રહ્મચારી આવ્યા. રસીકને જોઇ કંઇક ખુશી થયા. સઘળાએ મળી વૃદ્ધાના શરીરને ઉપાડયું અને સ્મશાન તરફ પ્રયાણ કર્યું. રસીકના કલ્પાંતનો

પાર નહોતો. મરણ પ્રસંગ તેણે પ્રથમ વારજ નિહાળ્યો હતો. મારી માતા હવે મને કદાપિ મળશે નહિ એમ ધારી તે મોટેથી રડતો હતો.

કૈલાસના આક્રંદનો પાર હતો નહિ. સગી માતા મરી જાય અને તેને દુઃખ થાય એ પ્રમાણે તેને શોક થયો હતો. બાલીકા નાના બાળકની માફક રડતી હતી. રસીક અને બ્રહ્મચારી સ્મશાને ગયા હતા. ચિતા તૈયાર થઇ. શબને ચિતામાં સૂવાર્યું. રસીકે ધ્રુજતા હાથે માતાને અગ્નિ સંસ્કાર કર્યો. ચિતા ભડભડાટ સળગવા લાગી. બે ત્રણ કલાકમાંતો શબ ભસ્મિભૂત થયું. સઘળા સ્નાન કરી પોતપોતાના ઘરે આવ્યા. બ્રહ્મચારી રસીક અને કૈલાસને શિવાલયે લઇ ગયો. ત્યાં બન્નેને બેસારી શાન્તિ આપી. કૈલાસે ખાવાનું કર્યું. રસીકે દુઃખી દિલે ખાવાનું ખાધું. બ્રહ્મચારીના કહેવા પ્રમાણે રસીકે તેની માતાની ઉત્તરક્રિયા કરી. પૈસાની જરૂર પડતાં તેણે તાર કરી મિત્ર ગુણવંત પાસેથી રૂપીઆ મંગાવ્યા. બ્રહ્મભોજન અને બીજા ખરચમાં લગભગ ત્રણસો રૂપીઆ ખરચાયા. ગુણવંતનું દેવું થયું, કયારે ભરીશ. આ વિચાર રસીકને થયા. તેનું હૃદય કોમળ હતું, કૈલાસ અને તે એકલાંજ ઘરમાં રહેતાં હતાં, કૈલાસ ઘરનું તમામ કામ કરતી, રસીકને કોઇ વાતે ઓછું આવે નહિ એમ વર્તતી. પંદર દિવસ વીતી ચૂકયા. રડી રડીને હલકાં થયેલાં હૃદયમાંથી કંઇક શોક ઓછો થયો.

એક સાંજે રસીક વાળુ કરીને બેઠો હતો, કૈલાસ પણ કામથી પરવારી તેની નજીકમાં બેઠી હતી. રસીકે તેના સામે જોયું. કુમારીકા દેવી સમાન ભાસતી હતી, ગૌરમુખપર પવિત્રતાનું તેજ પ્રકાશી રહ્યું હતું. રસીક થોડી વાર સુધી તેના મુખ સામે જોઈ રહ્યો. કૈલાસે પણ તેના સામે જોયું. તેના મુખપર હાસ્ય જણાયું. કૈલાસે પૂછ્યું,

" મારી સામે શું જોઈ રહ્યા છો ?"

" કંઈ નહિ; સ્હેજ. " રસીકે ઉત્તર વાળ્યો.

" અરે સ્હેજ તે હોય. મારા સમ ન જણાવો તો?" કૈલાસે હઠ લીધી.

" કૈલાસ! દેવી! હું તારાં શું વખાણ કરૂં ! બાળા ! હું નિર્ધન છું. મારે કોઇનો આધાર નથી. વળી તેં માતાની છેલ્લી આજ્ઞા પણ સાંભળી હશે ?"

"હા, આપણે પરણવાનાંને ?" કૈલાસે ચોકખું કહી નાખ્યું.

"હા, પણ હું તને કેવી રીતે સુખી કરી શકીશ ? મારી પાસે ધન–કુટુંબ કાંઈ નથી."

કૈલાસે હસીને કહ્યું, " ગભરાઓછો શાને ?"

રસીકના હૃદયમાં પૂજ્ય ભાવ પ્રકટ્યો; અને કહ્યું, "પણ ગૂજરાનનું સાધન?"

"મજુરી મળશે ને ?" સરળહૃદયી બાલીકાએ કહ્યું.

રસીકનું હૃદય રડી પડયું. તેણે અશ્રુ લોહી કહ્યું; "દેવી ! ખરેજ, તું મારો વિસામો છે. તારા સિવાય મને આ જગતમાં આશ્વાસન આપનાર કોણ છે ? મારા પૂર્વના કોઇક શુભ સંસ્કારે કરીને જ તું પ્રાપ્ત થઇ છે. બાળા ! મારા ગરીબ ઘરને ઉજ્વળ કરનાર ફક્ત તુંજ છે. મારી ભાગ્યલક્ષ્મી તને ધન્ય છે."

"ધન્યવાદ પછી આપજો: પણ કહોને આપણે હવે કરીશું શું ?" કૈલાસે પૂછ્યું.

"હું તેજ વિચારમાં છું."

વિચારમાં શું વળવાનું છે ? ચાલોને આપણે આજેજ પરદેશ ઉપડી જઇએ."

"કૈલાસ ! આપણે ક્યાં જવું તેનો વિચાર પ્રથમ કરવો જોઇએ. આપણે કાલે સવારે બ્રહ્મચારી મહારાજની સલાહ લઈશું અને ઠીક લાગશે તો તે પ્રમાણે વર્તીશું."

"જેવી તમારી મરજી. લ્યો ત્યારે હું હવે રામાયણનો પેલો બાકીનો અધ્યાય વાંચું છું. તમે સુતા સૂતા સાંભળો." કૈલાસે રામાયણ વાંચવા માંડયું. રસીક પથારીમાં પડયો અને રામાયણ સાંભળતાં ઉંઘ્યો. લક્ષ્મી પણ પછી અધ્યાય પૂરો થતાં સ્વસ્થાને જઈ નિદ્રાને શરણ થઈ.

## પ્રકરણ ૬ ઠું

### શીવાલયમાં

પ્રાતઃકાળનો સુરમ્ય સમય હતો. સર્વત્ર રમણીયતા જણાતી હતી. નર્મદા માતાનું નિર્મળ જળ શાન્ત અવાજે વહન કરી રહ્યું હતું. ભાવિક ભકતો નિર્મળ નીરમાં સ્નાન કરી પાપ મુક્ત થતાં હતાં. કિનારે આવેલા શિવાલયમાં પ્રભુનું ધ્યાન પુજન થઈ રહ્યું હતું. સ્નાન કરતા યાત્રીઓના મુખથી નર્મદે હરનર્મદેના અવાજ પ્રતિક્ષણે સંભળાતા હતા. નૌકાઓ નાચતી-કુદતી જતી-આવતી હતી. દેખાવ આનંદજનક હતો. રસીક અને કૈલાસ બ્રહ્મચારીની પાસે શીવાલયમાં બેઠાં હતાં. બ્રહ્મચારી મહારાજ ભગવાન શંકરની આરતી ઉતારી રસીક અને કૈલાસની નજીકમાં આવી એક મૃગચર્મ પર બેઠા. બન્નેએ બ્રહ્મચારીને નમન કર્યું. બ્રહ્મચારીએ રસીકને પૂછ્યું: "રસીક માતાજી વિના ગમે છે કે ?"

રસીકના મુખપર શોકની છાયા ફરી વળી. તેણે કહ્યું. "માતાનો

વિયોગ અસહ્ય છે. તેને ભુલી શકું એમ નથી. માતાના મૃત્યુથી અમને આપાર દુઃખ શોક ઉત્પન્ન થઈ રહેલ છે. મારૂં ઘર શુન્યકાર લાગે છે, જો આ કુમારીકા મારી પાસે ન હોત તો હું જરૂર ગાંડો બની જાત.”

“ત્યારે તારા દુઃખમાં કૈલાસનો ભાગ ખરોને ?”

“કેમ નહિ ? કૈલાસે માતાજીની સેવાને માટે ઘણું સહન કર્યું છે. મારા પૂર્વના યોગે જ કૈલાસનું મિલન થયું છે. પરમાત્મા તેને સર્વદા સુખી રાખો. મહારાજ ! માતાના મરણથી મને ઘણું લાગી આવે છે. જગત દુઃખમય ભાસે છે. શું સઘળાં મનુષ્યો દુઃખ ભોગવવાને માટેજ જગતમાં જન્મ્યાં હશે. જગતમાં દુઃખ સિવાય કંઈ નથી. તેમ ગરીબોને દુઃખનો જેટલો અનુભવ થાય છે એટલો ધનવાનને થતો નથી.”

રસીકનું બોલવું સાંભળી બ્રહ્મચારીજીને હસવું આવ્યું. તેમણે કહ્યું; “ રસીક ! તું સમજુ છે; ભણેલો છે, ડાહ્યો છે. તારે દુઃખથી ગભરાવું જોઈએ નહિ. દુઃખ એ મનુષ્યોની કસોટી છે. સુવર્ણ અગ્નિમાં તપીનેજ ઉત્તમ બને છે. તેમ મનુષ્યો દુઃખ રૂપી ભઠ્ઠીમાં તપીને જ મહાન બને છે. જગતમાં જો દુઃખ ન હોય, તો સુખની કિંમત કયાંથી સમજાય ? વળી વાસ્તવિક રીતે જોતાં અને ઉંડો વિચાર કરતાં જગતમાં સુખ યા દુઃખ કંઈ છેજ નહિ.”

“શું જગતમાં સુખ–દુઃખ નથી ?” રસીકે ચમકીને પૂછ્યું.

“ ના, એતો મનની ખાલી ભ્રમણાજ છે. રસીક ! વિચાર કર! દુઃખ કોને થાય છે ? દુઃખ ફક્ત મનનુંજ કારણ છે. તું મનને વશ કર એટલે તને દુઃખ સમજાશે નહિ. સુખ દુઃખની બૂમો પાડવાથી કંઇ દુઃખ દૂર થનાર નથી. દુઃખની બૂમો પાડનારા નિર્બળ

મનના માણસો છે. માટે મન અંકુશમાં રાખી જગતમાં વિચરવું અને પોતાનું ચારિત્ર્ય શુદ્ધ બનાવી જગતની સેવા કરવી એજ મનુષ્ય જન્મની સફળતા છે."

"શુદ્ધ ચારિત્ર્યવાનને કષ્ટ નહિ પડતું હોય ?" રસીકે પૂછ્યું.

"તે સુખ દુઃખને માનતોજ નથી, એતો પોતાનું કર્તવ્યજ બજાવ્યા કરે છે. સુખ દુઃખમાં તે પ્હાડની માફક અચળ રહે છે. સર્વ પ્રભુ ઇચ્છા મુજબ બને એવીજ તેની માન્યતા હોય છે."

"મહારાજ ! હું શુદ્ધ ચારિત્ર્યવાળા ઘણા મિત્રોના સહવાસમાં આવ્યો છું. તેઓને પણ શાન્તિ નથી. તેઓ પણ દુઃખનાં રોદણાં રડ્યાજ કરે છે ?"

"ખરો ચારિત્ર્યવાન માણસ પોતાનું કષ્ટ કોઇની આગળ જણાવે નહિ. રસીક ! ઉજળું એટલું દુધ હોતું નથી. ઉપરથી ચારિત્ર્યવાનનો ડોળ કરનારા ઘણા મનુષ્યો દંભી અને પાખંડી હોય છે. ચારિત્ર્યનું શુદ્ધ સ્વરૂપ વર્તનથી પ્રકટ થાય છે. શુદ્ધ ચારિત્ર્ય-વાળા મનુષ્યો સુખ દુઃખના પોકાર નહિ પાડતાં પોતાને માથે આવેલી ફરજો બજાવે જાય છે. તે પોતાના આત્માની ઇચ્છાનુસારજ વર્તે છે. પછી લોકો ભલે તેને ગમે એવો કહે. ચારિત્ર્યવાન માણસ લોકોના બોલવા–કહેવા તરફ ધ્યાન આપતો નથી. તેને લોકોના કહેવા–બોલવા કરતાં પોતાની આત્માની સત્યનિષ્ઠાપર ભારે શ્રદ્ધા હોય છે. વળી આવા જનકોઇને પણ કટુ વચન નહિ સંભળાવતાં પોતાનું ઇષ્ટ કર્તવ્ય બજાવી જગતમાં સ્વતંત્રતાથી વિચરે છે. તે માન–અપમાન સમજતા નથી, વળી તે ઝાઝા ધનની તૃષ્ણા રાખાતા નથી. કોઇપણ પ્રાણી યા જનનો દ્વેશ કરતા નથી. સમસ્ત વિશ્વને તે પ્રેમ નજરે અવલોકે છે. આવાજ ખરા ચારિત્ર્યવાન માણુસ ગણાય છે. રસીક ! આ સૃષ્ટિમાં

ત્રણ પ્રકારનાં મનુષ્યો નિવાસ કરે છે પણ આ ત્રણે મનુષ્યોની પ્રકૃત્તિ તદ્દન ભિન્ન હોય છે. જો સાંભળ.

જે અધમ મનુષ્યો હોય છે તે કેવળ ધનનીજ લાલસા ધરાવે છે. મધ્યમ વર્ગના મનુષ્યો ધન અને માનને ચાહે છે અને ઉત્તમ મનુષ્યો કેવળ કીર્તીની જ ઇચ્છા રાખે છે. આ ત્રણ પ્રકારના મનુષ્યો કરતાં પણ જે માણસ પોતાના સ્વરૂપમાં આનંદમાં રહી પોતાના માથે આવેલી ફરજો બજાવી જગતમાં નિસ્પૃહ ભાવે વિચરે છે એને તો ધન્ય છે." બ્રહ્મચારીજી બોલતા બંધ રહ્યા.

રસીકે પૂછયું; "આપનું કહેવું સત્ય છે. પણ મારા જેવા ગરીબો કે જેઓ પેટની વેઠ કરવાને માટે ફાંફાં મારે છે તે અન્ય કાર્ય કેવી રીતે કરી શકે? જગતમાં જો શુદ્ધ ચારિત્ર્ય સાચવવા જાય તો તેને રખડવું પડે. મેં મારા એક શેઠની નોકરી શુદ્ધ મને બજાવી; પણ પરીણામે મારે કેટલું સહન કરવું પડયું. તે મારૂં મનજ જાણે છે. પ્રભુ! મારી તો માન્યતા એવી છે કે આ જગતમાં સાચો દુઃખી થાય છે અને જુઠ્ઠો પૂજાય છે."

બ્રહ્મચારીએ ભ્રકુટિ કંઈક વક્ર કરતાં કહ્યું, "રસીક! તારી ભયંકર ભૂલ થાય છે. જુઠ્ઠાજનો તને ભલે સુખી જણાય, પણ તેમનું તે સુખ ક્ષણભંગુર હોય છે, પણ સાચો મનુષ્ય તો સદાકાળ સુખી જ હોય છે. તું હજી યુવાન છે. જગતના તંત્રથી અજાણ છે. કુદરતની—પ્રભુની ગયબી ઘટનાઓનું તને જ્યારે સંપૂર્ણ જ્ઞાન થશે ત્યારે જ તું સઘળું સત્ય સમજી શકીશ."

"મને એ જ્ઞાન ક્યારે થશે?"

"અનુભવે તને એ જ્ઞાન એની મેળે થશે. રસીક! મનુષ્ય પોતાને બનાવનાર છે. સુખી થવું યા દુઃખી થવું એ તેના પોતા-

નાજ હાથમાં છે. રસીક ! મનુષ્ય એ સ્વયં પરમાત્મા છે; પણ તે ક્યારે કે તેને પોતાના સ્વરૂપનું ભાન થાય ત્યારે. ત્યાં સૂધી સર્વ નકામું. તું ધારે તો મહાન થઈ શકે; પણ આની સાથે તારે હિંમતવાન–ઉત્સાહી અને સત્ય સાથે પ્રમાણીક થવું જોઈએ. આમ થવામાં જો કે તને ક્ષણીક દુઃખનો અનુભવ જણાશે, પણ જો તું તારા નિશ્ચયને વળગી રહીશ, તારા અંતરાત્માના અવાજ પ્રમાણે ચાલીશ તો સમજજે કે આખરે તું તારૂં ધાર્યું સિદ્ધ કરી શકીશ."

"પ્રભુ ! મનુષ્યમાં ઉત્સાહ તો ઘણોએ હોય છે; પણ તેનું ફળ નિરાશામાંજ આવે છે."

"ઉત્સાહ સાથે સત્ય અને નિશ્ચય ન હોયતો પરીણામ નિરાશામાં આવે તેમાં શું નવાઈ ! ઉત્સાહની સાથે સત્ય–નીતિ વગેરે સદ્‌ગુણો હોવા જોઈએ. દાખલા તરીકે વિચારી જો કે રાવણ–કંશ જરાસંગ–શીશુપાળ જેવા દાનવોનો ઉત્સાહ શું ન્યુન હતો ? પણ તેઓનામાં સત્ય કયાં હતું ? એ સત્યના અભાવેજ તેમનો ઉત્સાહ નકામો થયો અને તેમનો સંહાર થયો. સત્યનિષ્ઠા સાથે ઉત્સાહથી જ મનુષ્યો મહાન બની શકે છે. સૈનિકો સેનાપતીની આજ્ઞાથી દુષ્મનોપર આક્રમણ કરી મરણને પસંદ કરે છે તે પોતાની સાચી નિષ્ટા–વફાદારીને માટેજ. આ વફાદારી અને સત્ય જ્યાં સૂધી આ દેશમાં હતું; ત્યાં સુધી આ હિંદુસ્થાન પરમ સુખી હતું. પરંતું જ્યાં સત્યને તિલાંજલી મળી કે તરત તેનામાં કુસંપ–દ્વેશ વગેરે દુર્ગુણો આવી વસ્યા અને તેના પરીણામે આખો દેશ ગુલામગીરીની જંજીરોમાં જકડાયો. રસીક ! મારી તને આશિષ છે કે તું મહાન થા. આ ગરીબડા–ગુલામીમાં પડેલા દેશનો ઉદ્ધાર તારા જેવા યુવકોને હાથેજ છે, તું સુખમાં હો યા દુઃખમાં હો પણ તું તારા દેશને ભૂલી-

શમા. તું વિશ્વપ્રેમી થજે. સર્વને સમાન દૃષ્ટે જોજે. કોઈનામાં પણ ભેદ રાખીશ નહિ. આવી રીતે રહેવાથી–વર્તવાથી તું સુખી થઈશ અને સાથે તારા દેશની પણ સેવા બજાવી શકીશ."

"મહાત્મન્! આપે આજે મહત્ કૃપા કરી ઉપદેશામૃતનું પાન કરાવ્યું છે. તેને માટે આપનો ઉપકારી છું. આજે આ બાળકની ઉપર આપનો અતી અનુગ્રહ થએલ છે."

"રસીક! કર્તા હર્તા નારાયણ છે. બોલ હવે તારો શું વિચાર છે?"

"પ્રભુ મને કંઈ પણ સૂઝતું નથી."

"એટલે?"

"મારે શું કરવું તેની મને સમજ પડતી નથી."

"તેં આટલા દિવસ શું કર્યું?"

રસીકે પોતાની તમામ વાત બ્રહ્મચારીને વિદિત કરી. બ્રહ્મચારી થોડીકવાર વિચારમાં રહી બોલ્યા, "રસીક! તને જે દુ:ખ પડયું; તેમાં તારી કસોટી થઈ છે. તારે નિરાશ થવાની જરૂર નથી. એવી કસોટીઓ તો તને ડગલે-ડગલે થશે. તું ગભરાઈશ નહિ.વળી તને તારા શુભ સંસ્કારે ગુણવંત જેવો ગુણીયલ મિત્ર પણ મળ્યો છે. તારૂં ભાવી ભવિષ્યમાં ઉજળું છે."

"ત્યારે હવે મારે શું કરવું?"

"તારૂં ધ્યાન શામાં પહોંચે છે?"

"કોઈ સારા વ્યાપારમાં–પણ..." રસીક બોલતાં અટકયો.

"કેમ અટકે છે?"

"વેપાર કરવાની ઈચ્છા છે પણ ધન વિના વ્યાપાર કેવી

રીતે થઈ શકે ?"

"ધન મેળવવાના પ્રયાસ કર."

"ધન પણ ધનની સ્હાયતાથીજ આવી મળે છે."

"નોકરી કરી ધનનો સંચય કર."

"નોકરીમાં ધનનો સંચય સર્વથા અસંભવિત છે."

"કારણ ?"

"નોકરી ગુલામી છે. ગુલામ ઘણું કામ કરે ત્યારે તેને થોડોક પગાર મળે છે."

"પણ આપણી સ્થિતિ એવી હોય તો શું કરવું ?"

"હું પણ તેજ વિચાર કરૂં છું કે મારે હવે કયા રસ્તે જવું?"

બ્રહ્મચારીએ થોડીક ક્ષણ વિચાર વશ રહી કહેવા માંડયું; "રસીક ! આ જગતમાં અસાધ્ય વસ્તુ કંઈજ નથી. તારી વ્યાપાર કરવાની ઈચ્છા છે તો તે તારી ઈચ્છા પ્રયત્ન કરવાથી અવશ્ય પૂર્ણ થશે. પણ તેવી સ્થિતિ સંપાદન કરવા તારે હાલતો કોઈની નોકરી સ્વીકારવાની જરૂર છે. પૂર્ણ વફાદારીથી અને ઉત્સાહથી નોકરી કરજે કે જેથી પ્રભુ તને અવશ્ય સ્હાય કરશે."

"મહારાજ ! આપનું કહેવું સત્ય છે; પણ નોકરી કયાં છે ? નોકરીઓને માટે ઘણા પ્રયાસ કરવા પડે છે. કેટલી ખુશામતો કરવી પડે છે તે હું અનુભવથી જાણું છું. બી–એ પાસ થએલા પણ નોકરીની શોધમાં હોય છે. કનિષ્ટ મનાતી નોકરી આજે ઉત્તમ થઈ પડી છે. પ્રભુ આનું શું કારણ હશે ?"

બ્રહ્મચારીજીએ કહ્યું, "રસીક ! આ સઘળું સમયનુંજ પરીવર્તન છે. ખેતી–વેપાર જે ઉત્તમ મનાતાં તેને બદલે આજે નોકરીએ

ઉત્તમ પદ પ્રાપ્ત કર્યું છે. શાસ્ત્રમાં કહ્યું છે કે "રાજા કાલસ્ય કારણમ." હિંદુસ્થાન પર પરદેશીયોનાં રાજ્ય થયાં. પરદેશીયોએ વેપાર હાથ કર્યા. જમીનના પણ રસકસ ચૂસાયા. પ્રજા નિર્માલ્ય બની. નોકરી સિવાય અન્ય કાંઈ સુઝેજ નહિ. દેશમાં વિદ્યા વધી પણ વિદ્વાનોની સાથે નોકરીની મહત્તા વધી. આજે ભણેલા-ગણેલા નોકરી નોકરીની બૂમો પાડયા કરે છે. નિશાળમાં બાળકને પૂછશો કે ભાઈ તું ભણીને શું કરીશ ? ત્યારે તે તરતજ કહેશે કે સારી નોકરી કરીશ. બસ આ ભાવનાજ આખા દેશમાં પ્રવર્તિ રહી છે; અને આ કારણ-થીજ કનિષ્ટ મનાતી નોકરી આજે કિંમતી થઈ પડી છે. રસીક ! દેશની દુર્દશા જોતાં હૃદય ચિરાઈ જાય છે. વેપાર પણ નામનાજ અરે નહિ જેવાજ છે. વેપાર કોનું નામ કે જે પોતાના દેશમાં પોતેજ ઉત્પન્ન કરે અને પરદેશ મોકલે, બાકી આપણા આજના કહેવાતા વેપારીયો તે ખરેખરા વેપારીયો નથી પણ પરદેશી વેપારી-યોના દલાલો છે. આ દલાલો કેવળ પોતાના સ્વાર્થને માટે પોતાના દેશબંધુઓને ચુસે છે અને પરદેશીયોને પૈસાપાત્ર બનાવે છે. રસીક ! પરાઈ આશ સદા નિરાશ. જ્યારે આ દેશના લોકો આળસ-કુસંપ ત્યાગી સ્વાવલંબી બનશે ત્યારેજ દેશની દશા સુધરશે."

"ત્યારે મારે હાલમાં તો નોકરીજ કરવી એમને ?" રસીકે પૂછ્યું.

"હા, તે સિવાય બીજો રસ્તો નથી."

"ઠીક, હાલતો પ્રભુની ઈચ્છાને માન આપીશ."

"ક્યારે જવાનો વિચાર છે ?" બ્રહ્મચારીએ પૂછ્યું.

"હું ગુણવંતના પત્રની રાહ જોઉં છું. મેં તેને પત્ર લખ્યો છે. તેનો પત્ર આવ્યા પછીજ હું જવાનો વિચાર રાખીશ."

" કૈલાસનું શું કરીશ ? "

" માતાની ઇચ્છાથી આપ વાકેફ છો. પ્રભુ ! હું નિરાધાર છું. કૈલાસ મને મદદરૂપ થવા આવી છે. અને એનું પાલન કરવું તેને સુખી કરવી એ મારો ધર્મ છે. માતાની ઇચ્છા આ અવસ્થામાં કેવી રીતે પૂર્ણ કરૂં ? મારે હાલમાં તો એજ કરવાનું કે અમારા બન્નેનું ગૂજરાન નભે એવી સ્થિતિ પ્રાપ્ત કરવી. "

" ત્યાં સુધી કલાસને કયાં રાખીશ ? " બ્રહ્મચારીએ પૂછ્યું.

"હું પણ એમની સાથે જઇશ, તેમના કાર્યમાં મદદ રૂપ થઇશ. તે નોકરીએ જશે, ત્યારે તેમને રસોઇ બનાવી કોણ જમાડશે ? " અત્યાર સુધી સઘળો સંવાદ શ્રવણ કરતી કૈલાસે વચમાં કહ્યું.

રસીક મનથી કૈલાસને ધન્યવાદ દીધો અને કહ્યું, " પણ રાંધવાનાં સાહીત્યો એકત્ર કરવાની પ્રથમતો જરૂર ખરીને ? "

" હું મજુરી કરવા જઇશ. " કૈલાસે કહ્યું.

" શું હું જીવતો છું ત્યાં સુધી તને મજુરી કરવા દઉં ? કૈલાસ દેવી ! તું આ શું બોલે છે ? તું મજુરીને માટે નથી પણ સુખ ભોગવવાને માટે છે. હું તારા સુખને અર્થે મજુરી કરીશ, અરે દુનિયાનાં તમામ સંકટો સહન કરીશ; પણ એક વખતે તને તો સુખી કરીશ. "

" પણ ત્યાં સુધી કૈલાસ રહેશે કયાં ? " બ્રહ્મચારીએ પૂછ્યું.

"આપ મારીપર દયા કરી થોડોક વખત તેને આપની પાસે રાખો તો સારૂં ? "

" રસીક ! હું સુખમાં રહેવાને માટે બ્રહ્મચારી રહ્યો. પ્રભુના ધ્યાનમાંજ આનંદ અનુભવવા લાગ્યો. ત્યાં એક મિત્ર થયો. સ્નેહ-

પાસમાં કંઈક સપડાયો. રોગ ચાલતાં મિત્ર અને મિત્ર પત્ની આ કૈલાસને નાની મૂકી મરી ગયાં. પુત્રી કૈલાસને મોટી કરી આ ગામમાં હું આવી રહ્યો. તારી માતાએ પુત્રી માગી. હું આ મારી પુત્રી તેને આપી કંઈક સુખી થયો. હરદ્વાર જઈ એકાન્ત જીવન ગાળવા વિચાર તો હતો; તેવામાંજ આ પ્રસંગ આવ્યો અને પુત્રી કૈલાસને સંભાળવાનો લેખ પાછો મારા ભાગ્યે લખાયો. ”

“ પ્રભુ ! આપ દયાળુ છો. ફક્ત થોડાકજ દિવસ કૈલાસને આપની પાસે રાખો. હું નોકરીએ ચઢી તેને મહિના–બે મહિનામાં મારી પાસે તેડાવી લઈશ. ”

“ તારી ઈચ્છા. હું ત્યાં સુધી સ્નેહપાસમાં સપડાએલો રહીશ; પણ બહુ વિલંબ કરીશ નહિ. જગતનાં માનસીક સંકટો જોઈ હું ત્રાસ્યો છું. મારે હવે ગીરીકંદરામાંજ જીવન પૂર્ણ કરવું છે. ”

રસીકે બ્રહ્મચારીને નમન કર્યું અને એ પછી ઘેર જવાની રજા માગી. રસીક કૈલાસ ઘેર જવા ઉભાં થયાં. કૈલાસનું મુખ ઉતરી ગયું હતું. તેના મુખપર નિરાશાની છાયા ફરીવળી હતી. રસીકથી જુદી પડીશ જાણી તેના મનમાં અપાર કષ્ટ ઉત્પન્ન થઈ રહ્યું હતું. પણ તેના મનની આ ભાવના કળાવા નહિ દેતાં તે રસીકની સાથે ઘેર આવી.

“કાં કૈલાસ દેવી ? અત્યારે તમારૂં મુખ ઉદાશ કેમ જણાય છે ! શું કાંઈ દર્દ દમી રહ્યું છે ?” રસીકે ઘેર આવી કૈલાસનું કરમાએલું વદન નિહાળી પૂછ્યું.

કૈલાસે કંઈ પણ જવાબ આપ્યો નહિ. તેનું મુખ દયામણું જણાયું. આંખ્યોમાં અશ્રુ ઉભરાયાં હતાં. કૈલાસની આવી દશા જોઈ રસીક ગભરાયો. તેણે તેની નજીક જઈ પૂછ્યું, “બાળા ? તારી

આંખ્યોમાં અશ્રુ કેમ જણાય છે ?"

" હું શું કહું ? મને અત્યારે ઘણુંજ દુ:ખ ઉત્પન્ન થઈ રહ્યું છે ?" કૈલાસે કહ્યું.

" દેવી ! તને શાથી દુ:ખ ઉત્પન્ન થઈ રહ્યું છે ?"

" તે જાણીને તમે શું કરશો ? મારા દુ:ખની તમને શું પડી છે ?"

" કૈલાસ ! આજે તું આ શું બોલે છે ?"

" હું ખરૂંજ કહું છું. રંક નિરાધારનું આ જગતમાં કોઈજ નથી."

" દેવી ! તારાં વચનો સાંભળી હું અજબ થાઉં છું. મને સ્પષ્ટ સમજાવ. હું તારા સુખે સુખી અને દુ:ખે દુ:ખી છું એ નક્કી સમજજે. જગતમાં આપણે ગરીબ–મિત્ર વિહીન છીએ. આ જગતમાં જો કોઈ મને દિલાસો દેનાર સુખ દાતા હોય તો તે ફક્ત તુંજ છે. તારા સ્નેહાળ સ્વભાવથી હું માતાના મરણનો શોક કંઈક વિસારી શક્યો છું. તારા પ્રતાપેજ હતાશ બનેલું હૃદય આશામય બન્યું છે. કૈલાસ ! મારી આનંદ મૂર્તિ ? કહે તને શાથી કષ્ટ ઉપ્તન્ન થઇ રહ્યું છે ?"

" રસીક ! શું તમે જાણતા નથી કે મારૂં કોઈ નથી ? જાણોછો છતાં શામાટે મને અહીં એકલી મૂકી જવાની વાત કરો છો ?" કૈલાસે અંતરની વેદના પ્રકટ કરી.

રસીક બોલ્યો; " મારી સ્થિતિ જોતાં અને પરદેશનો વિચાર કરતાં મેં એકલાએજ જવાનું હાલતો યોગ્ય માન્યું છે. હું થોડા દિવસમાં નોકરી પર ચઢી જઈશ અને પછી તરતજ તને મારી પાસે તેડાવી લઈશ."

" પણુ મને સાથે લઈ જાવને ?"

" કૈલાસ ! પરદેશના મામલામાં ક્ષણે ક્ષણે દુ:ખ પડવાનો સંભવ છે. તું થોડાક દિવસ અહીં બ્રહ્મચારીજી પાસે રહે."

" હું તમારા દુ:ખમાં મદદ રૂપ થઈ પડીશ."

" બાળા ! તારી મને સંપૂર્ણ ખાત્રી છે. પણ હું તને દુ:ખી કરવા નથી ઇચ્છતો." રસીકે અનેક પ્રકારે કૈલાસને સમજાવવા માંડી. છેવટે કૈલાસ રહેવાને માટે કબુલ થઈ અને બોલી: " તમે મને કેટલા દિવસમાં તમારી પાસે તેડાવશો ?"

" જેમ બને એમ જલ્દી."

" જોજે હાં, પરદેશ જઈ મને ભૂલી જતા ?"

" કૈલાસ ! તું આ શું બોલે છે ? શું હું તને ભૂલી જઈશ ? આ જીવન છે ત્યાં સુધી તો તને ભૂલનાર નથી. દેવી ! તું મારા દુ:ખનો દિલાસો; મારૂં રાંકનું રત્ન છે. રસીકનું સર્વસ્વ તુંજ છે. આ રસીક તારા વડેજ સુખી છે. તારાથી જુદો પડતાં મારા મનમાં જે કષ્ટ ઉત્પન્ન થઈ રહ્યું છે તે હું તને શીરીતે બતાવું. દેવી ! થોડાક દિવસ ધિરજ ધરી રહેજે. દુ:ખના અંતે સુખ અવશ્ય મળે છે. વળી પ્રભુ દયાળુ છે. તે જરૂર આપણને સુખની પરીસીમાએ પહોંચાડશે."

" પરદેશ જઇ કાગળતો લખશોને ?"

" કૈલાસ ! આજે તને આટલી બધી શંકાઓ કેમ થાય છે ? હું દર અઠવાડીએ મારા સમાચાર તને જણાવતો રહીશ. પણ વારૂં તું શી રીતે કાગળનો જવાબ લખીશ ?"

" કેમ વારૂં ? શું હું ભણેલી નથી ?"

" વાંચી તો શકે છે; પણ લખતાં આવડે છે કે કેમ તે બધી

મને શું ખબર ?"

" હું લખી શકું છું."

" એમ ! મને ઘણોજ આનંદ થયો."

" તમે જવાનું ક્યારે નક્કી કર્યું ?"

" ગુણુભાઇનો પત્ર આવ્યા પછી."

" તમે તેમને પત્ર લખ્યો છે ?"

" હા, ત્રણ દિવસ થઇ ગયાછે. ગઇ કાલે તેમનો જવાબ આવવો જોઇએ; પણ આવ્યો નહિ તેથી ધારૂં છું કે કદાચ આજે પણ આવે." આ પછી કૈલાસે રસોઈ તૈયાર કરી. બન્નેએ જમી લીધું. કૈલાસ ગૃહકાર્યમાં પ્રવૃત્ત થઈ. રસીક એક પુસ્તક લઇ આડો પડી વાંચવા લાગ્યો. બપોરનો સમય હતો. તાપ સખત પડતો હતો. ગામડા ગામમાં સઘળે શૂન્યકાર ભાસતું હતું. કૈલાસ ગૃહકાર્યમાંથી મૂકત થઇ રસીકની પાસે આવી બેઠી. એટલામાં ટપાલ આવી. ગામના પોષ્ટ-વાળાએ રસીકની પાસે આવી કહ્યું." રસીકભાઇ ! લ્યો આ તમારો કાગળ."

રસીકે કાગળ લીધો. બંધ પાકીટ હતું. ગુણવંતના અક્ષર હતા. ટપાલવાળો રસ્તે પડ્યો. રસીકે પત્ર ફોડ્યો. કૈલાસે પૂછ્યું, "કોનો પત્ર છે?"

" ગુણવંતભાઇનો "

" શું લખે છે ?"

" વાંચી સંભળાવું ?"

" હાસ્તો. "

રસીકે પત્ર વાંચવા માંડ્યો. પત્રમાં આ પ્રમાણે લખેલું હતું.

પ્રિય ભાઇશ્રી રસીકચંદ્ર.

મુ. નારાયણપુર.

આ વખતે તમારો પત્ર કંઇક મોડો મળ્યો, પણ આનંદ તો થયોજ. સઘળી બીના જાણી છે. માતુશ્રીના મરણ સમાચારથી અમને બન્નેને ઘણું લાગી આવ્યું છે. ભાઈ! એમાં આપણો શું ઉપાય ? પ્રભુની ઇચ્છાને માન આપવાનું છે. અમે તારા દુઃખમાં તને દિલાસા વિના શું આપી શકીએ ? આ સંસારમાં સુખ દુઃખની ઘટમાળ ફર્યા કરે છે. છાંય તડકાની માફક સુખ–દુઃખ આવેછે. ગભરાવું નહિ. હિંમત રાખવી. ત્હેં કૈલાસકુમારી વિશે લખ્યું તે જાણ્યું. માતાની ઇચ્છા પૂર્ણ કરજે. હાથમાં આવેલું એ રંકરત્ન નાખી દઇશ નહિ. એ રત્ન તને સુખી કરશે. એને તું તારા રંક ઘરનું રત્ન સમજજે, તારા ઘરમાં સાક્ષાત લક્ષ્મી આવી છે. તેની તું સેવના કરજે. તેને દુભવીશ નહિ. તે કુમારીકાને મારા સ્નેહ વંદન અને આશિષ. બીજું કંઇ લખવા જેવું નથી પણ ખાસ લખવા જેવું એકે તું તારા પત્રમાં રૂપીઆ વિશે શા માટે વારંવાર લખ્યા કરેછે ? મેં તને રૂપીઆની મદદ કરી એમાં મેં શું મોટો વાઘ માર્યો છે કે જેથી તું મારા ગુણ ગાયા કરેછે ? વળી તું મારા રૂપીઆ આપવાની પ્રબળ ઇચ્છા ધરાવેછે અને મનમાં મુંઝાયછે એવું તારા પત્રથી સ્પષ્ટ સમજાયછે. પણ ભાઇ તારે લગીર પણ મુંઝાવાની જરૂર નથી. મારે રૂપીઆની ઉતાવળ નથી. તને આપ્યા છે તે મેંજ વાપર્યા છે એમ હું તો સમજું છું. વળી જો સ્પષ્ટ જાણવા ઇચ્છા હોયતો હું તને જણાવુંછું કે તને આપેલા રૂપીઆ હું લેવાજ ઇચ્છતો નથી. પ્રભુએ મને બે પૈસા આપ્યા છે, તે પૈસામાં મારા એકલાનો ભાગ નથી. રસીક ! તું જરીક પણ દુઃખી થઇશ નહિ અને બીજા રૂપીઆ

જોઇએ તો મંગાવજે. બીજી નવાજુની નથી. તારાં ભાભીશ્રી ખુશી આનંદમાં છે. તેઓએ તને આશિષ કહ્યા છે અને કૈલાસકુમારી સાથે જલ્દી અહિં આવો એમ ઇચ્છે છે. અમને તારા વીના મુદ્દલે ચેન પડતું નથી. તું જલ્દી આવે તો સારૂં ! તું કદાચ તારા મનમાં એમ વિચારતો હોઇશ કે ત્યાં જઇ શું કરવું ? પણ ભાઇ ! રખે મુંઝાતો. આ ઘર તારૂંજ છે. અહિં આવ્યા પછી સઘળું થઇ પડશે. માટે ત્યાંનું કામ આટોપી તું અને કૈલાસબાળા જરૂર-જલ્દી આવવા નીકળજો. હું ધારૂં છું કે હજી આ તરફ આવતાં પંદર દિવસ નીકળી જશે. આ અરસ્સામાં અમે બન્ને દ્વારકાંની યાત્રાએ જઈ આવવા વિચાર રાખીએ છીએ. પરમ દિવસે જવાનો વિચાર છે. ત્યાંથી આવ્યા પછી તને પત્ર લખીશ. અને જો અમારા આવ્યા પહેલાં તમારે આવવાનું થાય તો સુખેથી આપણું ઘર ઉઘાડી રહેજો. ઘરની ચાવીઓ પડોશીના ઘેર મૂકેલી છે. તમને ઓળખે છે એટલે આપશે અને હું તેને કહેતો પણ જઇશ. બીજું માતાની પાછળ બ્રહ્મભોજન ઇત્યાદી કરવામાં કઇંક કસર કરી તે મને ઠીક લાગ્યું નથી. તારે બીજા રૂપીઆ માટે લખવું હતું. રસીક ! હું ધારૂં છું કે હવે તારી પાસે કંઈ પણ હશે નહિ. હું તારી સ્થિતિથી તેમજ તારા હૃદયથી પૂર્ણ વાકેફ છું. આ કારણથી હું આવતી કાલે તારી પર રૂપીઆ પચાસ મનીઓર્ડરથી મોકલનાર છુ, તે તું સ્વીકારજે અને તને ફાવે એમ તેનો ઉપયોગ કરજે. હાલ એજ વિશેષ લખવા જેવું કંઇ નથી. પણ તું જલ્દીથી આ તરફ આવવાની તૈયારી કરજે. કૈલાસકુમારીને સાથે લાવવાનું ભૂલીશ નહિ. પરમાત્મા તમને બન્નેને સુખી રાખો. બ્રહ્મચારીજીને પ્રણામ. સુખી રહો.

લી. તારો ગુણવંત.

પત્ર પૂરો વાંચી રસીકે કૈલાસ સામે જોયું. મિત્રના પત્રથી રસીકનું હૃદય ભરાઇ આવ્યું. એટલામાંજ કૈલાસે કહ્યું; " મિત્ર હોયતો આવાજ હોજો. બીચારા તમારા માટે કેટલી લાગણી ધરાવે છે. પણ વારૂ હવે તો મને સાથે લઇ જશોને ? "

" ક્યાં ? " રસીકે પૂછ્યું.

" અમદાવાદ "

" ત્યાં શું કરવા ? "

" કેમ ત્યાં શું કરવા ? ગુણવંત ભાઇએ જલ્દીથી આપણને બોલાવ્યાં છે અને વળી મને પણ સાથે લઇ જવાનું તમને લખ્યું છે. "

" કૈલાસ ! તારૂં કહેવું સત્ય છે. મારા તે ગુણીયલ મિત્રના ઉપકાર વિસરી શકાય એમ નથી. આ કળીકાળમાં મારો તે મિત્ર અને તેની પત્ની ખરેખર દેવ રૂપ છે. પણ હું તેમને હવે વધુ વખત દુઃખી કરવા ઇચ્છતો નથી. "

" એટલે ? "

" મારો વિચાર આ વખતે અમદાવાદ જવાનો નથી. "

" ત્યારે ? " કૈલાસે ચમકીને પૂછ્યું.

" મારી ઇચ્છા છે કે મુંબઇ જાઉં. "

" પછી ? "

" ત્યાં નોકરી ખોળી કાઢું અને પછી તને ત્યાં તેડાવું. "

" અને ગુણુભાઇ ? "

" સારી નોકરી મળશે તો તેમને પણ ત્યાં આપણા ભેગાં રાખશું. "

" મારી તો મરજી નથી કે તમે મુંબઇ જાવ. મુંબઇ વિશે મેં ઘણું સાંભળ્યું છે. તે ખર્ચાળ શહેર છે. જ્ઞાન ગૂમ થવાનું અને રોગ

ઉત્પન્ન થવાનું મુંબઇ મુખ્ય ધામ છે. તમારા માટે તો અમદાવાદજ સારૂં છે."

"ત્યાં મિલો સિવાય અન્ય વેપારજ નથી. શહેરની વસ્તીમાંથી ઘણો ખરો ભાગ મીલોમાં અને સટ્ટામાં જીવન ગૂજારે છે. ત્યાં બીજા મોટા વેપાર જેવું કંઇજ નથી."

"ગમે તેમ હોય પણ અમદાવાદ શહેર ઘણા માણસોનું પુરૂં કરે છે. અમદાવાદમાં દરેક સમાય છે અને સુખી થાય છે. માટે મુંબઇ જવાનો વિચાર છોડી દઇ અમદાવાદ પધારો તો ઘણું સારૂં પછી તો આપની ઇચ્છા." આટલું કહી કૈલાસ રસીકના મુખ સામે જોઇ રહી.

રસીક વિચારમાં પડ્યો અને પછી કંઇક નિર્ણયપર આવી બોલ્યો; "કૈલાસ! મારો અંતરાત્મા કહે છે કે હું એકવાર મુંબાઇ જઇ આવું."

"તમારી મરજી; પણ નક્કી માનજો કે ગુણવંતભાઇને તમારૂં આ પગલું પસંદ પડશે નહિ."

"તે પછીથી જોઇ લેવાશે. અત્યારથી એવા વિચારને હૃદયમાં સ્થાન આપવાની શું જરૂર છે?"

"હું આપને એક બીજી વાત પૂછવાની ઇચ્છા ધરાવું છું?"

"તારે જેટલું પુછવું હોય તે સઘળું પૂછવાનો તને સંપૂર્ણ અધીકાર છે."

"હું તમારી ખાનગી વાત જાણવા માગું છું."

"પોતાના પ્રિયજનથી વાત ખાનગી રાખનાર માણસ મૂર્ખછે."

"આજ સુધીમાં ગુણવંતભાઇએ આપણને કેટલા રૂપીઆ મોકલ્યા હશે?"

" તે જાણીને શું કામ છે ? "

" મારે જાણવું તો જોઇએ ! "

રસીકે ડાયરી ઉઘાડી જોયું અને પછી કહ્યું, પચાસ આવશે એટલે તેના રૂપીઆ પાંચસો પૂરા થશે. આ પછી કૈલાસ કંઇ બોલી નહિ. વાતોમાં સાંજ પડવા આવી. કૈલાસ અન્યકાર્યમાં પ્રવૃત્ત થઇ. રસીક નર્મદા કિનારે ફરવા ગયો.

બીજા ચાર દિવસ નીકળી ગયા. ગુણવંતે મોકલેલા પચાસ રૂપીઆ રસીકને મળી ચૂકયા. રસીકે આજ સાંજે જવાનો નિશ્ચય કર્યો. કૈલાસનું મુખ ઉતરી ગયું; પણ ઉપરથી હિંમત અને ઉત્સાહ બતાવવા લાગી. રસીકની સ્થિતિ પણ એવી હતી. કૈલાસથી જુદાં પડતાં તેના દિલમાં અપાર દુઃખ ઉત્પન્ન થઇ રહ્યું હતું. જો કે બન્ને નો સહવાસ થોડા દિવસનો હતો; પણ બન્નેના હૃદયમાં પૂર્ણ પ્રેમ પ્રકટી ચૂકયો હતો અને પરસ્પર જાણે સગાં હોય એ પ્રમાણેજ ઉભયના હૃદયની ઐકયતા થઇ ચૂકી હતી. બન્નેને જુદાં પડવું ઠીક લાગતું નહોતું. એક બીજાનાં હૃદય ચિરાતાં હતાં. પણ શું કરે ! રસીકની પાસે બાપની મુડી ન્હોતી કે જેથી વેપાર કરે. જમીન નથી કે જેથી ખેતી કરે. તેને નોકરી સિવાય છૂટકો નહોતો. પોતે આ બધી બાબત પૂર્ણ રીતે સમજતો હોવાથીજ જુદાઇનું સંકટ સહન કરીને પણ જવાનો નિશ્ચય કર્યો હતો. તેણે અને કૈલાસે મળી સાથે લઇ જવાનો સામાન તૈયાર કર્યો. સામાન વધુ નહિ રાખતાં ઉપયોગ જેટલોજ સાથે રાખ્યો. રસીકે સાંજના નીકળવાનો વિચાર રાખ્યો હતો. એક હોડી વાળાને બોલાવી હોડી ભાડે કરાવી. કૈલાસે ભાતુ બનાવી એક ટીનના ડબ્બામાં મૂકયું. એવામાં બ્રહ્મચારી પધાર્યા. રસીકે પ્રણામ કરી તેમને બેસવાને આસન આપ્યું.

બ્રહ્મચારીએ આસન પર બેસતાં પૂછ્યું; " પરદેશ ગમનની તૈયારી થઇ રહી છે કે શું ? "

" હાજી, પણ આપ પરદેશ કહો છો તેથી હું આશ્ચર્ય પામું છું. " રસીકે કહ્યું.

" કેમ વારૂ ? પરદેશ કોને કહેવાય ? "

" દરીયાપાર જે દેશો આવેલા હોય તેને. "

" ઠીક; મારી ભૂલ થઇ. વારૂ તેં ક્યાં જવાનું નિર્માણ કર્યું છે?"

" મુંબાઇ. "

બ્રહ્મચારીએ થોડીકવાર વિચારમાં રહી કહ્યું. " તારૂં કાર્ય સફળ થાવ. આ કૈલાસને તો અત્રેજ મૂકતો જાય છે ને ? "

" હા, કેવળ આપનાજ ભરોંસે. "

" તેની ફીકર કરીશ નહિ. તું પત્ર લખતો રહેજે અને જેમ બને એમ સારા રસ્તે ચઢી કૈલાસને તારી પાસે બોલાવી મને નિવૃત્ત કરજે. હું તમને બન્નેને સુખી જોઇ એકાન્તવાસ કરવા ઇચ્છું છું. "

" આપનો મારીપર અનહદ ઉપકાર થયો. મારી પાસે પચાસ રૂપીઆ છે; તેમાંથી આ પચીસ આપની પાસે રાખો. "

" રસીક ! તું પચાસ રૂપીઆ તારી પાસે રહેવાદે. પરદેશમાં પૈસાનો ખપ પડે. "

" મારે પચીસ રૂપીઆ ઘણા છે. " રસીકે પચીસ રૂપીઆ કૈલાસને આપ્યા. સમય સપાટા બંધ જવા લાગ્યો. સમય થતાં હોડી વાળો આવ્યો અને સામાન ઉપાડી ગયો. રસીકે જવાની તૈયારી કરી. બ્રહ્મચારીજીને માથું નમાવી કહ્યું: પ્રભુ હું જાઉં છું. કૈલાસનું રક્ષણ કરજો. તે હવે તમારા શરણમાં છે. રસીકથી વિશેષ બોલાયું નહિ. કૈલાસથી જુદા પડતાં તેને ઘણું લાગી આવ્યું. બ્રહ્મચારીએ

કહ્યું—કૈલાસ મારી પુત્રી છે. મેંજ તેને મોટી કરી છે. તું તેની ફિકર કરીશ નહિ. આટલું કહી બ્રહ્મચારી કિનારાપર મળવાનું કહી ત્યાંથી વિદાય થયા. રસીકે કૈલાસ પ્રત્યે કહ્યું, " દેવી ! હું જાઉં છું. તું મુંઝાઇશ નહિ. પ્રભુ સૌ સારાવાનાં કરશે. મને પ્રેમથી રજા આપ. "

કૈલાસનો કંઠ ભરાઇ આવ્યો હતો, છતાં તેણે હિંમત રાખી જવાની રજા આપતાં કહ્યું; " પધારો, સંભાળીને કામકાજ કરજો કાગળ-પત્ર લખતા રહેશો અને આ તમારી રંક કૈલાસને ભુલશોનહિ."

" આ પ્રાણ છે ત્યાં સુધી તો હું તને ભૂલનાર નથી. કૈલાસ ! કોઇ પણ પ્રકારે ઓછું લાવીશ નહિ હાં ! હું તને થોડા દિવસમાંજ મારી પાસે બોલાવી લઇશ. " કહી રસીક કૈલાસની સાથે કિનારે આવ્યો. હોડી તૈયાર હતી. રસીકે બ્રહ્મચારીને પ્રણામ કર્યા. બ્રહ્મચારીએ તેને આશિષ આપી. કૈલાસની આંખ્યો સજળ બની હતી. રસીકે પણ સજળ નયને તેના સામે જોયું. બન્નેથી બોલાઈ શકાતું ન્હોતું. ખારવાએ હોડી હાંકી; " કૈલાસ જાઉં છું. " આટલા શબ્દોજ રસીક બોલી શકયો. કૈલાસ બોલી શકી નહિ. તેણે સજળ નયને રસીક સામે જોઇ બે હાથ જોડી શીર નમાવ્યું. આ હૃદય વિદારક જુદાઈથી રસીક અને કૈલાસના હૃદયમાં તીવ્ર વેદના થઇ રહી હતી. રસીકને જતો જોઇ બ્રહ્મચારીની આંખ્યોમાં પણ જળ ઉભરાયું. બન્ને રસીકને જતો જોઈ રહ્યાં. હોડી સડસડાટ ચાલી જતી હતી. જોત જોતામાં તે ઘણે દૂર નીકળી ગઇ. રસીક હવે જણાતો નહોતો; પણ હોડીયું નાના આકારનું જણાતું હતું. હજી પણ કૈલાસ એ તરફ જોઇ રહી હતી. બ્રહ્મચારીએ કહ્યું. " બ્હેન ! હવે આપણે ચાલીશું?"

આ શબ્દોએ તે સાવધ થઇ અને બોલી; " હા ચાલો. "

કૈલાસ બ્રહ્મચારી સાથે ગૃહે આવી. બ્રહ્મચારીએ શીવાલયને

બદલે આજથી ગૃહમાંજ રહેવાનું નક્કી કર્યું. રસીક વિના ઘર સુનું લાગવા માંડયું. બ્રહ્મચારી વિવિધ વાતો કહી કૈલાસના હૃદયનો શોક ઓછો કરવા લાગ્યા.

## પ્રકરણ ૮ મું.

### રસીકનું ગમન.

પવન અનુકુળ હોવાથી રાત્રિના નવેક વાગ્યાના સૂમારે હોડી ભરૂચ આવી પહોંચી. રસીક હોડીમાંથી ઉતર્યો. તેની પાસે ઝાઝો સામાન ન્હોતો. એક નાનું પોટકું હતું. તે લઇ તેણે શહેર તરફ પ્રયાણ કર્યું. રસીક ચાલતો-ચાલતો હાજીખાના બજારમાં આવ્યો. ત્યાં તેના એક મિત્રની દુકાન આવેલી હતી. રસીકનો આ મિત્ર વ્યાપારી હતો. તે વ્યાપાર સંબંધે વારંવાર અમદાવાદ જતો-આવતો હોવાથી અચાનક રસીકને ઓળખાણ થઇ હતી. આ વખતે તે ભાઇ દુકાન બંધ કરી ઘેર જવાની તૈયારી કરતા હતા. કારણ કે ભરૂચ જેવડા નાના શહેરમાં રાત્રિના વખતે ગ્રાહકોની વિશેષ ધમાલ રહેતી નહિ. રસીક મિત્રને મળ્યો. આ મિત્રનું નામ બીહારીલાલ હતું. રસીકને જોતાંજ બીહારીલાલે આશ્ચર્યતા દર્શાવતાં પૂછ્યું; "રસીકલાલ! તમે અત્યારે કયાંથી?"

"હું અત્યારેજ હોડીમાંથી ઉતરીને અહિં આવ્યો છું." રસીકે જણાવ્યું.

"કઇ તરફથી આવો છો?"

"નારાયણપૂરથી"

"ત્યારે ઘેરથીજ કહોને? વારૂ માતાજી કુશળ છે ને?"

રસીકે માતાના મૃત્યુની વાત જણાવી. બીહારીલાલ દિલગીર થયો. તેણે પૂછ્યું; "તમે જતી વખતે અહિં થઇનેજ ગયા હશો ?"

"હા."

"ત્યારે મને મળ્યા કેમ નહિ ?"

"તે દિવસે તમે અમદાવાદ હતા, વળી મારે નારાયણપૂર પહોંચવાની ઘણી ઉતાવળ હતી."

"હું અમદાવાદ હતો તેની તમને શું ખબર ?"

"મેં તમને અમદાવાદ સ્ટેશન સામેની હોટેલમાં ચ્હા પીતા જોયા હતા."

"ત્યારે તમે મને બોલાવ્યો કેમ નહિ ?"

હું ગાડીમાં હતો; અને ટ્રેઇન ઉપડવાને ફક્ત દશજ મીનીટ બાકી હતી."

"ઠીક, ચાલો ત્યારે ઘેર જઇએ."

"તમે ઘેર જઈ આવો, હું તો અત્રેજ બેસીશ."

"એમ કેમ ?"

"મારે ફાસ્ટમાં મુમ્બઈ જવું છે."

"તે કાલે જવાશે. એટલી ઉતાવળની શી જરૂર છે ?" કહી બિહારીલાલે તેને ઘેર લઈ જવા અતી આગૃહ કર્યો. ભરૂચના લોકો ભોળા હોય છે. તેમનામાં સ્નેહ સારો હોય છે. મિત્ર અગર મહેમાનની સરભરા કરવામાં તે પાછું વાળીને જોતા નથી. મિત્ર માટે માથું આપે એવા ઘણા ગુણીયલ મિત્રો ભરૂચમાં મળી આવે તેમ છે. રસીકે બીહારીલાલને ઘણો સમજાવ્યો અને જણાવ્યું કે સાંજના ઘરેથી જમીનેજ નીકળ્યો છું; અને આજે મારે હરકોઈ ઉપાયે મુમ્બઈ પહોંચવુંજ જોઇએ."

બિહારીલાલે પછી વિશેષ આગ્રહ નહિ કરતાં રસીકને માટે દુધ અને થોડીક મીઠાઇ મંગાવી. રસીકે થોડીક મીઠાઇ ખાઇ દુધ પી લીધું. બીહારીલાલ ઘેર જઇ જમી આવ્યો. બન્ને મિત્રો વાતો કરવા લાગ્યા. રસીક નોકરીના માટે મુંબાઇ જાય છે જાણી બિહારીલાલે કહ્યું; "રસીક મુમ્બાઇનું પાણી તને માફક આવશે નહિ."

" માફક નહિ આવે ત્યારે જોયું જાશે, પણ હાલતો હું ત્યાં જઇશ. "

" રસીક ! ત્યાં પણ નોકરીને માટે ઘણાં ફાંફાં મારવાં પડે છે. મને ત્યાંનો પૂરતો અનુભવ છે. મારી સલાહ માને તો તું મુંબઇ ન જઇશ. "

" ત્યારે કયાં જાઉં ? "

" અમદાવાદ. "

" અમદાવાદમાં મિલ સિવાય કંઇ બીજે નોકરી મળતી નથી."

" મિલની નોકરી શું ખોટી ? "

" બિહારી ! હું તો નોકરીના નામ માત્રથીજ ધ્રુજું છું, પણ શું કરૂં ? મારો એવો વખત છે કે જેથી મારે નોકરી કર્યા સિવાય છૂટકોજ નથી. "

"દોસ્ત ! ગભરાય છે શાને ? હિંમત રાખવી. હિંમતે મર્દા તો મદદે ખુદા. સમય વિચારી ચાલવું. માટે હાલ તો તું કોઇક નોકરીમાં ગોઠવાઇજા. હું તારે માટે બીજે તપાસમાં રહીશ. પણ રસીક ! મને નથી લાગતું કે તને મુંબાઇમાં જલ્દી નોકરી મળી જાય."

"જોઉં છું. ભાગ્યતો અજમાવાદે. ત્યાં ઘણા વ્યાપાર અને ઓફિસો આવેલી છે. શું તેમાંની એકાદમાં મને નોકરી નહિ મળે ?"

" રસીક ! તને શું કહું ! એતો તું જ્યારે ત્યાં જઇ જોઇશ

ત્યારે તને ખબર પડશે. વગ વિના-ઓળખાણ વિના ત્યાં પણ નોકરી મળવી મૂશ્કેલ છે. "

" હું પ્રયત્ન કરીશ અને ભાગ્યદેવીને છેક છેવટ સુધી અજમાવીશ. વારૂ મને એતો જણાવકે મારે પ્રથમ કયા સ્ટેશને ઉતરવુ?"

" ગ્રાંટરોડ."

" ત્યાં કોઇ સારી વીશી હશે કે જ્યાં જમવા-રહેવાનું બની શકે?"

" હા, એવી ઘણી લોજો છે. મુંબાઇ નગરીમાં દામ હોયતો સ્વર્ગ સુખ મળે." બિહારીલાલે ચાર-પાંચ લોજનાં નામ રસીકને જણાવ્યાં. રસીકે તે નામ લખી લીધાં. ટ્રેઇન આવવાનો સમય થવા આવ્યો. બિહારીએ ત્યાં ઉભેલા એક ગાડીવાનને બોલાવ્યો. બન્ને મિત્રો ગાડીમાં બેઠા. ગાડીવાળાએ ગાડી હાંકી. ગાડી વેગથી ઉપડી અને થોડીવારે સ્ટેશને આવી ઉભી. ટ્રેઇનનો સમય હોવાથી સ્ટેશન-પર પેસેન્જરોની ધમાલ મચી રહી હતી. રસીકે બિહારીલાલને પૈસા આપ્યા. બિહારી ઓફિસમાં જઇ ગ્રાંટરોડની ટીકીટ લઇ આવ્યો. આ પછી બન્ને જણા પ્લેટફોર્મપર આવ્યા. ટ્રેઇનને આવવાને હજી પંદર મિનીટની વાર હતી. બન્ને મિત્રો આમ તેમ આંટા મારવા લાગ્યા. બરાબર ટાઇમ થતાંજ ટ્રેઈન આવી. હજી ટ્રેઇન પ્લાટ ફોર્મમાં દાખલ થઇ નહોતી, તે પહેલાંજ અજ્ઞાન અને અધીરાં ઉતારૂઓ ટ્રેઇનમાં ચઢી બેસવાને આતુર થઈ રહ્યાં. પોર્ટરો એ અજ્ઞાન અને અધીરાં લોકોને ગાડીથી દૂર રહેવાનું સૂચવવા લાગ્યા. મદોન્મત્ત માતંગની માફક સુસવાટા કરતી ટ્રેઇન સ્ટેશનના પ્લેટફોર્મમાં આવી અટકી. ઉતારૂઓની પડાપડી થઇ રહી. અંદરથી નીચે ઉતરનારાં અને નીચેથી અંદર જનારાં પેસેન્જરોનો દેખાવ અદ્દભુત બની રહ્યો. જંગલી લોકો જેમ પડાપડી કરે એવો દેખાવ થઇ રહ્યો. રેલ્વેના

નોકરો આ જંગલીઓની અધીરાઇ જોઇ હસતા હતા. પેસેન્જરોની ધમાલ-ખૂમો-મમરા-સેવ-ચા વાળા ફેરીયાઓના અવાજોથી સ્ટેશન ગાજી રહ્યું હતું. રસીક ક્યારનોએ ટ્રેઇનમાં ગોઠવાઇ ગયો હતો. તેને ઠીક જગા મળી હતી. બીજા ડબ્બાઓમાં માણસો બકરાંની માફક ખડકાયાં હતાં. કેટલાંક ઉભાં હતાં; કેટલાક એક બીજાની સન્જડ બેઠાં હતાં; તો કેટલાંક બેસવાને માટે તકરાર કરતાં હતાં. ડબ્બામાં પૂરાએલાં પેસેન્જરોની દશા દયાજનક હતી. રેલ્વેનાં માણસો આ લોકોનાં એવાં કષ્ટ નિહાળતા હતા; પણ એ લોકોની સહન કરવાની ઇચ્છા જાણી બેદરકાર બનતા હતા. એવો એક પણ માણસ નહોતો કે જે નીચે ઉતરી જગા નહિ મળવાની ફરીયાદ કરે. હિંદુસ્તાનવાસીઓ એવી હિંમત ક્યારે બતાવશે! થોડાકજ માણસ એવી હિમત બતાવે તો ડબ્બાઓમાં જગાની પડતી અગવડતા તરત દૂર થાય. પણ જ્યાં સૂધી અધીરાપણું ઉતાવળ-સહન કરવાની ઇચ્છા ખોટો ભય અને અન્યને દુ:ખી કરવાની ભાવના વગેરે હલકા દુર્ગુણો છે ત્યાં સૂધી હિંદીજનોને રેલ્વેમાં કદી પણ સુખ-સગવડ મળનાર નથી.

ગાડી ઉપડવાની વ્હિસલ વાગી. ગાર્ડે રજા આપી. ગાડી ધીમે ધીમે ચાલવા લાગી. આવજો-કાગળ લખજો-સંભાળજો-બોલાવજો વગેરે શબ્દો સ્નેહિ મિત્રોના સંભાળાવા લાગ્યા. બિહારીલાલે રસીકની સાથે હાથ મેળવી વિદાય લીધી. ગાડી ધમધમાટ કરતી ઉપડી ગઈ અને જોત જોતામાં નર્મદાજીના પૂલને પસાર કરવા લાગી. રસીક જે ડબ્બામા બેઠો હતો! તે ડબ્બાના ખાનામાં દશ પેસેન્જરો હતાં. તેમાંનાં ચાર અંકલેશ્વર ઉતરવાનાં હતાં. થોડીવારમાં અંકલેશ્વર આવ્યું અને તે પેસેન્જરો ઉતરી પડયાં. જગા થઇ. રસીક આડો

થયો. પુનઃ ગાડી ઉપડી. રસીકના મનમાં અવનવા વિચારો ઉત્પન્ન થઇ રહ્યા. ધીમે ધીમે સઘળા પ્રસંગો તેને યાદ આવ્યા. રસીકના મનમાં અપાર કષ્ટ ઉત્પન્ન થઇ રહ્યું. કૈલાસ યાદ આવી. તેનું દયામણું મુખ–સજળનયન અને જુદાં પડતાં થએલી તેની દશા વગેરે યાદ આવતાં રસીકનું હૃદય વ્યાકુળ બન્યું. તે આત્મગત બોલવા લાગ્યો.

" કૈલાસદેવી ! હું તને દુ:ખી કરી ચાલી નીકળ્યો છું. જેટલું તારા હૃદયમાં દુઃખ ઉત્પન્ન થયું હશે; તેટલુંજ બલ્કે તેથી વધારે તારા વિયોગથી મને કષ્ટ થઈ રહ્યું છે. નિર્દોષ બાળા તું સાક્ષાત દેવી છે. મને ગરીબને સુખી કરવાનેજ તારાં પનોતાં પગલાં મારા રંક ઘરમાં થયાં છે. અહા ! થોડા દિવસના સહવાસમાં આપણાં હૃદય કેવાં મળી ગયાં છે ! અહા ! જાણે જુનાં સંબંધી ન હોઇએ તેમ બન્યાં. હા ! માતા ગઇ; પણ મને દયાળુ દેવી સોંપતી ગઇ. દેવી ! દયામયી કૈલાસ ! શું કરૂં ? તારાથી જુદાં પડતાં મારૂ જીગર ચિરાઈ જાય છે. પણ સમય પ્રતિકુળ છે. ગુજરાનને માટે પુરૂષાર્થ કરવો જોઇએ. દેવી! થોડા દિવસમાંજ હું નોકરીની વ્યવસ્થા કરી તને મારી પાસે બોલાવીશ. તારા વિના મારૂં હૃદય શૂન્ય છે. હે પ્રભુ હવે તો આ રંકપર તારી કરૂણાનજર કરજે." આવા અનેક પ્રકારના વિચાર રસીકને થઇ રહ્યા હતા. ટ્રેઇન ઝડપથી ચાલી જતી હતી. મુસાફરોમાંનાં ઘણાં ખરાં નિંદ્રીત થયાં હતાં. મોડી રાત જતાં રસીકને પણ નિદ્રાએ ઘેર્યો; અને છેવટે પ્રાત:કાળ થતાં રસીક જાગૃત થયો.

# પ્રકરણ ૯ મું

## મુમ્બાઈમાં.

શ્રી પ્રભાકર પ્રભુએ તેમના સુવર્ણ રથમાં બિરાજી જગતને દર્શન દીધાં હતાં. જગત ધીમે ધીમે પ્રવૃત્તિમય બનતું હતું. પંખીઓ પણ માળામાંથી બહાર નીકળી ખોરાકની શોધમાં આમ તેમ ઉડી રહ્યાં હતાં. પ્રભાતનો પ્રથમ પ્રહર રમણીય ખુશનુમા જણાતો હતો. સાત વાગી ગયા. ગ્રાંટરોડ સ્ટેશને ફ્રાસ્ટને આવવાનો સમય થયો. પેસેન્જરોની દોડ ધામ થઇ રહી હતી. ટીકીટ ઓફીસ આગળ પણ માણસોની પુષ્કળ ભીડ થએલી હતી. ગાડીનું આગમન સૂચવતો ઘંટ વાગ્યો. પેસેન્જરો ટ્રેઇનમાં જલદીથી બેસવાને ઉભાં થયાં અને પ્લેટફાર્મ પર લાઇન બંધ ઉભાં. અલ્પ સમયમાંજ ટ્રેઇન સ્ટેશન યાર્ડમાં આવી ઉભી. અંદર બેઠેલાં ઉતારૂઓ ઝપાઝપ નીચે ઉતરવા લાગ્યાં. મજુરોની દોડાદોડ થઈ રહી. મુસાફરો બહાર નીકળી પોતપોતાને રસ્તે જવા લાગ્યાં. આપણો રસીક પણ ટ્રેઈનમાંથી નીચે ઉતર્યો; અને પોટકું બગલમાં મારી પાણીના નળ પાસે ગયો. ત્યાં જઇ તેણે હાથ મોં ધોઇ સુસ્તી ઉડાવી. નજીકમાં એક ચ્હાવાળાની દુકાન હતી. ત્યાંથી દુધ પી લીધું અને પછી ટીકીટ આપી રસીક સ્ટેશનની બહાર નીકળ્યો. આ વખતે તે કંઇક ઉંડા વિચારમાં હોય તેમ જણાતું હતું. રસ્તામાં ગાડીયો—મોટરો વગેરે વાહનોની ધમાલ મચી રહી હતી. અજાણ્યો મનુષ્ય જરૂર ગભરાઇ મરે એવો દેખાવ રસ્તાનો થઈ પડ્યો હતો. જ્યાં ત્યાં નજર કરતાં માણસોની મેદની—ગાડીયો મોટરોજ નજરે પડે. ખૂબ ધ્યાનપૂર્વક ચાલવું પડતું. જો જરાક ગફલત થઇ

તો રામ રમી ગયાજ સમજવા. મુંબઈની મોહિની આવી હતી, ટ્રામ મોટરો અને અન્ય ગાડીયોના ગગડાટ–ખખડાટથી રસ્તાઓ ગાજી રહ્યા હતા. વિચારવશ રસીકે એક બાજુ ઉભા રહી થોડીકવાર વિચાર કરી કંઇક નીર્ણય કર્યો; અને પછી નજીકમાં ઉભેલા એક વિકટોરીયા ગાડીવાળાની પાસે ગયો. વિકટોરીઆવાળાએ તેને પૂછયું. " કયાં જવું છે શેઠ ? "

" આટલામાં કોઇ સારી વીશી હશે કે ? " રસીકે પૂછયું.

" હા, ફક્ત જમવાને માટે અહિં પાસેજ એક વિશી છે. " રસીક પુનઃ વિચારમાં રહી બોલ્યો; " મારેતો જમવા તથા રહેવાને માટે લોજમાં જવું છે."

" ચાલો હું આપને સારી લોજમાં લઇ જાઉં." ગાડીવાળાએ કહ્યું. રસીક ભાડું ઠરાવી વિકટોરીયામાં બેઠો. ગાડીવાન સારો માણુસ હતો. મુંબાઇના ગાડીવાનોમાં ઘણાખરા પાલનપૂરના હોય છે. આમાંના ઘણાખરા સારા સ્વભાવના હોય છે, પણ કેટલાક વિચિત્ર–ઉલટા ગુણો ધરાવનારા પણ હોય છે તે કોઇએ ભુલવું જોઇએ નહિ. મુંબાઈ જેવા મોટા શહેરમાં અને પચરંગી પ્રજામાં અજાણ્યાપર વિશ્વાસ મૂકતાં પ્રથમ વિચાર કરવો, કે જેથી કંઈ સહન કરવું પડે નહિ. મુંબાઈમાં જેટલી ઉજળી બાજુ તેટલીજ કાળી બાજુ પણ સમજવી. ચોર–લુચ્ચા–ખીસ્સાકાતરૂઓ તો એજ ધંધામાં રચ્યાપચ્યા રહેલાહોય છે. માટે રસ્તાપર–ભીડમાં ખીસ્સાં પાકીટ સંભાળી ચાલનારને કંઇ નુકશાન થતું નથી. વિકટોરીયાવાળો આપણા રસીકને એક લોજ આગળ લઇ આવ્યો, મકાન મોટું ભભકાદાર હતું. લોજ નવી થએલી માલમ પડતી હતી. ઉપરના માળે એક પાટીયું લટકાવેલું હતું. તેમાં રંગ બે રંગી અક્ષરે લખેલું હતું કે; " આર્ય સુખ શાન્તિ ગૃહ. "

રસીકે ગાડીવાળાને ભાડું ચૂકાવી આપ્યું. આ કોઈ અજાણ ગુજરાતી છે ધારી ગાડીવાળાએ પૂછ્યું," શેઠજી ! અંદર જશો કે બતાવા આવું ?"

" ભાઇ ! હું આ શહેરથી તદ્દન અજાણ છું. તું આવે તો તારો ઉપકાર."

ગાડીવાળાએ રસીકને પોતાની સાથે ચાલવાનું સૂચવ્યું. રસીક તેની પાછળ ચાલ્યો. કેટલાક દાદર વટાવી ગાડીવાળો રસીકને લોજના માલીક પાસે લઈ આવ્યો. રસીકે પોતાને રહેવા તથા જમવાની ઇચ્છા જણાવી. લોજવાળાએ માસીક ચાર્જ ઠરાવી રસીકને એક કોટડી સોંપી. રસીકે કોટડીમાં આવી આસપાસ જોયું. કોટડી સુશોભિત જણાઈ. પલંગ–ખુરસી–ટેબલ વગેરે ફરનીચર પણ ગોઠવેલું નજરે પડયું. રસીકે સ્નાન-ભોજનાદિ કાર્યથી પરવારી શયન કર્યું. રાત્રિનો ઉજાગરો–મુસાફરીનો શ્રમ વગેરેથી રસીક મોડા સુધી ઉંઘ્યો. સાંજ પડતાં જાગૃત થઈ કોટડીને તાળું લગાવી બહાર નીકળ્યો. શાન્ત વાતાવરણમાં રહેલો રસીક મુંબાઈની ધમાલ નીહાળી આશ્ચર્ય પામ્યો. કોઇ પણ માણસને શાન્તિ હોય એમ જણાયું નહિ. રસીક આસપાસ જોતો ખૂબ ફર્યો અને પછી ભુલેશ્વર કબુતરખાનાવાળી લાયબ્રેરીમાં આવી ન્યુસપેપરોનાં પાના ફેરવવા લાગ્યો. પેપરોમાં બીજું કંઈ નહિ જોતાં રસીક વોન્ટેડ–જોઈએ છે વગેરે કોલમો વાંચવા લાગ્યો. આવાં કોલમોમાંથી તેણે થોડાંક ઠેકાણાં પોતાની ડાયરીમાં લખી લીધાં. રસીક મુંબાઇમાં કોઇને ઓળખતો ન્હોતો. તેથી બીચારાને નોકરીની સવડ કોણ કરી આપે ? તેને તો પોતાના ભાગ્યના ભરોસાપર કામ કરવાનું હતું, શીરનામાં ઉતારી રસીક ચોપાટીપર ગયો. ત્યાંની રમ્યતા નિહાળી લગભગ આઠેક વાગ્યાના સુમારે લોજમાં આવ્યો. જમવાનો ટાઇમ થયો હતો. રસીક

કપડાં બદલી ભોજનાલયમાં જઈ જમ્યો; અને પછી પોતાની કોટડીમાં આવી એક ખુરસીમાં બેઠો. થોડીકવારે પોટકામાંથી એક પુસ્તક કાઢી તેણે વાંચવા માંડયું. પોતાની કોટડીમાં તે પોતે એકલોજ હતો. જોડે બીજી કોટડીયો આવેલી હતી. તેમાં ઉતરેલા મુસાફરો વિવિધ વાર્તા લાપ કરી રહ્યા હતા. દસ વાગતાં લોજ માસ્તરે દરેક કોટડીએ ફરી ઉતારૂઓની ખબર કાઢી. ઘાટી નોકરોએ દરેક રૂમમાં પાણીના ચંબુ મુકી દીધા. રસીક રાતના અગીઆર વાગતાં સુધી પુસ્તક વાંચ્યું, બાદ પુસ્તક બંધ કરી પલંગમાં પડ્યો. પલંગ સ્પ્રીંગવાળો હતો. ઉપર બિછાવેલું ગોદડું પોચું અને સુંવાળું હતું. સફેત ચાદર ગાદલાપર પાથરી હતી. બે ઝુલવાળાં ઉસીકાં મૂકેલાં હતાં. રસીક આનંદ પામ્યો અને મુંબાઈની લોજની વ્યવસ્થાનાં મન સાથે ગુણગાન ગાવા લાગ્યો. રાત્રિના બાર વાગ્યા. રસીકની આંખ્યો ઉંઘથી ઘેરાવા લાગી. પવન પણ સારો આવતો હતો, રસીક પાસુ ફેરવી સૂતો. મન સાથે ઇશ્વરનું રટણ કરતો હતો, પણ તેના નશીબમાં સુખે નિદ્રા લેવાનું ન્હોતું. અનેક માણસોથી વપરાશમાં આવેલાં અને સૂર્યના તાપનાં કદી પણ દર્શન નહિ કરેલા પલંગ અને ગોદડામાંથી માકણો કીડીઓની માફક ઉભરાયા અને રસીકના શરીરે વળગી ચટકા ભરવા માંડયા. સ્હેજ કરડતું હશે; ખુજલી આવતી હશે ધારી રસીક ઘણીવાર પડયો રહ્યો; પણ છેવટે માકણોનો હુમલો તેનાથી સહન કરી શકાયો નહિ. તે તત્કાળ ઉઠી બેઠો થયો અને નજીક દિવાલપર આવેલી ચાંપ દબાવી વીજળીનો દીપક પ્રકટાવ્યો. અજવાળું થતાં જ રસીકે શું જોયું. સફેત બગલાની પાંખ જેવી જણાતી ચાદરપર માકણોની હાર નિહાળી. આ શું આશ્ચર્ય ? આટલા માકણ શા ? ઉપરથી સ્વચ્છ જણાતી લોજોમાં આ અંદરની અસ્વચ્છતા શું ? શું દરેક

લોજોમાં આવું હશે ? અરે ! આતો ઘણું ભયાનક દુઃખ. સઘળું સુખ પણ આ ઉંઘનું કષ્ટ કેમ સ્હેવાય ? આમ બબડતો રસીક પલંગમાંથી નીચે ઉતરી જમીનપર સૂતો. દીવો હોલવી નાખ્યો. લગભગ એકાદ કલાક શાન્તિથી સૂતો અને ઉંઘ આવવાની તૈયારી થઇ એટલામાં તો પલંગમાંથી નીચે ઉતરી આવેલા માકણોનો પુનઃ હુમલો શરૂ થયો. અધુરામાંપૂરૂં મચ્છરોનો પણ પ્રવેશ થઇ ચૂકયો હતો. રસીકના સંતાપનો પાર રહ્યો નહી. તેણે બત્તી સળગાવી ખુરશીમાં બેસી વાંચવા માંડયું. આખી રાત્રિ ચોપડી વાંચી પૂરી કરી. પ્રાતઃકાળ થયો. ઉજાગરાથી રસીકની આંખ્યો બળતી હતી. ઘાટી આવીને દાતણ આપી ગયો. રસીકે દાતણ કરી મુખ ધોયું. ચ્હા આવ્યો, ઉજાગરો દૂર થાય એ હેતુથી રસીકે આજે દુધ નહિ પીતાં ચ્હા પીધો. પછી સ્નાન કરી લીધું. લોજનો માલીક રસીક પાસે આવ્યો. રસીકે માકણની ફરીયાદ કરી. માલીકે બીજી કોટડી ઉઘાડી આપી. રસીકે કૈલાસપર એક પત્ર લખી કુશળતા જણાવી. આ પછી કપડાં બદલી રસીક નોકરીની શોધમાં નીકળ્યો. સાંજવર્તમાન—ક્રોનિકલ આદિ પેપરોમાંથી ઉતારેલાં એડ્રેસો મુજબ દરેક સ્થળે ગયો; શેઠીયાઓને મળ્યો; પણ નિરાશા સિવાય તેને કંઇપણ ફળ પ્રાપ્ત થયું નહિ. કોઇએ કાલે આવજો તો કોઇએ ઓળખાણ માંગ્યું; કોઇએ રૂપીઆ ડીપોઝીટ માગ્યા, તો કોઇએ સ્પષ્ટ ના પાડી. બિચારો રસીક ઘણું રખડયો. કોટમાં આવેલી દરેક ઓફીસોમાં ફર્યો. ચાર દિવસ સૂધી તેણે સખ્ત રખડ કરી પણ નોકરી મળી નહિ. બેલાર્ડપીયરપર સ્ટીમરોની ઓફિસોમાં, કાલાબે રૂના વેપારીયોમાં ખબર કાઢી પણ તકદીર અવળું તે કયાંથી સવળું થાય ? રસીક ઘણા હિંદુ શેઠીયાઓને મળ્યો. વિનંતિ કરી કરગર્યો; પણ શેઠીયા-

ઓને કયાંથી અસર થાય ? શ્રીમાનોએ નામની સ્થાપેલી સંસ્થાઓ સમીતીયો લાયબ્રેરીયોમાં પણુ રસીકનો પત્તો લાગ્યો નહિ. નોકરીની શોધખોળમાં દસ દિવસ નીકળી ગયા. લોજમાં પણુ રાત્રે માકણુ મચ્છરોની એનીએજ સ્થિતિ.નાણું પણ ખૂટયાં. રસીક મુંઝાયો. શું કરવું તેના વિચારમાં પડયો. અમદાવાદ જવું ? રસીક નિઃશ્વાસ નાખી પ્રભુને પોકાર કરી રહ્યો. હવે તેનાથી લોજમાં રહી શકાય એમ ન્હોતું. આજ સુધીનું બીલ ચૂકવી આપતાં તેની પાસે ફક્ત બે રૂપીઆ રહ્યા. રસીક સામાન ઉપાડી લોજની બહાર નીકળ્યો. કયાં જવું ? આ સામાન કયાં મૂકવો વગેરે અનેક વિચારો તેના મનમાં થઈ રહ્યા. છેવટે ભાગ્યપર ભરોંસો રાખી રસીક કાલબાદેવીપર આવ્યો. ત્યાં એક દવાવાળાની દુકાન આવેલી હતી. આ દુકાનપર એક શેઠ બેઠા હતા. રસીકે તેની પાસે જઇ કહ્યું; "શેઠજી સાહેબ ! મારે આપ પ્રત્યે એક પ્રાર્થના કરવાની છે ?"

"શું છે ?" શેઠે તેના સામે જોઇ પૂછયું.

"આપને કોઈ એકાદ નોકરની જરૂર છે ?"

"કેમ વારૂ ?"

"મારે નોકર રહેવું છે ?"

"કયાંના છો ?"

"ભરૂચ જીલ્લાનો."

"જાત ?

"હિંદુ."

"નામું–ઠામું આવડે છે ?"

"હાજી !"

"કોઈ ઓળખાણુ લાવી આપશો ?"

" આ શહેરથી હું તદ્દન અજાણ્યુ છું; વળી અહિં મારૂં કોઇ સગું વ્હાલું પણ નથી. "

" ત્યારે તમને નોકરીપર રાખવાને લાચાર છું. મેં વગર ઓળખાણે ઘણા નોકર રાખ્યા; પણ રાંડના દરેક નિમકહરામ નીકળ્યા અને ધાપ મારી ચાલતા થયા. આથી મેં વગર ઓળખાણે કોઇને પણ નહિ રાખવાનો ઠરાવ કર્યો છે. "

" શેઠજી ! દરેક માણસો કંઇ સરખા હોતા નથી. "

" તમારા જેવું દરેક બોલે છે; પણ પરીણામે દુષ્ટ નિકળે છે. "

" આપને હું મારા .વતનનું ઠેકાણું આપું. આપ ખાત્રી કરી જુઓ. "

" એટલી તકલીફ લેવાનો મને ટાઇમ નથી. "

"શેઠજી ! મારીપર દયા કરો. હું દસ દિવસથી મુંબાઇમાં નોકરી અર્થે આવેલો છું. મારી પાસેનાં નાણાં પણ ખૂટી ગયાં છે. હું મારે વતન પાછો જાઉં એટલું દ્રવ્ય પણ મારી પાસે રહ્યું નથી. શેઠજી ! મારે ન છૂટકેજ આપને આટલી પ્રાર્થના કરવી પડે છે. હું લાચાર સ્થિતિમાં આવી પડયો છું, આપ કૃપા કરી એકાદ મહિનો મને નોકરી રાખો, હું તે અરસ્સામાં બીજે નોકરીનો બંદોબસ્ત કરીશ. અને એટલા સમયમાં જો આપને મારી પ્રમાણીકતાની ખાત્રી થાય તો મને રાખજો." આટલું કહી રસીકે શેઠ પ્રત્યે ઘણી વિનંતિ કરી, પણ શેઠ એકનો બે થયો નહિ. રસીક છેવટ તેના પગે પડયો. ત્યારે તે પાષાણ મનના શેઠીયાએ તેને ફક્ત ખાવાનું અને રહેવાનું કહ્યું. તેના બદલામાં રસીકે દુકાનનું પરચુણ કામ કરવું—નામું લખવું શેઠાણીની સરભરામાં રહેવું. લાચાર હાલતમાં આવી પડેલા રસીકે સર્વે કબુલ કર્યું. અને તે દિવસથી તેણે ત્યાં રહેવા માંડયું. આ શેઠને ત્યાં રહે

રસીકને લગ ભગ પંદર દિવસ થવા આવ્યા. તેણે નોકરીને માટે ઘણાએ પ્રયાસ કર્યા; પણુ કંઇ ઠેકાણું પડયું નહિ. શેઠને ત્યાં પણુ સખ્ત મહેનત કરવી પડતી. ઉચ્છૃંખલ શેઠાણીના અપશબ્દો સાંભળવા પડતા, રસીક કંટાળ્યો. જીવન પ્રત્યે ધિક્કાર ઉત્પન્ન થયો. આત્મત્યાગનો પાપી વિચાર પણુ ઘડી ભર ઉદ્દભવ્યો. છેવટ તેણે મીલમાં કલાર્ક અગર બીજી નોકરી કરવાનો નિશ્ચય કર્યો. એકાદ બે માસ મિલમાં નોકરી કરી પૈસા મેળવવા અને પછી મુંબાઇ છોડી અમદાવાદ જવું. મુંબાઇ કરતાં અમદાવાદ હજાર દરજ્જે ઉત્તમ. ત્યાં કોઇપણુ જાતની નોકરી મળી રહેશે. આવો વિચાર કરતા રસીકે બીજે દિવસે મીલ તરફ નોકરી ખોળવા જવાનો ઇરાદો રાખ્યો.

---

## પ્રકારણુ ૧૦ મું.

### નોકરી કે મજુરી ?

સવાર થતાંજ રસીક જાગૃત થયો; અને શેઠના ઘર તરફ જવાના સમય પહેલાં બહાર નીકળી પરેલના રસ્તે પ્રયાણુ કરવા લાગ્યો. મુંબાઇની ઘણી ખરી મિલો પરેલમાં આવેલી હતી. ગરીબ બિચારાં મજુરો અને સામાન્ય સ્થિતિનાં માણુસો પરેલમાં રહેતાં હતાં. ઘણી મિલો પરેલમાં આવેલી હોવાથી ત્યાંના રસ્તાઓ અને મકાનો શ્યામ જણાતાં હતાં. સવારનો સમય હતો. મીલની વ્હીસલો ઉપરા ઉપરી વાગતી હતી. મજુરો મીલમાં કામે જવાને દોડાદોડી કરી રહ્યા હતા. દેખાવ વિચિત્ર બની રહ્યો હતો.

મીલોમાં કામ શરૂ થઇ ચૂકયું હતું. મુંબાઇથી પરેલ કંઇક દૂર આવેલું હતું. બિચારા રસીકની પાસે પૈસા ન્હોતા કે જેથી ટ્રામ–ગાડી અગર રેલ્વેમાં જાય. બીચારો પગપાળો પરેલ તરફ જતો હતો. તેના મનમાં દુ:ખી વિચારો ઉત્પન્ન થઇ તેના હૃદયને સંતાપી રહ્યા હતા. રસ્તે ચાલતાં તે વિચારમાં એટલોતો તલ્લીન બન્યો હતો કે ગાડીવાળાઅગર મોટરવાળાને મોટેથી બૂમો મારી તેને ચેતાવવો પડતો હતો. રસીકનું મુખ ઉદાશ અને ગમગીન જણાતું હતું. તેના શરીર પર પૂરતાં કપડાં પણ ન્હોતાં. શરીર પર ખાદીનું ધોતીયું પહેરણ અને સફેત ટોપી સિવાય અન્ય વસ્ત્ર હતું નહિ. પગમાં પહેરેલી ચંપલો પણ ટૂટેલી હતી. આશરે નવેક વાગ્યાના સૂમારે રસીક એક મીલના કમ્પાઉન્ડ આગળ આવી ઉભો. એક માણુસ ઝાંપામાંથી બહાર નીકળ્યો. રસીકે તેને ઉભો રાખી પૂછ્યું," ભાઇ! આ કોની મીલ છે?"

" નટવરલાલ શેઠની."

" શેઠ વાણીયા છે?"

" નહિ; નાગર બ્રાહ્મણ." આટલું કહી તે માણુસ રસ્તે પડયો.

રસીક ઝાંપા પાસે આવ્યો. તેના મુખ પર શરમ અને દુ:ખની લાગણી છવાએલી હતી. તેના પગ ધ્રુજતા હતા. ઝાંપા પાસે એક પટાવાળો સ્ટુલ પર બેઠેલો હતો. રસીકે તેની પાસે જઇને નમ્રતાથી પૂછ્યું;" ભાઇ ! શેઠની ઓફીસ કયાં આવી?"

પટાવાળો મુસલમાન હતો. સારા અને સભ્ય મુસલમાનમાં જે ગુણ જોઇએ તે તેનામાં ન્હોતા. તેણે કંઇક મીજાજ ખોઇ પૂછ્યું; " તુઝે ઓફીસકા કયા કામ હય?"

" નોકરીએ રહેવું છે?"

" ઇધર નોકરી નહિ મીલેગી. જા, ચલાજા."

" અરે ભાઇ! મને શેઠને તો મળવાદે."

" શેઠ તેરેકું નહિ મીલેગા."

" કારણ ?"

" તું કોઇ ગરીબ-ભીખારી હય."

" ભાઈ! હું ભીખારી નથી."

" ત્યારે તો બડા પેસે વાલા હોયગા કયું ?"

" ભાઇ! ગરીબની મશ્કરી શાને કરે છે! પ્રભુની ખાતર મને શેઠની પાસે જવાદે."

" હરગીજ નહિ. તું જાતા હૈ યા નહિ!" સિપાઇ-પટાવાળો ગુસ્સે થઇ ઉભો થયો અને રસીકને ધક્કો મારી દૂર હડસેલ્યો.

રસીક જમીન પર પડી ગયો. પણ તરત કપડાં ખંખેરી ઉભો થઇ નમ્ર અવાજે પટાવાળાને વિનવતાં કહેવા લાગ્યો, " ભાઇ! તું આટલો બધો ગરમ શાને થઈ જાય છે ? શાન્ત થા. તારા જેવા સમજુ મુસલમાનભાઇએ તો ગરીબ માણસોની દયા લાવવી જોઇએ. ભાઈ! શેઠની પાસે મને જવા દેવામાં તને શું વાંધો છે ? મારૂં નશીબ સારૂં હશે અને મને નોકરી મળશે તો તને પુણ્ય મળશે અને મારી-પર પણ તારો ઉપકાર થશે. માટે મને શેઠની મુલાકાત લેવા દે."

રસીકની આટલી વિનવણી છતાં તે પટાવાળાએ માન્યું નહિ. તે વિશેષ ગુસ્સે થતાં બોલ્યો; " તું જયાદા જીદ્દ કરનેકાછોડકે યાંસે જલ્દ ચલાજા. મેરા શીર મત દુઃખા. મેં તેરેકું સાફ -સાફ કહેતા હું કે હમારા શેઠ તુઝે કદી નોકરીમેં નહિ રકખેગા. તેરે જૈસે રખડતે બહુતહી ઇધર આતે હૈ. માટે સીધે સીધે આયા હો વહાં ચલે જા." પટાવાળાએ રસીકનો હાથ પકડી બહાર કાઢી મૂક્યો.

રસીક ઓશીયાળા ચહેરે આ પટાવાળાની નિષ્ઠુરતા અવલોકી

રહ્યો. તે દૂર જઇને ઉભો રહ્યો. એક કલાક વીતી ગયો. પેલા શેઠને ત્યાં પણ જવાનો ટાઇમ થયો. ત્યાં જતાં-પહોંચતાં એક કલાક લાગશે, શેઠાણી ગુસ્સે થઈ ગાળો દેશે વગેરે વિચારથી રસીક છેકજ ઉદાશ-નિરાશ થયો. તે જડવત્ બની ત્યાંજ ઉભો રહ્યો. મીલના ઝાંપાથી થોડેક દૂરજ શેઠની ઓફિસ આવેલી હતી. શેઠ આ વખતે ઓફિસમાં આવ્યા ન્હોતા. તેમને આવવાનો ટાઇમ દોઢ વાગ્યાનો હતો. ઓફિસમાં આ વખતે મીલનો સબમેનેજર હાજર હતો. સબમેનેજર જાતે વીસાશ્રીમાળી વાણીયો હતો, સ્વભાવે શાન્ત અને આનંદી હોવાથી મીલનાં દરેક માણસોની પ્રિતી તેણે સંપાદન કરી હતી. તેનું દિલ ઉદાર હતું. ગરીબોને તે પ્રેમથી ચાહતો અને બની શક્તી દરેક મદદ આપતો. પટાવાળાને જે વખતે રસીક વિનવતો હતો તે વખતે એ સબમેનેજર ઓફિસના ઓટલા પર ઉભો હતો. તેણે રસીકનો અને પટાવાળાનો પ્રસંગ અવલોકયો. રસીકને બહાર કાઢી મૂકેલો જોઈ તરત સબમેનેજર પટાવાળા પાસે આવ્યો. તે મેનેજરનું નામ વિશ્નુ-પ્રસાદ હતું. તેણે પટાવાળાને પૂછ્યું, " કેમ મીયાં શું ગરબડ હતી? "

" કુછ નહિ સાબ; એક ગરીબ આયાથા; ઉસકુ મેં નીકાલ દીયા. " મીયાંએ કહ્યું.

વિશ્નુપ્રસાદે રોશમય વદને કહ્યું; " મેં તને અનેક વખત કહ્યું છે કે તારે કોઈ પણ ગરીબ માણસને હેરાન કરવો નહિ. છતાં તેં આજે એક ગરીબને અપમાન કરી કાઢી મૂકયો. મેં તને સૂચના આપી છે કે ઓફિસમાં જે કોઈ આવવા ઇચ્છે તેને સુખેથી આવવા-દેવું, છતાં તું અમારો હુકમ માનતોજ નથી અને મનસ્વીપણે વર્તે જાય છે. યાદ રાખજે કે તારે કોઈ દિવસ ભયંકર પરીણામ સહન કરવું પડશે. આજનો પ્રસંગ મેં જાતે નિહાળ્યો છે. તે ગરીબ છોકરો

નોકરી માગવા ઓફિસમાં આવવાની ઇચ્છા રાખતો હતો; તેમાં તને શું નુકશાન હતું કે જેથી તેં તેને ઝાંપા બહાર કાઢી મૂક્યો ? યાદ રાખજે કે આવી ભૂલ ફરીથી થાય નહિ. આ એક વખત તને માફ કરૂં છું. જો બીજી વખત આવી ભૂલ કરીશ તો તરત ઘેર બેસીશ. જા; તેં કાઢી મૂકેલા તે છોકરાને મારી પાસે લઈ આવ. " વિશ્નુપ્રસાદ આફિસમાં જઇ ખુરશીમાં બેઠો. પટાવાળો અજ્ઞાન હતો. સાહેબના ઠપકાથી તેને ઘણું લાગી આવ્યું. તેજ ક્ષણે તેણે પ્રતિજ્ઞા કરી કે હવેથી કોઈ પણ ગરીબ માણસને સતાવવો નહિ. પટાવાળો રસીકની પાસે ગયો અને રસીકની ક્ષમા માગી તેને ઓફિસમાં લઇ આવ્યો.

રસીક સલામ કરી અદબવાળી એક બાજુએ ઉભો રહ્યો. વિશ્નુપ્રસાદે થોડીક ક્ષણ તેના મુખનું અવલોકન કરી પૂછ્યું; " કાં ભાઈ તું કોણ છે ? "

" સાહેબ ! હું એક ગરીબ માણસ છું અને નોકરીની ઇચ્છાથી આપની પાસે આવ્યો છું. " આટલું બોલતાં રસીકની આંખ્યોમાં જળ ભરાઈ આવ્યું. તેનું મુખ દયામણું જણાયું.

વિશ્નુપ્રસાદે પૂછ્યું. " તારી જ્ઞાતિ શું છે ? "

" બ્રાહ્મણ. "

" રહેવાશી ? "

" ભરૂચ જીલ્લામાં આવેલા નારાયણપુર નામક નગરનો હું નિવાસી છું. "

" મુંબાઇમાં કેટલા વખતથી આવેલ છે ? "

" લગભગ એક માસ થવા આવશે. "

" આટલા વખત સુધી ગૂજરાન શી રીતે ચલાવ્યું ? "

રસીકે દુ:ખી દિલે પોતાની તમામ વિતક વાર્તા વિશ્નુપ્રસાદને

વિદિત કરી. વિશ્નુપ્રસાદનું કોમળ હૃદય દયાથી દ્રવ્યું. તેમણે પૂછ્યું, "તારૂં નામ ?"

"રસીક."

"તારે આ મીલમાં રહેવું છે ?"

"હું એ ઇચ્છાથી તો આપની પાસે આવ્યો છું."

"મીલમાં તું શું કરીશ ?"

"આપ જે કામ સોંપશો તે બજાવીશ."

વિશ્નુપ્રસાદે થોડીક્વાર કંઇક વિચાર કરી કહ્યું. "ઠીક; હાલતો તું સાંચા સાફ કરવાના કામ પર રહે. જો તું સારૂં કામ કરીશ તો મેનેજર સાહેબને કહી તને કોઇ સારી જગાપર રખાવીશ. રસીકે ઉપકાર માન્યો. વિશ્નુપ્રસાદે પટાવાળાને બોલાવી કહ્યું કે; આ છોકરાને હેડજોબર પાસે લઇજા અને કહેજે કે આ છોકરાને સાંચા સાફ કરવાનું કામ શીખવે. પગારમાં તેને દરરોજ છૂટક પૈસા આપવાનું કહેજે. પટાવાળો રસીકને હેડજોબર પાસે લઇ ગયો. હેડજોબરને સબમેનેજરની આજ્ઞા પટાવાળાએ સંભળાવી. હેડજોબરે તત્કાળ રસીકનું નામ લખી લઇ સાંચા સાફ કરવાના કામ પર મૂક્યો. ગરીબ– નિરાધાર રસીક ભાગ્યદેવીની ભયંકરતાના કારણે મીલમાં એક સાધારણ મજુરની માફક સાંચા સાફ કરવાનું કાર્ય ધીરજ અને ખંતથી કરવા લાગ્યો. મીલમાં સાંચા સાફ કરવાની નોકરી કરતાં રસીકને આઠ દિવસ વિતી ગયા. પેલા શેઠની નોકરી તેણે છોડી દીધી. કામ કર્યાના પૈસા રોજ મળતા હતા. એક વીશીમાં જમતો હતો અને રાત્રે મિલમાં સુઇ જતો. આવી રીતે ભાગ્યહિન રસીક નોકરી–મજુરી કરી દિવસો નિર્ગમન કરવા લાગ્યો. એક દિવસે ખરા બપોરના સમયે રસીક સાંચા સાફ કરી રહ્યો હતો. ગરમી સખત પડતી હતી. શરીર કાળું બન્યું હતું. સખ્ત મહેનતથી પરસેવાના રેલેરેલ વળ્યા હતા. હાથમાં સ્કુ

ટાઈટ કરવાની ચાવી પકડેલી હતી. બીજા હાથમાં મેલું કપડું પકડી રસીક ઝડપથી તેનું કામ કરે જતો હતો. તે તેના કામમાં તદ્રુપ બનેલો હતો. એટલામાં હેડમેનેજર સાહેબ મી. વિષ્નુપ્રસાદ સાથે ત્યાં આવ્યો. રસીકને સાહેબના આગમનની ખબર રહી નહિ. એતો એકજ ધ્યાનથી કામ કરે જતો હતો. સાહેબે થોડીક ક્ષણુ તેની તરફ જોઇ રહ્યા પછી વિશ્નુપ્રસાદને પૂછ્યું; "આ જુવાન કોણ છે?"

"તે એક ગરીબ માણસ છે." વિશ્નુપ્રસાદે જવાબ આપ્યો.

"તેને કામ પર ક્યારનો રાખ્યો છે?"

"લગભગ દશેક દિવસ થયા."

"પગાર શું કર્યો છે."

"રોજનો દોઢ રૂપીયો."

"માણુસ મહેનતુ છે. આ માણુસ તમને ક્યાંથી આવી મળ્યો?"

વિશ્નુપ્રસાદે કહેવા માંડ્યું; "તે આપણી મીલમાં નોકરી શોધવા આવ્યો હતો. હું તેને મળ્યો. તેની બોલવાની સભ્યતા અને નરમાશથી મને તેની દયા આવી અને પછી મેં તેને આ કામ પર રાખ્યો. છોકરો સાલસ અને મહેનતુ છે. મારો વિચાર તેને કોઇ સારી જગાપર મૂકવાનો છે."

સાહેબે કહ્યું? "તમારો વિચાર ઘણો સારો છે. આવા માણુસની કદર જરૂર થવી જોઇએ. મી. વિશ્નુપ્રસાદ! તમારી ગરીબો પ્રત્યેની પ્રેમ ભાવના જાણી હું ઘણો ખુશ છું." આટલું કહી તે સાહેબ રસીકની નજીક ગયા. રસીકે સાહેબને જોયા અને એકદમ ઉભો થઇ સાહેબને સલામ કરી તે અદબથી ઉભો રહ્યો. પસિનાથી તરબોળ થએલા અને કાળાં કપડાથી વિરૂપ ભાસતા આ ગૌરવર્ણના યુવાનને જોઈ સાહેબને દયા આવી. સાહેબે તેને પુછ્યું; "કેમ તમને ફાવે છેને?"

" હાજી."

" તમે હિંદુ છો ?"

" હાજી,"

" કંઇ ભણેલા છો ?"

" ગુજરાતી ઉપરાંત અંગ્રેજી પણ જાણું છું."

" શું અંગ્રેજી જાણો છો ?" સાહેબે આશ્ચર્ય પામતાં પૂછયું.

" હાજી."

" ત્યારે આવી મજુરીની નોકરી કેમ કરો છો ?" સાહેબે અંગ્રેજીમાં પૂછયું.

" સાહેબ ! શું કહું ! મારી કરૂણ કથની લાંબી છે. હું ભાગ્યદેવીની ભયંકરતાના કારણે ગરીબ બન્યો છું.ગુજરાતી ઉપરાંત અંગ્રેજી ભણ્યો છું. મેં અમદાવાદમાં નોકરી કરી છે. પણ પછી મારી માતાના સખ્ત મંદવાડથી મારે નોકરી છોડી મારે ગામ જવું પડયું. મારી માતા મરી ગઈ. મુંબાઈમાં સારી નોકરી મળશે ધારી હું મુંબાઇ આવ્યો; પણ મને કોઇએ નોકરીમાં રાખ્યો નહિ. છેવટે હું આ મીલમાં આવ્યો. આખરે આ દયાળુ સાહેબની કૃપાથી મીલમાં રહી રોજી પ્રાપ્ત કરવાનું સુભાગ્ય પ્રાપ્ત થયું છે. " રસીકે તમામ વાત ટૂંકમાં પણ અંગ્રેજીમાં સાહેબને વિદિત કરી.

રસીકની નમ્રતા અને અંગ્રેજી બોલવાની છટા વગેરે જોઈ સાહેબ ખુશ–ખુશ થઈ ગયો. તેણે રસીક પ્રત્યે કહ્યું: " ખરેખર ! તમે સારૂં ભણેલા હોવા છતાં આવી સખ્ત મજુરી કરો છો જાણી હું ઘણો દિલગીર થાઉં છું. "

" સાહેબ ! શું કરવું ? ભાગ્યને તાબે થયા સિવાય છૂટકો નથી. "

" ઠીક, તમે કાલે સવારે નવ વાગે મારા બંગલે આવજો. હું

તમારા માટે સારી નોકરીનો બંદોબસ્ત કરીશ." સાહેબે કહ્યું.

"આપનો ઉપકાર થયો. પ્રભુ આપનું શુભ કરો." રસીકે કૃતજ્ઞતા દર્શાવતાં કહ્યું.

સાહેબ વિશ્નુપ્રસાદ સાથે ત્યાંથી ચાલતો થયો, સાહેબ યુરોપીયન હતો. સ્વભાવે શાન્ત–વિવેકી અને હસમુખો હતો. તે આજકાલના કેટલાક દંભી–સ્વાર્થી અને હિંદીઓ પ્રત્યે તિરસ્કારથી જોનારા યુરોપીયન જેવો ન્હોતો. તેના માયાળુપણાથી આખી મીલના મજુરો અને કારકુનો તેને પ્રેમથી ચ્હાતા. સાહેબની મુલાકાતથી રસીકને આનંદ થયો. પોતાનું ભાગ્ય હવે સુધરશે એમ તેના મનમાં આશા બંધાઈ. તેણે પોતાનું કામ પૂરૂં કર્યું. મીલ બંધ થતાં વીશીમાં જઈ જમી આવ્યો અને પછી મીલમાં આવી સૂતો.

---

## પ્રકરણ ૧૧ મું.

---

### પ્રારબ્ધનું પરિવર્તન.

તકદીર આડું પાંદડું પળમાં પલટાઈ જાય,
પ્રભુકળા છે અવનવી. રંક રાય બની જાય.

પ્રાત:કાળ થયો. મીલનાં ભુંગળાં બોલ્યાં. મજુરોની દોડાદોડી શરૂ થઇ રહી. રસીક જાગૃત થયો. આજે તેને મીલમાં જવાનું ન્હોતું. નવ વાગે સાહેબના બંગલે જવાનું હતું. રસીકે સ્નાન સંધ્યા આટોપી સાહેબના બંગલે જવાની તૈયારી કરી. સાહેબનો બંગલો બહુ દૂર

ન્હોતો. મીલથી લગભગ અર્ધા માઇલના અંતરપર આવેલો હતો. રસીક મીલમાંથી નીકળી સાહેબના બંગલે આવ્યો. નવમાં પાંચ મીનીટ બાકી હતી. આ વખતે સાહેબ તેમની મેમ સાહેબ સાથે ટીફીન ઉડાવી રહ્યા હતા. એક રાઉન્ડ ટેબલની આગળ મૂકેલી બે ખુરશી પર પતી પત્ની બેઠાં હતાં અને સવારના નાસ્તા સાથે આનંદમય વાર્તાલાપ કરી રહ્યાં હતાં. સાહેબે રસીક વિશેની વાત મેમ સાહેબને કરી હતી. એવા લાયક માણસને જોવા મડમ આતુરતા ધરાવી રહી હતી. એટલામાંજ રસીકે ત્યાં આવી પોતાનું આગમન સાહેબને જણાવવા પટાવાળાને સૂચન કર્યું. પટાવાળાએ અંદર આવી સાહેબને સલામ કરી કહ્યું. " બાહિર કોઇ રસીક નામકા માણસ આયા હૈ. ઔર આપ સાહેબબહાદુરકુ મીલને ચાહતા હૈ."

" અચ્છા, ઉનકો આને દો. " સાહેબે રજા આપી. પટાવાળો સલામ કરી ચાલતો થયો અને પછી થોડીવારે રસીક સાહેબની પાસે હાજર થયો. રસીકે સાહેબને સલામ કરી. સાહેબે તેને પ્રેમથી બોલવ્યો. મેમસાહેબ રસીકના સામે જોઇ રહી. પટાવાળાએ ત્રીજી ખુરશી લાવી ત્યાં મૂકી. સાહેબે રસીકને તેનીપર બેસવાનું સૂચવ્યું. રસીક સંકોચાતા દિલે ખુરશીપર બેઠો.

સાહેબે મેમ પ્રત્યે અંગ્રેજીમાં કહેવા માંડ્યું." મેં તમને જે છોકરા વિશે વાત કરી હતી તે આજ છોકરો. છોકરો ઘણોજ લાયક છે."

" હા, દેખાવમાં પણ સુંદર છે." મેમ સાહેબે કહ્યું.

" મારો વિચાર તેને તમને ગુજરાતી ભણાવવા માસ્તર તરીકે રાખવાનો છે."

" હું ગુજરાતી શીખવાને ઘણીજ ઉત્સુક છું."

" મી. રસીક ! તમે આ મેમ સાહેબને ગુજરાતી શીખવી શકશો ?"

સાહેબે રસીક પ્રત્યે પૂછ્યું.

"ઘણીજ સારી રીતે."

"મને ગુજરાતી બોલતાં કેટલા સમયમાં આવડશે?" મેમ સાહેબે રસીકને પૂછ્યું.

"આપ જો ખંતથી શીખશો તો થોડાકજ દિવસમાં બોલી શકશો." રસીકે જણાવ્યું.

"ઠીક ત્યારે તમે માસ્તર તરીકે કામ કરો."

"બહુ સારૂં."

"પગાર શું લેશો?"

"આપ સાહેની કૃપા છે એજ મારે મન પગાર છે."

"અરે એમ તે થાય!" સાહેબે થોડીવાર વિચારમાં રહી કહ્યું; "હું તમને હાલમાં માસીક રૂપીઆ પંદર આપીશ. મેમ સાહેબ વધુ શીખશે એમ પગારમાં વધારો કરી આપીશ."

"સાહેબ! આપની મારા પર અનહદ કૃપા છે. આપના પ્રતાપેજ મારૂં ભાવી સુધરશે. હું આપનો ઉપકારી છું." રસીકની આંખોમાં ઝળઝળીયાં ભરાઈ આવ્યાં. સાહેબે તેને ધિરજ આપી પૂછ્યું; "તમે ચાય પીશો કે?"

"નાજી." રસીકે મૃદુતાથી જણાવ્યું.

"કાં વટલાઈ જવાશે?" મેમ સાહેબે હશીને અંગ્રેજીમાં પૂછ્યું.

"ના, એમાં વટલાઈ જવા જેવું કંઈ નથી, પણ ચ્હા પીવાથી મારી તબીયત બગડતી હોવાના કારણે હું ચ્હા પીતો નથી."

"દુધ પીઓ."

રસીક બોલ્યો નહિ. સાહેબે રસીકને માટે દુધ મંગાવ્યું. રસીક પી ગયો. સાહેબ ખડખડાટ હશી પડી બોલ્યા;" મી. તમે

વટલાયા."

" શી રીતે?" રસીકે સહાસ્ય વદને પૂછયું.

" પટાવાળો મુસલમાન છે."

" તેથી શું થઇ ગયું? હું એમ માનતો નથી. મારી માન્યતાતો જુદીજ છે."

" શું?"

" પ્રભુનાં બનાવેલાં માણસો સૌ સરખાંજ છે."

" ત્યારે હિંદુઓ કોઇની અડકેલી વસ્તુને ખાવા–પીવાથી વટલાવાનું કેમ કહે છે?"

" વૈદક શાસ્ત્રના નીયમ મુજબ કોઇનું ખાધેલું–પીધેલું તથા અડકેલું ખાવાપીવાની સખ્ત મનાઇ છે. કારણ કે તેથી અન્યના રોગ આપણને થવાનો સંભવ છે અને તેથીજ વટલાવાનું શાસ્ત્રમાં લખ્યું છે. બાકી સ્વચ્છ અને સુંદર ખાવા–પીવામાં વાંધો નથી."

" ત્યારે હું સુંદર–સ્વચ્છ રાંધુ તો તમે જમો ખરાને?"

રસીક બોલ્યો; " અમારામાં જે છેલ્લી સ્થિતિ છે, તેને બ્રહ્મજ્ઞાન કહે છે. તે જ્ઞાન જ્યાં સુધી મને પ્રાપ્ત થયું નથી; ત્યાં સુધી હું એમ કરી શકું નહિ."

" તમે મિઠાઇ ખાઇ શકો કે નહિ?"

" સ્વચ્છ અને પવિત્ર બધી વસ્તુ ખવાય."

" ત્યારે તમે ખાવ." મડમે પૂછ્યું.

રસીક મૌન રહ્યો. મેમ સાહેબે કહ્યું. " આ દેશમાં ઘણી ન્યાતો છે. ઘણા ધર્મ છે. તે જોકે પહેલાં સારા હશે; પણ અત્યારે તેમાં સડો છે. સમાજમાં પણ સડો છે. આથીજ આ દેશ દુઃખી થઇ રહ્યો છે. જ્યાં સુધી આ દેશના લોકો વિશ્વપ્રેમી–સત્યવાદી અને ધર્મના

તત્વને યથાર્થ જાણનારા થશે નહિ ત્યાંસુધી આદેશનું દુઃખ કદાપિ દૂર થનાર નથી. મી. રસીક ! મારી વાત સમજવામાં આવે છે ને ?" મડમે પૂછ્યું.

" હાજી, ઘણી સારી રીતે. પ્રભુ એ સમય પણ લાવશે કે જ્યારે મારા દેશબંધુઓમાં સત્ય જ્ઞાન પ્રકટ થશે અને પછી પરસ્પરમાં બંધુ ભાવ વ્યાપશે. "

" તમે તમારા દેશને ચ્હાઓ છો ?" સાહેબે પૂછ્યું.

" હું જેટલા પ્રેમથી મારી જનેતાને ચાહું છું; તેટલાજ પ્રેમથી મારા દેશ પ્રત્યે પ્રેમ ધરાવું છું."

" અને તેથીજ તમે સ્વદેશી કપડાં પહેરતા હશો નહિ વારૂ ?" સાહેબે હશીને પૂછ્યું.

" સ્વદેશની વસ્તુઓ પ્રત્યે પ્રેમ રાખવો અને તેનોજ ઉપયોગ કરવો એ દરેક સ્વદેશાભિમાનીની પરમપવિત્ર ફરજ છે."

" તમારા દેશના ઘણાખરા લોકો અમારા દેશનીજ ચીજો પસંદ કરે છે."

" તે કારણથીજ આ દેશ વધુને વધુ રંક થતો જાય છે."

" તમારા લોકો અમારા વિશે શું માને છે ?" મડમે પૂછ્યું.

" થોડાક અપવાદ સિવાય અમારા લોકો તમને વખાણે છે. તમારી નીયમીતતા-કાર્ય-સ્પષ્ટ કથન અને પોતાના દેશ-વેશ અને ભાષા પ્રત્યે તમારો પ્રેમ કાયમ છે જાણી દરેક હિંદી તમારી પ્રત્યે માન ધરાવે છે."

" પણ કેટલાક લોકો અમને ધિક્કારે છે એ જાણો છોને ?"

" સાહેબ ! આ શબ્દો આપના પવિત્ર મુખમાંથી ન નીકળવા જોઇએ. સાચ્ચો હિંદી પોતાની ફરજ શું છે એ બરાબર સમજે છે.

હિંદીની દ્રષ્ટિમાં પ્રેમ હોય છે. તે કોઈની પ્રત્યે ધિક્કારની યા તિરસ્કારની નજરથી જુએજ નહિ. બાકી કેટલાક એવાં મૂર્ખ અને અજ્ઞાન હશે કે જેથી એવી દુષ્ટભાવના ધરાવી રહ્યા હશે. " સાહેબે અને મડમે રસીકની મનમાં ઘણી પ્રશંસા કરી. દસ વાગ્યા. સાહેબને મીલમાં જવાનો સમય થયો. રસીક પણ સાહેબની સાથે મીલમાં જઈ કામ પર ચઢ્યો. આ પછી રસીક દરરોજ મેમ સાહેબને ગુજરાતી ભણાવવા જતો. મેમસાહેબ આનંદથી તેની સાથે વાર્તાલાપ કરતાં. પોતાની સગી બ્હેન સમાન પ્રેમથી રસીક મડમને ગુજરાતી શીખવતો અને પ્રસંગે પ્રસંગે મઝાની વાતો કહી મેમસાહેબને હસાવતો. દિવસો વિતતાં રસીક સાહેબ–મડમને અત્યંત પ્રિતીપાત્ર થઇ પડ્યો. સાહેબે તેને સારાં કપડાં શીવડાવી અપાવ્યાં. કોઇ કોઇ વખતે મડમ અતી ખુશી થઈ રસીકને પાંચ દસનાં નોટ ઇનામમાં આપતી. સમય જતાં મડમ અને રસીક સગાં ભાઇ–બ્હેનની માફક એક બીજાને ચ્હાવા લાગ્યાં. મડમને ભાંગ્યું–ટૂટયું ગુજરાતી બોલતાં–વાંચતાં આવડ્યું. એક દિવસે મડમે સાહેબને રસીક વિશે ભલામણ કરતાં કહ્યું કે, " મારો માસ્તર મીલમાં સાંચા સાફ કરવાની મજુરી કરે છે જાણી મને ઘણું દુઃખ ઉપજ થાય છે. માટે તેને મીલમાં કોઈ સારી જગાપર મૂકો. " સાહેબે મેમસાહેબનું કહેવું કબુલ કર્યું.

એક સાંજનાં ખુશનુમા સમયે સાહેબ રસીકને પોતાની સાથે મોટરબાઇસીકલની સાથે જોઈન્ટ કરેલી ખુરશીમાં બેસારી ગાર્ડન તરફ ફરવા નીકળ્યા. મોટર સાઇકલ ગાર્ડન સમિપ આવી ઉભી રહી. સાહેબ અને રસીક ગાર્ડનમાં પ્રવેશી એક એકાન્ત સ્થળે બેન્ચપર બેઠા. થોડોક સમય શાન્તિમાં વ્યતિત કરી સાહેબે કહ્યું, " મી. રસીકલાલ ! તમારે માટે મેમસાહેબને ઘણું માન છે. તમે ખંતથી કામ

કરી તેમને ગુજરાતી ઝપાટાબંધ શીખવી દીધું. હું તમારા સ્વભાવથી અને માયાળુપણાથી ઘણોજ ખુશી છું. તમારા જેવો માણસ હજી મેં ક્યાંય પણ જોયો નથી. સારા માણસમાં જોઇતા તમામ ગુણ તમારામાં છે. મી. રસીક ! તમારે હવે કાલથી સાંચા સાફ કરવાની જગાપર રહેવાની જરૂર નથી. મેં તમારે માટે બીજી સગવડ કરી છે, આપણી મીલમાં હાલ એક સાઇઝીંગ માસ્તરની જરૂર છે. હું તમને એ જગાપર કાયમ કરવા ઇચ્છું છું. તમને સાઇઝીંગનું કામ થોડા વખતમાં શીખવી દઇશ. આ જગા સવાસો રૂપીઆની છે. "

" આપનો અતી ઉપકાર થયો સાહેબ ! " રસીકે વિનીત વદને કહ્યું.

' તમને બધા મળી લગભગ દોઢસો રૂપીઆ મહિને મળશે. કેમ એટલામાં ચાલી શકશે ને ? "

" ઘણી ખુશીથી. "

" તમે તમારાં વાઇફને તેડાવી પછી અહિં રહેશો ને ? " સાહેબે પૂછ્યું.

" મારે વાઇફ નથી. "

" શું તમે અનમેરીડ કુંવારા છો ? અરે તમારામાં તો નાનાં નાનાં બચ્ચાંઓ પણ પરણે છેને ? "

" હા, કેટલીક અજ્ઞાન જાતોમાં બાળલગ્ન થાય છે; અમારી ભણેલી બ્રાહ્મણ કોમમાં પણ કેટલાક મૂર્ખ લોકો નાનાં બચ્ચાંઓને પરણાવી બાળકોનો ભવ બાળે છે. પણ હું તેવા વિચારનો નથી. હું જ્યારે બરાબર સંતોષકારક પેદા કરી શકું; ત્યારેજ પરણવું એ મારી ઇચ્છા હતી અને હજી પણ છે."

" હવે તો પરણશોને ?" સાહેબે પુછ્યું.

" પ્રભુ કૃપા હશે તો તેમ થશે."

" તમે જે કૈલાસની વાત કરતા હતા તે કોણ છે ?"

રસીકને કૈલાસ યાદ આવી. કૈલાસનું દયાજનક વદન તેની સમક્ષ જણાયું. રસીક દુખાતા દિલે બોલ્યો: " સાહેબ ! એ મારી ભાગ્ય લક્ષ્મી છે. મારા જેવા રાંકનું રત્ન છે."

" તમે તેની સાથે પરણી સુખી થાવ અને તેને સુખી કરો." સાહેબે કહ્યું.

" આપની કૃપા હશે તો તેમ થશે."

" તેને અહિં બોલાવી લ્યો."

" થોડાક મહીના પછી એમ કરીશ."

આ પછી બન્ને વચ્ચે અન્ય વાતો ચર્ચાઇ. સૂર્ય ભગવાન અસ્ત થઈ ગયા હતા. રાત્રિ પડી ચૂકી હતી. વિજળીના દીપકો પ્રકાશી રહ્યા હતા. રસીક અને સાહેબ બંગલે આવ્યા. રસીક સાહેબ મડમને સલામ કરી પોતાને સ્થાને આવ્યો. મીલ નજીક તેણે પાંચ રૂપીઆના ભાડાથી એક કોટડી ભાડે રાખી તેમાં રહેવા માંડયું હતું. રસીકે મોડા સુધી વાંચ્યું અને પછી પ્રભુનું રટણ કરી નિદ્રાનું શરણ સ્વીકાર્યું.

---

## પ્રકરણ ૧૨ મું

—(૦)—

### કૈલાસ અને બ્રહ્મચારી.

" ભાઇ ! અમારો કાગળ છે કે ?" કૈલાસે ટપાલવાળાને પૂછ્યું. " હા, છે; લ્યો." કહી ટપાલવાળાએ એક પાકીટ કૈલાસના હાથમાં મૂક્યું અને પછી તે ત્યાંથી ચાલતો થયો. કવર પર

કરેલા શીરનામાપરથી કૈલાસે રસીકના અક્ષર ઓળખ્યા. તેને આનંદ થયો. રસીકને ગએ ત્રણ મહિના વીતી ગયા હતા. કૈલાસ બ્રહ્મચારીની પાસે રહી હતી. તે દરરોજ રસીકને સંભારતી. દર અઠવાડીએ રસીકના પત્ર આવતા. કૈલાસ પણ તેને જવાબ લખતી. બ્રહ્મચારી મહારાજ શીવાલયમાં દરરોજ કથા વાંચતા. કથા સાંભળવાને અનેક લોકો આવતા. કથાને અંગે ધર્મ–અર્થ–કામ વગરેનો સદ્બોધ કરતા. સ્વદેશાભિમાન પણ સમજાવતા. દરેક શ્રોતાજનોને સ્વદેશી વસ્તુઓ વાપરવાનું કહેતા. કેટલાકની પાસે તો તેમણે પ્રતિજ્ઞાઓ પણ લેવરાવી હતી. આખા ગામમાં બ્રહ્મચારી મહાન પુરૂષ તરીકે ઓળખાવા લાગ્યા. ગ્રામ્યજનો તેમને વંદન કરતાં. બ્રહ્મચારીજી કોઇ કોઇ વખત જાહેર ભાષણો પણ કરતા. આવા તેમના શુભ પ્રયાસથી નારાયણ ગામ અને તેની આસપાસના ગામોમાં નવચેતન આવ્યું. લોકો પોતાનું કર્તવ્ય સમજતા થયા. તેની સાથે પોતાના દેશની દુર્દશાનું પણ ભાન થયું. લોકોમાં સંપ વધ્યો. લોકો બ્રહ્મચારીજીને દેવ સમાન માનવા લાગ્યા. કૈલાસ પણ ગરીબ પ્રજાજનોની સ્ત્રીઓની પાસે જઈ સદ્બોધ આપતી. સ્ત્રીયો કૈલાસના શબ્દોને ધ્યાનપૂર્વક સાંભળતી અને પછી તે પ્રમાણે વર્તવાના પ્રયત્નો કરતી. બ્રહ્મચારીજી અને કૈલાસ જ્યારે આવી રીતે જનસમાજમાં પ્રિતી પાત્ર થઈ પડયાં હતાં; ત્યારે ગામના એક અમલદારને બ્રહ્મચારીનું કામ ઠીક લાગતું નહિ. આ માણસ જાતનો બ્રાહ્મણ હતો. કેટલાંક વર્ષથી નારાયણપુરમાં આવીને રહ્યો હતો. તેની પાસે સારા પૈસા હતા. વળી તે સરકારી નોકરી કરતો હતો. નારાણપુર ગામમાં તે પોલીસપટેલના નામથી ઓળખાતો. ઉમ્મરે જુવાન હતો? વ્યસની હતો. ઘરમાં તે એકલોજ રહેતો. કોઈ સગું વ્હાલું હતું નહીં. પોતે વ્યસની અને હલકા કુળનો હોવાથી તેને કોઇએ કન્યા આપેલી

નહિ હોવાથી તે હજી કુંવારો હતો. તેણે પોતાના લાગતા-વળગતા માણસોને ગમે તે બ્રાહ્મણની કન્યા ખોળી લાવવાનું સૂચવ્યું હતું. ગામમાં તેનો સારો રૂઆબ-ત્રાસ હતો. ગરીબજનો તેને જોતાંજ ધ્રુજી ઉઠતાં. બ્રહ્મચારીના સદ્‌બોધથી ગામ લોકોમાં પણ નિર્ભયતા આવી હતી. બ્રહ્મચારી દરેકને સત્યનું પાલન કરવાને સમજાવતા. લોકોનો તેમનીપર પ્રેમ વધતો જોઈ પોલીસપટેલ બળી જતો. તેણે બ્રહ્મચારી વિરૂદ્ધ સરકારને લખ્યું. સરકાર આવા ચળવળીયાની શત્રુ હોવાથી બ્રહ્મચારીની દેખરેખનું કામ પોલીસપટેલને માથે આવ્યું. પોલીસપટેલ કે જેમનું નામ મી. રતનલાલ હતું. તેમણે બ્રહ્મચારીની પાસે જઈ કથા ભાષણો વગેરે છોડી દેવાનું સૂચવ્યું. પોતે સત્ય અને સારૂં કામ કરે છે એવી પોતાના આત્માને ખાત્રી હોવાથી બ્રહ્મચારીએ તેને સ્પષ્ટ ના પાડી. રતનલાલ મનમાં ઘણોએ ગુસ્સે થયો, પણ તેના મનનો ગુસ્સો તેણે પ્રકટપણે દર્શાવ્યો નહિ. બ્રહ્મચારીની કથા વખતે ભાષણ વખતે તેનાં માણસો જતાં અને બ્રહ્મચારીજીના ઉપદેશની નોંધ લેતા. એ નોંધમાં સુધારો વધારો કરી રતનલાલ સરકારપર મોકલી આપતો. આ કારણથી સરકારને બ્રહ્મચારી મહાન ચળવળીયો છે એમ માનવાનું કારણ મળ્યું. તેને કદાચ પકડી કેદ કરવાની જરૂર પડે તો તેને માટે મી. રતનલાલે સરકારની આજ્ઞા મંગાવી રાખી. આ બાબતની બ્રહ્મચારીજીને બિલકુલ ખબર હતી નહિ. એતો પોતાનાજ કામમાં મશગુલ હતા. આજે મધ્યાન્હ કાળનો સમય હતો. બ્રહ્મચારી સ્હેજ આડા થયા હતા. કૈલાસ ટપાલવાળાની પાસેથી પત્ર લઈ અંદર આવી અને એકાન્ત જગાએ બેસી પત્ર વાંચવા લાગી. પત્ર રસીકનો હતો. તેમાં આ પ્રમાણે લખ્યું હતું.

આનંદ મૂર્તિ શ્રી કૈલાસકુમારી અને પૂજ્ય બ્રહ્મચારીજી !

મારા બધા પત્રો તમને મળ્યા હશે ! હું અત્રે સુખરૂપછું. તમારા પત્રો આવતાં અને તમારી કુશળતા જાણતાં મને ઘણોજ આનંદ થાય છે. સાહેબની કૃપાથી હું દિનપ્રતિદિન સુખી થતો જાઉંછું. સાહેબ અને મડમ મને તેમના કુટુંબી જેવોજ ગણે છે. હું હવે સાઇઝીંગ માસ્તર થયો છું. પગાર પણ દોઢસોનો મળે છે. આ ઉપરાંત બીજા પચાસ રૂપીઆ પણ મળે છે. મહિને દિવસે બસો આવે છે. તેમાંથી ઉપયોગ જેટલો ખર્ચ કરી બાકીના અત્રેની બેંકમાં જમા કરાવું છું. તમે કોઇ વાતે મુંઝાશો નહિ. તમારે પૈસાની જરૂર પડે તો તરત લખજો; કે જેથી હું મનીઓર્ડરથી મોકલી આપીશ. શ્રી કૈલાસ ! તમે મને બહુજ યાદ આવોછો. મને પળેપળે તમારાજ વિચાર થયા કરે છે. તમારી રમ્ય આનંદ મૂર્તિ મારી આસપાસ છાયાની માફક ફરતી અવલોકું છું. હું તમારાથી ઘણે દૂર છું. આપણે સાથે હોઇએ તો કેવું સારૂં ! શ્રીપ્રભુની કૃપા હશે તો હવે એકાદ માસમાં હું તમને મારી પાસે બોલાવી લઇશ. તમને તેડાવી લેવાને સાહેબ–મડમ પણ અતી આગ્રહ કરે છે. હું હવે ઓરડીમાં રહેતો નથી; પણ સારા લતામાં એક માળ પર રહું છું. નારાયણપુર ગામમાં તમે જે શુભપ્રવૃત્તિ આદરી છે તે જાણી હું ઘણો ખુશી થયો છું. પણ સંભાળજો. આ જગતમાં સત્યનાં શત્રુઓ ઘણાં હોય છે. આપણી સરકાર જો કે ન્યાયી છે એમ મનાય છે; પણ તેને ઉંધું સમજાવનારા જ્યાં સુધી આપણા દેશી ભાઇઓ છે ત્યાં સુધી તેનાથી સાવધ રહેવાની ઘણી જરૂર છે. જે માણસ પ્રજાની સેવા કરે છે. જે પ્રજાનું શુભ કરવાના પ્રયત્નો કરે છે તે સરકારની નજરમાં કંટકની માફક ખુંચે છે અને જે પ્રજાનું અનિષ્ટ આદરી સરકારનું શુભ કરે છે તે પ્રજાની નજરમાં દેશદ્રોહિ તરીકે લેખાય છે. માટે આ બન્નેનું

હિત વિચારી તમે દરેક કાર્ય કરજો. જનસેવા એ સાક્ષાત ઈશ્વરની સેવા છે એવું હું સારી રીતે સમજું છું. જે દેશમાં દેશાભિમાન નથી તે દેશ જતે દિવસે નિર્માલ્ય—ગુલામ બને છે. આપણા લોકોમાં સત્યજ્ઞાનનો પ્રચાર કરજો કે જેથી સમય જતાં દરેક સારા—સારનું જ્ઞાન ગૃહણ કરશે. નારાયણપુર મારી જન્મ ભૂમિ છે. મને મારી ભૂમિ અને મારૂં ભાગેલું ઘર હમેશાં યાદ આવે છે. વળી માતાના મરણ સમયનો દેખાવતો હજી પણ મારા આગળથી દૂર થતોજ નથી. કૈલાસ ! તમે પૂછો છો કે મુંબાઇ કેવું છે? તેના જવાબમાં શું લખું? મુંબાઈ તે મુંબાઈ જ છે. મુંબાઇની મોહિની નિરાળીજ છે. અત્રે તમામ જાતની સુખ—સગવડો છે. લક્ષ્મી છલકાય છે. ઉપરથી સઘળું ઉજળું ભાસે છે. મુંબાઇમાં શ્રીમાનોને સુખ છે. તેઓ પૈસાના પ્રતાપે સ્વર્ગ સુખ ભોગવી શકે છે. ગરીબોને માટે મુંબાઈ નથી. પાણી પણ માફક આવે તેમ નથી. સુખની પાછળ દુઃખ અને દીવાની પાછળ અંધકાર પણ આ સ્થળે છે. બીજી નવાજુની નથી. દરરોજ સાંજના ચોપાટી પર ફરવા જાઉંછું. સમુદ્રનાં મોજાં ગંભીર ઘુઘવાટ સાથે ઉંચે ઉછળે છે. સ્ટીમલોચ અને હોડીયાંમાં સ્હેલાણીઓ ઘણે દૂર ફરવા જાય છે. ફેશનેબલ પોશાક પહેરેલાં પ્રેમી જોડાં ચોપાટી પર ફરવા આવે છે. એ દંપતિને જોઇ મને પણ કોઇ કોઈ વખતે વિચાર થઈ આવે છે કે આપણે આવી રીતે સાથે કયારે ફરીશું ! કૈલાસ ! તે સમય પણ જરૂર આવશેજ. મેં તારા માટે એક સુંદર સાડી ભરાવવાનો ઓર્ડર આપ્યો છે. બંગડીયો પણ ધીમે ધીમે કરાવી લઇશ. તું કોઇ વાતની ફીકર કરીશ નહિ. તારા સુખે સુખી અને દુઃખે દુઃખી છું. જ્યાં સુધી મેં તને મારી પાસે બોલાવી નથી; ત્યાં સુધી મને શાન્તિ સુખ મળનાર નથી. તું કોઇ વાતે દુઃખી થઇશ નહિ, બ્રહ્મચારીજીને મારા પ્રણામ કહેજે.

ઉપકારનો બદલો વિસરી શકાય એમ નથી. હવે બીજું કંઇ લખવા જેવું. નથી. તું પ્રત્યુત્તર લખજે. તારા પત્રની હું આતુરતાપૂર્વક રાહ જોઉંછું. હાલમાં તો પત્ર એજ આપણું દર્શન અને મીલન છે. પ્રભુ તને સુખી રાખો, એજ.

લી.

તારો.

રસીક.

કૈલાસે પત્ર પૂરો વાંચ્યો, ફરીથી પણ વાંચ્યો. પછી તે પત્રને પાકીટમાં મૂકી કૈલાસે પ્રત્યુત્તર લખી નાખ્યો. પત્રમાં તેણે પોતાની સઘળી હૃદય વેદના જણાવી; અને પછી તે પત્રને ટપાલની પેટીમાં નાખ્યો, બ્રહ્મચારી જાગૃત થયા હતા. તેમણે કૈલાસને પૂછ્યું, "આજે પત્ર હતો કે."

"હા."

"શું લખે છે?"

"કુશળ છે. મહિને બસો રૂપીઆ પેદા કરે છે."

"ચાલો એ ઠીક થયું. તું હવે તેની પાસે જાય તો મને આનંદ થાય."

કૈલાસ નિરૂત્તર રહી; અને પછી અન્ય કાર્યમાં પ્રવૃત્ત થઇ. બ્રહ્મચારી શીવાલયના ઓટલે આવી બેઠા. સાંજનો ખુશનુમા સમય હતો. નર્મદાજીમાં ભરતી આવવાથી દેખાવ સમુદ્ર જેવો થઇ રહ્યો હતો. જળતરંગો ઉછળતાં હતાં. જળની સપાટી પર નાનાં હોડીયાં-મછવા નાચતાં-કુદતાં ચલ્યાં જતાં હતાં. બ્રહ્મચારીજી આ રચના ધ્યાન પૂર્વક જોઈ રહ્યા હતા.

એવામાં એક મછવો દૂરથી આવતો જણાયો. તેમાં બે માણસો

બેઠેલા હતા. તે બે માણસો બ્રહ્મચારી જ્યાં બેઠા હતા તે તરફ વારંવાર હાથ લંબાવતા હતા. બ્રહ્મચારીજીને શંકા થઇ. તેઓ એ તરફ જોઇ રહ્યા. થોડીવારમાં તો એ મછવો કિનારે આવ્યો. અંદરથી તે બે માણસો નીચે ઉતર્યા. આ બે માણસો કોઇ સરકારી માણસો હોય એવું તેમના પહેરવેશપરથી જણાતું હતું. બન્નેનો દેખાવ પણ વિચિત્ર હતો. કુદરતે તેમને કાળા રંગના બનાવ્યા હતા. તેમની આંખ્યો, ક્રૂર અને વ્યસની જેવી જણાતી હતી. આ બે માણસોમાંથી એક ત્યાંથી ચાલતો થયો અને બાકી રહેલો માણસ શીવાલય તરફ વળ્યો. બ્રહ્મચારી તેને આવતો અવલોકી રહ્યા.

---

## પ્રકરણ ૧૩ મું.

### પોત પ્રકાશ્યું.

તે માણસને પોતાની તરફ આવતો જોઈ બ્રહ્મચારીજીના મનમાં વિવિધ શંકાઓ ઉપસ્થિત થવા લાગી. આવનાર માણસ તેના દેખાવપરથી સરકારી માણસ જેવો જણાય છે. તે મારી પાસે કેમ આવતો હશે ? તેના ચ્હેરાપરથી તે માણસ સારો હોય એમ જણાતું નથી. શું તેને સરકારે કંઈ હુકમ આપી ને મોકલ્યો હશે ? મને પકડવાનું વોરંટતો નહિ હોય ? શું કરવા પકડે ? મેં સરકારનું શું બગાડયું છે ? લોકોને હું સત્ય માર્ગનો ઉપદેશ કરૂં છું. લોકોને મારો ઉપદેશ ગમે છે. લોકો ઘણા સુધરી ગયા છે. લોકોમાં સત્ય આવીને વસ્યું છે, પોતાપણાનું ભાન થયું

છે. હું……" બ્રહ્મચારીજીના હૃદય સમૂહમાં આવા-આવા અનેક તર્ક થઈ રહ્યા હતા. પેલો આવનાર માણસ શીવાલય સમિપ આવ્યો, અને બ્રહ્મચારીને ઓટલાપર બેઠેલા જોઈ હસ્તે વદને નમન કરી બોલ્યો, " બ્રહ્મચારીજી આપ પોતેજ કે ? "

" હા. "

" હું આપનાં દર્શને આવ્યો છું. " તે આવનારે કહ્યું.

" દર્શન તો પ્રભુનાં હોય: મનુષ્યનાં ન હોય. આવો; પધારો." બ્રહ્મચારીએ કહ્યું.

" હું આપનામાં પ્રભુનાંજ દર્શન કરૂં છું. " કહી તે માણસે બ્રહ્મચારીજીની નજીકમાં સ્થાન લીધું.

" કયાંથી આવો છો ? " બ્રહ્મચારીએ તેના મુખનું નિરીક્ષણ કરી પૂછયું.

" ભરૂચથી. "

" તમે સરકારી નોકરીમાં હશો ? "

" હાજી, હું જમાદાર છું. "

" કયા ગામમાં ? "

" આ નારાયણપૂરમાંજ, રતનલાલ ભાઈના હાથ નીચે છું."

" ત્યારે તમે જોવામાં કેમ આવતા નથી ? "

" સાહેબની સાથે ડિસ્ટીકમાં જવાનું ઘણું થાય છે. "

" ઠીક: કહો આપનું આગમન કેમ થયું છે ? "

" આપના જેવા પવિત્ર પુરૂષનાં દર્શનની ઇચ્છાથી હું અહિં ખેંચાઈ આવ્યો છું. જ્યારે આખું ગામ આપનાં દર્શન કરી કૃતાર્થ થાય ત્યારે હું દર્શનથી વિમુખ કેમ રહું ? મેં દૂરનાં ગામમાં પણ આપની શુભ પ્રશંસા સાંભળી છે. આપ સ્તુત્ય કાર્ય

કરી રહ્યા છો. આપના પ્રયાસથી જન સમાનમાં નવચેતન આવ્યું છે. ઘણાં અજ્ઞાનીયા સુધરી ગયાં છે. આપ કોઇ દેવરૂપેજ પધાર્યા છો. "

" ભાઈ! હું કોઇ દેવ નથી પણ મનુષ્યજ છું. મારી પ્રશંસા શાને કરો છો ? મને પ્રશંસા ગમતી નથી. હું જે કાંઈ કરૂં છું તે મારૂં કર્તવ્ય સમજીનેજ કરૂં છું. હું જન સમાજનો સેવક છું. લોકોની સેવા કરવી એ મારી પરમ ફરજ છે. હું અન્ય વિશેષ કંઈ કરી શકતો નથી. "

" સાધુ પુરૂષો સદા આવાજ શબ્દો ઉચ્ચારે છે. મહારાજ ! હું આપને થોડાક પ્રશ્ન પૂછવા ઇચ્છું છું?"

" ખુશીથી પૂછો, હું જે સત્ય હશે તેજ કહીશ. "

" આપ આ સરકાર વિશે શું ધારો છો ?"

" એટલે ? "

" સરકાર સારી છે યા ખોટી ? "

" તમે સ્પષ્ટ સમજાવો ? "

" આ સરકારના ન્યાયમાં તમને શ્રધ્ધા છે ? "

" તે હું તમને કહી શકતો નથી. "

" તમે લોકોને એકત્ર કરી ભાષણો આપો છો તેથી તમારીપર સરકાર કદી ગુસ્સે થશેતો ? "

" હું સત્ય કર્તવ્યજ કરૂં છું. જગત સાચનેજ માને છે. સરકાર પણ સત્યને પીછાને છે. મારા કાર્યથી સરકારને ગભરાવાનું કે ગુસ્સે થવાનું કંઈ પણ કારણ છેજ નહિ. "

" તમે સ્વદેશીનો ઉપદેશ કરો છો; તેથી વિલાયતને કેટલું નુકશાન થાય છે એ સમજો છોને?"

" વિલાયતના ફાયદાથી આપણા દેશને પારાવાર નુકશાન થયું છે અને થાય છે એ તમે સમજો છો, સરકાર પણ સમજે છે. તે જેવી રીતે પોતાના દેશને સુખી–સ્મૃદ્ધ કરવાની ઇચ્છા કરે છે; તેવી ઇચ્છા આપણે આપણા દેશને માટે કેમ ન કરવી ? શું તેમાં કંઇ ગુન્હો છે ? પોતાના દેશનું ભલું કરવું એ દરેક દેશવાશીયોની પરમ પવિત્ર ફરજ છે. તમે યુરોપયન લોકોની દેશભાવના જુઓ. તેઓ હજારો માઇલથી આ દેશમાં આવ્યા છે: પણ તેમના દેશને ભૂલ્યા છે ? તેમણે ભાષા અને વેશનો પરીત્યાગ કર્યો છે ? તેઓ કેવા ચુસ્ત સ્વદેશાભિમાની છે ? ત્યારે તમારા દેશમાં નજર કરો. યુરોપીયન લોકોના ગુણનું અનુકરણ કરવાને બદલે આપણા લોકો કેવું વાંદરીયા અનુકરણ કરી રહ્યા છે ? યુરોપીયનો આવું જોઈ હાસ્ય કરે છે. આવી સ્થિતિમાંથી પોતાના દેશબંધુઓને ઉચ્ચ સ્થિતિમાં લાવવા, તેમને સત્ય સમજાવી પોતાપણાનું ભાન કરાવવા દરેક સમજુ અને જ્ઞાની હિંદીઓએ મેદાન પડવું જોઇએ. સરકારે પણ આ કામમાં મદદ આપવી જોઇએ જો આ બાબતમાં સરકાર બેદરકાર રહેશે તો અન્ય દેશવાશીયો સરકારને જ કહેશે કે તમે ઘણાં વર્ષ હિંદુસ્થાનમાં રાજ્ય કર્યું; પણ હિંદનું શ્રેય શું કર્યું ? માટે દરેકે આ શુભ કાર્યમાં તન–મન અને ધનથી જોડાઈ દેશનો ઉધ્ધાર કરવા કમ્મર કસવી જોઇએ." આટલું કહી બ્રહ્મચારી શાન્ત રહ્યા.

જમાદાર ઉપરથી ડાવકું મુખ રાખી સઘળું શ્રવણ કરતો હતો: પણ તેના મનમાં કંઇક જુદીજ વિચાર માળા ચાલી રહી હતી. તે ઉપરથી પવિત્ર અને નિખાલસ જણાવવાનો પ્રયત્ન કરતો, પણ તેનો તે ઢોગ તેના મુખ પરથી ખુલ્લો થઈ જતો. આ માણસ બ્રહ્મચારીનાં દર્શનને માટે પણ કોઇક કારણથીજ આવેલો હતો. બ્રહ્મચારીનું કહેવું ધ્યાનપૂર્વક

શ્રવણ કરી તે બોલ્યો;" ખરેખર આપ ખરા અને સાચ્ચા સ્વદેશ ભક્તજ છો."

"તમે પણ ધારો તો તેવા થઈ શકો એમ છો?" બ્રહ્મચારીએ કહ્યું.

"રામ–રામ કરો બાપજી. અમારાથી કશું થવાનું નથી. અમે તો છાણના કીડા છાણમાંજ મરવાના."

"એમ શા માટે બોલો છો? મનુષ્ય ધારે તે કરવાને સમર્થ છે." બ્રહ્મચારીએ કહ્યું.

"આપનું કહેવું સત્ય છે; પણ......"

"શું?"

"આ મારીજ વાત કહું. મારી ઇચ્છા સરકારી નોકરી છોડી દેવાની છે. આ નોકરીમાં ઘણાં સાચાં–જુઠાં કરવાં પડે છે. અમારૂં ખાતું સડેલું છે. અમારા ખાતામાં અન્યાયની સીમા નથી. અમારા હાથમાં એટલી બધી સત્તા છે કે ગમે એવા સારા માણસને પણ ફસાવી શકીએ. વળી પૈસા પણ સારા પ્રાપ્ત કરી શકીએ. પણ આખરનો અંજામ જાણી ભય ઉત્પન્ન થાય છે. મે મારી નજરે ઘણા ફોજદારોનાં આખર પરીણામ અવલોકયાં છે. જે ફોજદારોની ધાકથી બળવાન ચોર–લુંટારા ધ્રુજી ઉઠતા અને સામાન્ય માણસો ભય પામતાં; જે ફોજદારો સત્તાને જોરે ખુબ પૈસા એકઠા કરી બાદશાહ જેવા બની ફરતા હતા, તેજ ફોજદારો આખરે ભીખારી બની મહીનાઓ સુધી ત્રાસ દાયક વેદનાઓ સહન કરી શ્વાન મોતે મુઆ છે. આ ખાતાના કોઈ પણ માણસનું મૃત્યુ સુખરૂપ થવાનો ઓછોજ સંભવ છે. આ કારણથી નોકરી છોડવાની ઈચ્છા થઈ રહી છે; પણ પછી શું કરવું? ગુજરાન શી રીતે નભાવવું વગેરે વિચાર

થતાં નોકરી ત્યાગવાની હિંમત ચાલતી નથી. વળી આ નોકરીમાં પગાર ઉપરાંત હરામના માલ પણ ઘણા મળે છે. એ હરામ ચસ્કો કેવી રીતે ટળે? બાપજી! મેં આ મારા મનની તમામ સત્ય બીના આપને વિદિત કરી."

બ્રહ્મચારી ગંભીર મુખે જમાદારની સામે જોઈ રહ્યા. મનમાં કંટાળો પણ આવ્યો અને આ માણસ અહિંથી જલ્દી જાય તો ઠીક એમ ઇચ્છવા લાગ્યા. પછી બ્રહ્મચારીએ કહ્યું." ભાઈ! તમારે શા માટે નોકરી છોડવી પડે? જે માણસ નોકરીમાં બેઇમાની કરે તેનેજ પાપનાં ફળ ભોગવવાં પડે. તમે પ્રમાણીકપણે નોકરી કરો. કોઈના પૈસા ખાવ નહિ, કોઈનીપર ખોટો ત્રાસ જુલ્મ કરો નહિ. દરેકનાં દિલ પ્રેમથી જીતો. એ રીતે વર્તવાથી તમે સુખી થશો."

" પણ એમ વર્તવું મુશ્કેલ છે ને?"

" ત્યારે કરેલાં કર્મનાં ફળ ભોગવેજ છૂટકો."

" બાપજી! મને તો આ સરકારજ સ્વારથી અને બેઇમાન લાગે છે?" જમાદાર બ્રહ્મચારીના મુખ સામે તાકી રહ્યો.

બ્રહ્મચારી તરત સમજી ગયા કે આ માણસ સરકારની નિંદા કરી મારી પાસે પણ સરકારનું બુરૂં બોલાવવા ઇચ્છે છે, પણ મારે અને સરકારને શું દ્વેશ છે કે જેથી હું બુરૂં બોલું? સરકારને મારે જે કહેવાનું હોય છે તે હું સ્પષ્ટ શબ્દોમાં કહું છું. આ માણસ કોઈ કારસ્થાનો હોય એમ સમજાય છે. આમ વિચારી બ્રહ્મચારીએ કહ્યું. " ભાઈ! આપણી વાત હવે આટલેથીજ પતાવો."

" કેમ વારૂં? શું આપને કંટાળો આવ્યો?"

" હું કોઈની નિંદા કરતો નથી અને સાંભળતો પણ નથી."

" તમે ભાષણ વખતે સરકારની નિંદા કરો છોને?"

" કોણ કહે છે ?"

" સરકારી રીપોર્ટરો."

" તે સઘળું જુઠું. અમારા ધર્મમાં કોઈની પણ નિંદા કરવાની સખ્ત મનાઇ છે. સરકારની આજ્ઞા પાળવી અને અન્યાય જણાય તે સ્પષ્ટતાથી તેને કહેવું એ શાસ્ત્રની આજ્ઞા છે. મેં કોઇ વખતે પણ નિંદા કરી નથી. રીપોર્ટરોએ મારી પ્રત્યેના દ્વેષભાવથી અથવા તો સરકારના માનીતા થવાની સ્વાર્થ ભાવનાથી કદાચ જુઠું લખ્યું હશે."

" પણ સરકાર તો તે સત્યજ માનશે."

" હું નથી માનતો કે સરકાર એવા ખોટા રીપોર્ટને સાચો માની અન્યાયી પગલું ભરે. મારી ખાત્રી છે કે આ સરકારમાં કંઈક ન્યાય બુધ્ધિ તો છેજ. છતાં કદાચ એવા રીપોર્ટપર ભરોસો રાખી ન્યાયનું ઉલ્લંઘન કરશે તો પરીણામે તેનેજ પસ્તાવું પડશે. એમાં મારૂં શું અનિષ્ટ થવાનું હતું. અમે સંસારથી તો ખાઇપી ઉતર્યા છીએ. મને જ્યાં પૂરી રાખશે ત્યાં રહીશ અને ભગવાનનું ભજન કરીશ. જ્યાં ન્યાય નીતિનું ખૂન થાય અને જ્યાં જુલ્મ–ત્રાસનું સામ્રાજ્ય મનાય તે સ્થળે સાધુ પુરૂષે નહિ રહેતાં સરકારનાં કહેવાતાં જેલખાનાઓમાં જઇનેજ નિવૃત્તિ નિવાસ કરવો જોઇએ. ભાઇ ! હવે તમે જણાવો કે શા હેતુથી તમારૂં આગમન અત્રે થયું છે ?"

" મેં પ્રથમજ જણાવ્યું ને કે આપનાં દર્શનને માટેજ આવ્યો છું."

" હું માની શકતો નથી."

જમાદાર ચમકયો. તેના મુખ પર શ્યામતા ઢળી. તે તરત બોલ્યો;" શું આપને મારા પ્રત્યે શંકા ઉત્પન્ન થાય છે ?"

" કંઈક એમજ. તમે મનમાં કંઈક જુદુંજ ધારો છો; એવું

તમારા મુખપરના ફેરફારથી અત્યારે સ્પષ્ટ થાય છે.”

બ્રહ્મચારીના સ્પષ્ટ કથનથી જમાદાર ગભરાયો. પણ તરતજ મુખ ગંભીર રાખી બોલ્યો,

“ સાલી આ પોલીસની નોકરીજ એવી છે કે સારા માણસોને પણ સંશય ઉપજ્યા વિના રહે નહિ. પોલીસખાતાનો માણસ ગમે તેવો સારો હોય પણ લોકોની નજરમાં તે મહાભયાનક અને દુષ્ટ મનાવાનોજ.”

“ એવું મનાવાનું અને માનવાનું કારણ પણ તમે પોતેજ છો.”

“ શું અમે ?”

“ હા.”

“ ખુલાસો કરશો ?”

“ તમારા મનનેજ પૂછી જુઓ. તમે જાણોછો છતાં મને શામાટે પૂછો છો ?”

સાધુએ પોતાના મનની વાત જાણી જમાદાર આશ્ચર્ય પામતાં બોલ્યો; “પણ બાપજી બધા કંઇ સરખા હોતા નથી.”

“ સુકાની જોડે લીલું પણ બળે.”

“ સત્ય છે, પ્રભુ અમારી સુબુધ્ધિ કરે.”

“ ભાઇ ! હવે પધારો.” બ્રહ્મચારીએ ચોકખું જણાવી દીધું.

જમાદાર કંઇક વિચારમાં પડેલો જણાયો. બ્રહ્મચારી તેના મુખ સામે નજર કરી રહ્યા. છેવટે વિચાર ત્યાગી જમાદારે કહ્યું. “ બાપજી ! હું આપને એક સૂચના કરવા ઇચ્છું છું.”

“એતો હું પ્રથમથીજ માનતો હતો કે તમારા મનમાં કંઇક છે.”

“ બરાબર છે; પણ તે મારે હવે જણાવીનેજ અહિંથી જવું જોઇએ. બાપજી આ સાથે હું પ્રભુના સોગન ખાઇને કહું છું કે

હું આપની સાથે કપટથી ખેલ ખેલતો નથી. આપ મારીપર પૂર્ણ વિશ્વાસ રાખજો. હું આપનો શુભ ચિંતક છું."

"તમારે જે કહેવું હોય તે ખુશીથી કહો."

"તમે સરકારની આંખ્યોમાં ખૂંચ્યા છો. સરકાર તમને દુષ્મન સમજે છે."

"કારણ?"

"તમારા ભાષણના રીપોર્ટથી અને તમને બધાં માણસો ચાહે છે તેથી."

"સરકાર ભલે તેમ માને. મેં કંઈ ખોટું કર્યું નથી કે જેથી મારે ગભરાવું પડે."

"પણ તમને પકડશે તો?"

"જેલખાનામાં બેઠા-બેઠા ભગવાનનું ભજન કરીશું."

"અરે ત્યાંતો ભજન થતું હશે કે! ત્યાંતો સખ્ત મહેનત કરવી પડશે."

"જેમ પ્રભુની મરજી હશે તેમ થશે."

"પણ આપને સાવધ રહેવાનું સૂચવવા હું આવ્યો છું."

"તમારો ઉપકાર થયો."

"મારો ઉપકાર નહિ પણ બીજાનો." જમાદારે ડોળથી કહ્યું.

"તે કોણ?"

"પોલીસ પટેલ રતનલાલ."

"તે કયાંથી જાણે?"

"તમને પકડવાનું વોરંટ તેમની પાસે આવી ગયું છે. પણ તે તમારા ભક્ત અને પ્રમાણીક માણસ હોવાથી તમને પકડવાને ઇચ્છતા નથી. તમારી શુદ્ધ હિલચાલ પ્રત્યે તેમની સંપૂર્ણ સહાનુભૂતી છે.

પણ બિચારા શું કરે? પરાયા દાસ સદા નિરાશ. સિપાહીમાંથી ઉંચે ચઢતા ગયા અને હજી ચઢશે. નોકરી કેમ છોડાય. ઉપરથી જો કે સરકારની નોકરી કરે છે પણ કેવા ભલા–ડાહ્યા–વિદ્વાન–વિવેકી છે એતો તેમના સમાગમમાં આવનાર સારી રીતે જાણે છે." જમાદારે રતનલાલની પ્રશંસા કરવામાં બાકી રાખ્યું નહિ. બ્રહ્મચારીના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. જે પોલીસ પટેલને આખું ગામ ધીક્કારે, જેના ત્રાસ, જુલ્મ અને સ્વાર્થ લોલુપતા પોતે પ્રત્યક્ષ નિહાળ્યાં છે અને જે ચોર–લુંટારાઓનો અંદરખાનેથી મદદગાર બની નિર્દોષ પ્રજાનાં ધન લુંટાવે છે તેવા બદમાસને આ માણસ ઘણો સારો જણાવે છે જાણી બ્રહ્મચારી વિસ્મીત થયા અને વાત પતાવવાના હેતુથી બોલ્યા ; "સારૂં કરનારનું હમેશાં સારૂંજ થાય છે."

" એતો દીવા જેવું છે. આ કળજુગ નથી પણ કરજુગ છે. કરશે તેવું ભરશે. બાપજી! મેં એમ સાંભળ્યું છે કે આપને એક કન્યા રત્ન છે."

" હા." બ્રહ્મચારીએ ચમકીને આંખ્યો વિકાશી તેના વદન સામે જોઈ રહેતાં કહ્યું.

" તે કન્યા હવે પરણાવવા લાયક થઇ હશે?"

" તમારે આ બધુ જાણીને શું કામ છે? " બ્રહ્મચારીએ કંઈક કોપમય મુખમુદ્રાથી પૂછ્યું.

"બાપજી! આપ ગભરાશો નહિ. હું આપના ભલામાં રાજી છું એ નક્કી માનજો. જાણે વાત એમ છે કે પોલીસ પટેલ રતનલાલ ભાઇ જાતે બ્રાહ્મણ છે શ્રીમાન છે–સર્વ ગુણ સંપન્ન છે; પણ ફક્ત તેમને એક કન્યા રત્નની ખોટ છે. તેમણે આપની કન્યાનાં ગુણગાન સાંભળ્યાં છે અને એવી લાયક કન્યા તેમને મળે એ ઇચ્છાથી હું

આપને પ્રાર્થના કરવા આવ્યો છું."

બ્રહ્મચારીને માથે વજ્રપાત થયો. તેમની આંખ્યો રક્તવર્ણી બની. આવનારનો ઇરાદો સ્પષ્ટ સમજાયો. બ્રહ્મચારીએ ઉગ્ર સ્વરે કહ્યું," તારા મનની નીચ મતલબ હું પ્રથમથીજ સમજતો હતો. જા, પાપાત્મા, જા. તારાં અપવિત્ર પગલાંથી આ પવિત્ર ભૂમિ અપવિત્ર બની રહી છે. બ્રાહ્મણબાળાનું કસાઇને માટે માગુ કરનાર મૂર્ખ ! તારી જીભના હજારો ટુકડા કેમ થઇ ગયા નહિ ? જા; જલ્દી અહિંથી ચાલ્યો જા." બ્રહ્મચારીએ આવેશમાં કહી નાખ્યું.

જમાદારે કહ્યું; " મહારાજ ક્રોધ શાને કરો છો ? "

" બસ ચૂપ થા. મારે તારૂં કંઇ પણ સાંભળવું નથી. "

" બાપજી ! મારૂં માનો, કન્યા અને તમે સુખી થશો. "

" નીચ, જાય છે કે નહિ ? " બ્રહ્મચારીએ તપીને ઉભા થઇને કહ્યું.

જમાદાર બ્રહ્મચારીની ઉગ્ર મૂર્તિ નિહાળી ધ્રુજ્યો અને ઉભો થતાં બોલ્યો; " મહારાજ ! આ મારૂં અપમાન નથી થતું પણ એક પોલીસ પટેલનું થાય છે. "

" જા; તમારાથી થાય એ કરી લેજો. "

" પરીણામનો વિચાર કરજો ? "

" તું એકદમ અહિંથી ચાલ્યો જા. " બ્રહ્મચારીએ તેને ધક્કો માર્યો. જમાદાર પગથીઆપરથી પડી ગયો, પણ તત્કાળ ઉભો થયો અને અપમાન ભરી નજરે બ્રહ્મચારીની તરફ જોતો—જોતો ચાલતો થયો.

બ્રહ્મચારી અંદર ગયા. કૈલાસે પૂછ્યું; " બાપુ ! એ કોણ હતો ? "

" તે જમાદાર હતો. તેં તેને જોયો ને ? "

"મેં તેને હમણુંજ જોયો. તેના મુખપરથી તે કોઇ સારો માણુસ હોય એમ જણાયો નહિ."

"તે એવોજ હતો." કહી બ્રહ્મચારીએ તેની સાથે થયેલી તમામ વાત કૈલાસને જણાવી. કૈલાસ ધ્રુજવા લાગી. બ્રહ્મચારીએ તેને આશ્વાસન આપ્યું. આ પછી બ્રહ્મચારીએ અને કૈલાસે ઘણી વાર સુધી વિચાર કરી છેવટે નિશ્ચય કર્યો કે થોડા દિવસમાં આ ગામ ત્યાગી બીજા ગામમાં જઈ રહેવું; આ પછી તે બન્ને નર્મદા કિનારે આવ્યાં અને વિભુની રમ્ય રચના અવલોકતાં શાન્ત થઈ બેઠાં.

---

## પ્રકરણ ૧૪ મું.

### વિચાર અને નિશ્ચય.

નારાયણપૂર ગામનો પોલીસ પટેલ જાતનો બ્રહ્મણ હતો. તેની ઉમ્મર આશરે ચાલીશેક વર્ષની હતી. શરીરે મજબૂત અને રૂષ્ટ–પુષ્ટ હતો. આંખ્યો માંજરી હતી. ગરદન ટુંકી હતી. મુખપર મુછો ઉગી ન્હોતી. આથી તેને કેટલાક નમૂછીયો પોલીસ પટેલ કહી સંબોધતા. નામ રતનલાલ હતું. બ્રાહ્મણ કુળમાં જન્મ્યો હતો પણ તેનાં કર્મ કસાઈના જેવાં હતાં. રૈયતને તેનાથી લેશમાત્ર સુખ ન્હોતું. પ્રજાપર નિરંતર ત્રાસ–જુલમ થતો. આ દુષ્ટ સરકારી નોકર હતો. પ્રજાની સેવાકરવાને બંધાએલો હતો. પણ તેમ નહિ કરતાં તે ઉલટાજ ગુણો ધરાવતો હતો. ચોર–લુંટારા–ડાકુનો તે મળતીઓ હતો. આથી એવા લુચ્ચા લોકો જાહેર રીતે ચોરીયો–લુંટફાટ કરતા.

પ્રજાની દાદ કોણ સાંભળે ? આવી રીતના દુષ્ટ કાર્યથી તેની પાસે સંપત્તિ પણ સારી એકત્ર થઇ હતી. વ્યસન અને વ્યભીચારે તો તેનામાં પ્રબળ નિવાસ કર્યો હતો. પવિત્ર કૈલાસપર આ પાપાત્માની કુટિલ દ્રષ્ટિ થઈ હતી. હરકોઈ ઉપાયે કૈલાસને પોતાની પત્ની બનાવવાની એ દુષ્ટની પ્રબળ ઇચ્છા હતી; અને તેથીજ તેણે પેલા અધમ જમાદારને બ્રહ્મચારી પાસે મોકલ્યો હતો. કૈલાસ રૂપ ગુણ સંપન્ન હતી. આ પવિત્ર બાળાને દુઃખ દેવા પિશાચ તત્પર બન્યો હતો. તે બ્રહ્મચારીને બરાબર ઓળખતો હતો. બ્રહ્મચારીની પાછળ આખી પ્રજા છે એવું પણ સારી રીતે સમજતો હતો અને એથીજ એ પિશાચ કૈલાસને યુક્તિપૂર્વક પોતાની કરવા ધારતો હતો. માણસનું જ્યારે સર્વસ્વ નાશ થવાનું હોય છે ત્યારેજ તે મદાંધ બને છે અને નકરવાનાં કામો કરે છે. એક કવી કથે છે કે,

અતિ મીઠું ખાટું અતિ, અતિ સર્વ દુઃખ દાઈ,
ચતુર ચેન જો ચિત્ત ચહો, હામાં રે'જો ભાઇ.

આ સત્ય છે. નાશ થવાની પહેલાંજ દુષ્ટ બુદ્ધિ ઉત્પન્ન થાય છે. ફુંપદ એ સુખનું વિષ છે. વિનાશના તમામ દુર્ગુણો રતનલાલમાં હતા. નારાયણપુરનો સત્તાધિશરાજા તે પોતેજ છે એમ માનતો. બ્રહ્મચારી રાજી–ખુશીથી કૈલાસને ન આપે તો તેને ફસાવવો અને તેને માટે તેણે સરકારમાં ખોટું લખી બ્રહ્મચારીને પકડવાનું વોરંટ મેળવી રાખ્યું હતું. નર્મદાના કિનારાપર ગામથી થોડેક દૂર તેનું મકાન આવેલું હતું. સાંજની પૂર્ણાહુતી થવા આવી હતી. રતનલાલ તેના ઘરના દિવાનખાનામાં પડેલી એક ખુરશીપર બેસી સીગાર ફુંકતો હતો. ઘરની બહાર બે સિપાઈ બેઠેલા હતા. રતનલાલ કોઇકના આવવાની રાહ જોઇ રહ્યો હતો. તે કોની રાહ જોતો હશે ? બીજા

કોઇની નહિ પણ પેલા જમાદારની કે જે બ્રહ્મચારીની પાસે ગયો હતો. રતનલાલ ઘણીવાર સૂધી બેસી રહ્યો. જમાદાર આવ્યો નહિ. તેના મનમાં અનેક વિચાર થઈ રહ્યા. શું બ્રહ્મચારીએ ના પાડી હશે ? બ્રહ્મચારી મારી સત્તાથી અજાણ નથી. મારા ધારવા મુજબ તે ના પાડેજ નહિ. જમાદારની માગણી થતાંજ તે તરત હા પાડશે. ? મારા જેવો લાયક જમાઈ તેને બીજે ક્યાં મળનાર હતો. ઠીક છે; જમાદાર આવશે એટલે સઘળી વાતની ખબર પડશે. પણ ધારો કે કદાચ એ બ્રહ્મચારીએ ના પાડીતો ? રતનલાલ થોડીક ક્ષણ વિચારમાં રહી આત્મગત બોલ્યો, " પછીતો મારે ભયંકર પગલું લેવું પડશે. હું હરકોઇ ઉપાયે કૈલાસને મારી બનાવવાનોજ. કૈલાસ ખરેખર રમણીજ છે. અહા શું તેનું ગૌરવદન ! તેની ચાલવાની છટા, બોલવાની માધુર્યતા ! હજી ઉમ્મરલાયક થાય છે એટલામાં કેટલી ચાલાકી કેટલી ગંભીરતા ! કુદરતે તેને મારા માટેજ નિર્માણ કરી છે. બ્રહ્મચારી માનશે તો ઠીક છે અને નહિ માને તો પણ ઠીક છે. " આમ નિશ્ચય કરી રતનલાલ ઉભો થયો અને નજીકમાં આવેલા કબાટને ઉઘાડી તેમાંથી મદિરાનો એક ડોઝ ઉડાવ્યો. તેની રક્તવર્ણી થએલી આંખ્યો વિશેષ લાલ થઇ. નિસાથી અધર્મી વધુ ઉન્મત્ત બન્યો. અને મૂછપર હાથ ફેરવવા લાગ્યો, પણ મૂર્ખના મુખપર મુછજ ક્યાં હતી ? તેણે આયનામાં જોયું. તે સાથેજ તેનું મલીન મન બોલી ઉઠયું; " શું આ સુંદર વદન કૈલાસને લાયક નથી ? છે. કોણ ના કહે છે ? કૈલાસ અને મારી જોડી જગતમાં મળવી મુશ્કેલ છે. કૈલાસ ! સુંદરી ! તારા રૂપગુણથી હું દિવાનો બન્યો છું. તું ગરીબ છે. રાખમાં છૂપાએલું રત્ન છે. તારા જેવી કોમળાંગીને સુખી કરવી એ મારા જેવા જમાદારની પ્રથમ ફરજ છે. અહા ! શું તારૂં રૂપ ! મેં તને જે

વખતે સભામાં ગાતી સાંભળી છે બસ ત્યારથીજ હું તારી ઉપર મરીફીટયો છું. કૈલાસ! તું મને પરણીને સુખી થઇશ. હું સરકારનો માનીતો અમલદાર છું. તારી સેવામાં અનેક સેવકો હાજર રહેશે. પાણી માગતાં દુધ હાજર કરશે. રમણી! તારા આગમનથી મારૂં ઘર શોભશે. હું વિદ્વાન-ડાહ્યો-શ્રીમાન સત્તાવાન છું, પણ મારે એકજ વાતની ખોટ છે. અને તે ખોટ તારા આવ્યાથી પૂરાશે. તું મારી નેત્રમણી. હું તારો..." મૂર્ખો વધુ બોલતાં અટક્યો. દાદર ચઢી કોઇના આવવાનો અવાજ સંભળાયો. રતનલાલે ચમકીને એ તરફ જોયું. વિચિત્ર વેશી જમાદાર ત્યાં હાજર થયો અને લશ્કરી ઢબે સલામ કરી સાહેબના સામે ઉભો.

રતનલાલે તેના સામે જોઇ હસ્તા વદને પૂછ્યું;" કાં દોસ્ત! આવી પહોંચ્યો કે? લે પ્રથમ એક ગ્લાસ ઉડાવી જા." કહી તે મૂર્ખના શીરોમણીએ જમાદારને સ્વહસ્તે મદીરાનો ગ્લાસ ભરી આપ્યો. જમાદાર કે જેનું નામ ખંડુભાઇ હતું તે આ મળેલા માનથી ફુલાયો અને તત્કાળ દારૂનો ગ્લાસ પી ગયો. રતનલાલે તેને સીગરેટ આપી. સીગરેટ સળગાવી ખંડુભાઇ ખુરશીપર બેઠો. રતનલાલે તેની સામે સ્થાન લેતાં પૂછ્યું; "કાં દોસ્ત! કહે હવે શું કરી આવ્યો?"

"શેનું શું કરી આવ્યો?" ખંડુભાઇએ પૂછ્યું.

"પેલા ભરમચારી પાસે જઇ આવ્યો?" રતીલાલે વ્યંગમાં પૂછ્યું.

"ત્યારે એમ પૂછોને? હું ત્યાંથીજ ચાલ્યો આવું છું."

"શું કરી આવ્યો?"

"નાશીપાસ થઇ આવ્યો."

"એટલે?" રતનલાલે ડોળા કાઢી પૂછ્યું.

" શુકુન સારા થયા નહિ."

" પણ થયું શું ?"

" ચોકખી ના અને સાથે અપમાન."

" શું અપમાન ?"

" હા મારા સરકાર, તમારૂં ખાસ્સુ–ચોકખું–દીવા જેવું અપમાન." ખંડુભાઇએ નીસાના તાનમાં કહ્યું. રતનલાલનો પીત્તો ઉછળ્યો. બરાડ પાડી બોલ્યો; "શું તે જોગટાએ મારૂં અપમાન કર્યું ?"

" હા, તમારૂં અને મારૂં પણ હડહડતું અપમાન થયું. મને ધક્કો મારી નીચે નાખી દીધો. સારૂં થયું કે હું શાન્ત રહ્યો, નહિ તો મારૂં આજે આવી બન્યું હતું."

" શું તે એટલો બધો ઉશ્કેરાઇ ગયો હતો ?"

" અરે કંઇ કહેવાની વાતજ નથી. ક્રોધથી તેની આંખ્યોમાંથી આગ વરસતી હતી."

" ઓહ ! આનો બદલો તેને જરૂર મળશે."

" શું કરશો ?"

" તેનું ખૂન કરીશ." રતનલાલે બકી નાખ્યું.

" પછી તમારૂં શું થશે ? રૈયત તમને કેમ જીવવા દેશે ? જાણુતા નથી કે રૈયત તેને ભગવાન જેવો માને છે ?"

" રૈયત રાંક છે. થોડાક ગોળીબાર થતાં તરત શાન્ત પડી જશે. ચમત્કારનેજ નમસ્કાર છે. હું બ્રહ્મચારીને છોડનાર નથી, અપમાનનું પૂરે પૂરૂં વૈર વાળીશ ત્યારેજ શાન્ત થઇશ."

" મને લાગે છો કે તમે ઘેલા થયા છો, આજ કંઇ વધારે તો ખેંચ્યું નથી ને ?"

" હું ભાનમાં છું. તું મને દિવાનો કેમ કહે છે ?"

" તમે ખૂન-ખૂન અકાછો તેથી."

" અપમાનની આગ મારા શરીરમાં સળગી રહી છે."

" તે હું સમજું છું. પણ મારા સરકાર! શું તમને ખબર નથી કે સ્વાર્થ સાધવાને માટે કેટલીક વખતે સખ્તમાં સખ્ત અપમાનના ઘુંટડા પણ ગળી જવા પડે છે? તમે બ્રહ્મચારીને મારી નાખો; તેથી સમજો કે આપણુા અપમાનનું વૈર વળ્યું. પણ પછી? પેલી કૈલાસ શું ધારશે? તે કદી પણ તેના બાપના શત્રુને ચાહશે કે? આપણો મુખ્ય મુદ્દો કૈલાસને લાવવાનો છે. તમારે તેની સાથે ઘર માંડવાનું છે. માટે તેને સમજાવીને લાવવામાંજ મઝા છે. સમજ્યા મારા બહાદુર સરકાર?" ખંડુભાઇએ શીખામણ આપી.

રતનલાલને પણ આ કહેવું વ્યાજબી લાગ્યું. તે માથુ ખંજવાળતાં બોલ્યો; " ત્યારે કરવું શું?"

" હું આ વખતેજ યુક્તિ ખોળી કાઢું છું. પણ હાં; તમને એક વાત કરવાનું ભૂલી ગયો?"

" તે વળી શું છે?"

" કૈલાસ મનથી વરી ચૂકેલી છે."

" હેં! તું શું કહે છે?" રતનલાલને માથે ડુંગર તૂટયા જેવું થયું.

"હું ખરૂં કહું છું. મેં ચોક્કસ પાયે વાત સાંભળી છે."

" તે કોને ચાહે છે?" રતનલાલે કોપયુક્ત વદને પૂછ્યું.

" પેલા રસીકને."

" તે રસીક વળી કોણ મુઓ છે? " રતનલાલે દાંત કચકચાવતાં પૂછ્યું.

ખંડુભાઇએ રસીકની ઓળખાણ કરાવી. રતનલાલે ગુસ્સાથી

પૂછ્યું. " હાલ તે ક્યાં રહે છે ? "

" મારા સાંભળવા પ્રમાણે તે મુંબાઈ રહે છે. "

" ત્યાં શું કરે છે ? "

" કંઇક નોકરી યા મજુરી કરતો હશે. " ખંડુભાઇએ વ્યંગમા કહ્યું.

" કૈલાસ જેવી રૂપસુંદરી તેવા ગરીબને લાયક હોઈ શકેજ નહિ. " રતનલાલે કહ્યું.

" એતો કૈલાસને સમજવાનું છે. "

" કૈલાસ નાદાન છે. હું તેને બરાબર સમજાવીશ. "

" શીરીતે ? " ખંડુભાઈએ આંખ્યો વિકાશી પૂછ્યું.

" હું આ થોડા દિવસમાં સઘળી બાબતનો ફેંસલો કરી નાખનાર છું. હું એક વખત બ્રહ્મચારીને મળીશ, તેને સમજાવીશ, વિનવીશ. તેમ છતાં જો તે નહિ માને તો કૈલાસને હું બળાત્કારે ઉપાડી મંગાવીશ. જમાદાર! યાદ રાખજે કે જ્યાં સુધી આ ખોળી યામાં જીવ છે ત્યાં સુધી હું તે લલીત લલનાને છોડનાર નથી. "

" પણ તેને ઉપાડી લાવશો શીરીતે ? "

" તે સઘળી ગોઠવણ મેં મનમાં નક્કી કરી રાખી છે. જો સાંભળ, વાત બીજા કાને જાય નહિ. " રતનલાલે ખંડુભાઇ જમાદારના કાનમાં ધીમેથી વાત કરી. ખંડુભાઇ ખુશી થયો હોય એમ જણાયો. તેણે પૂછ્યું: " ધારોકે કદાચ તમે તમારા કામમાં સફળ થયા; પણ કૈલાસને મનાવશો શીરીતે ? "

" એને મનાવતાં શીવાર ? "

" એ છોકરી કંઇક જુદીજ છે ? "

" અરે ભલેને રહી ? ભલભલી ઉસ્તાદ અબળાઓને વશ કરી

દીધી તો તે એક અજ્ઞાન છોકરીને સમજાવતાં શું વાર?"

" ઠીક ત્યારે હું હવે રજા લઉં છું."

" હા, પણ તું તારે ઘેર જતાં પહેલાં પેલાને અહિં મોકલજે."

" ઠીક." ખંડુભાઈ સલામ કરી ચાલતો થયો. રતનલાલ પુનઃમહાદેવીનો પ્રસાદ ઉડાવી અધમ વિચારમાં પડ્યો. એક કલાક વિતતાં એક માણસ તેની પાસે આવ્યો અને સલામ કરી રતનલાલની નજીકમાં બેઠો. આ આવનાર માણસનો દેખાવ ભયાનક ખૂની જેવો જણાતો હતો. એ આવનારનું નામ કાળુભા હતું. કાળુભામાં તેના નામ પ્રમાણેજ ગુણો હતા. ખૂન–ચોરી–લુંટફાટ વગેરે ધંધા તેના બાપદાદાથી ચાલતા આવેલા હોવાથી આ કાળુભા પણ એજ કામ કરી જીવન ગુજારતો હતો. કાળુભા આસપાસના પ્રદેશમાં પંકાતો હતો. તેના નામ માત્રથી લોકો ભયભીત થતા. સરકારે આ દુષ્ટત્માને પકડવા ઇનામ જાહેર કરેલ હતું. પણ આ પિશાચરાજ હજી પકડાયો નહોતો. સરકારના કેટલાક નિમકહરામ અમલદારો એ દુષ્ટને મળેલા હોવાથી તે પકડાતો નહોતો. સરકારી અમલદારોને પણ કાળુભાની મિત્રાચારીથી ખૂબ તડાકા પડતા. આવો નામચીન કાળુભા રતનલાલની સામે જોઇ બોલ્યો, " મારૂં શું કામ પડયું છે?"

" એક બુલબુલ ઉપાડવું છે." રતનલાલે જણાવ્યું.

" તે કોણ છે?"

રતનલાલે બ્રહ્મચારીની અને કૈલાસની ઓળખ આપી. કાળુભા ભયાનક કામનો કરનાર હતો પણ આખરેતો મનુષ્ય હતો. પોતાને લાભ મળે એ કામમાંજ માથુ મારતો. પૂરી રીતે સરકારને ધિક્કારતો. બ્રહ્મચારીજીના ઉપદેશ તેણે ઘણીવાર સાંભળ્યા હતા. બ્રહ્મચારી પ્રત્યે તેને

સારૂં માન હતું. કૈલાસને ઉપાડવાની વાત સાંભળતાંજ કાળુભાની આંખ્યો રક્ત વર્ણી બની. તેણે સ્પષ્ટ ના પાડી. રતનલાલ વિસ્મય થતાં બોલ્યો; " કાળુ ! આ કામ તારે કરવુંજ પડશે. તું મારો મિત્ર શાનો ? "

કાળુભાએ તીવ્ર નજરે રતનલાલતરફ જોઇને કહ્યું; " એવાં પવિત્ર માણસોને દુઃખ આપવામાં આપણો વિનાશ રહેલો છે. હું મિત્ર તરીકે તમને ચેતાવું છું કે એવો દુષ્ટ વિચાર તમારા દિલમાંથી દૂર કરો. "

કૈલાસનો મોહ દૂર થતો નથી. "

" તે સુંદર છે એવીજ પવિત્ર છે. તમે તેને પુત્રી અગર બ્હેનના ભાવથી જુઓ=વિચારો એટલે તત્કાળ તમારી મલિન વૃત્તિયોનો વિનાશ થશે. "

" કાળુભા ! મેં તે સુંદરીના મોહને દૂર કરવાને ઘણાએ પ્રયત્ન કર્યા; પણ મારા સર્વ પ્રયત્ન નિષ્ફળ નીવડ્યા. દોસ્ત ! રાત્રિ દિવસ મને એનાજ વિચારો થઇ રહ્યા છે. "

" તમારા આ વિચારોમાં વિનાશ દેખાય છે."

" તે સુંદરીના સ્નેહ સરોવરમાં વિહાર કર્યા પછી ભલે મારો નાશ થાય."

" તમારૂં પગલું ભયાનક છે."

" હું પણ સમજું છું; પણ મોહાંધ બનેલો હોવાથી લાચાર છું. દોસ્ત ! મારૂં આટલું કામ તારે કરી આપવુંજ પડશે."

" લાચાર છું કે મારે તમને નાકહેવી પડે છે, હું તે બ્રહ્મચારીને પૂજ્ય માનું છું અને કૈલાસને કલ્યાણકારી દેવી સમજું છું."

" ત્યારે તારો ઉપર તેના ઉપદેશની અસર કેમ થતી નથી?"

" કંઇક થાય છે અને હજી વધારે થશે. મેં જ્યારથી તેમનો ઉપદેશ સાંભળ્યો છે, ત્યારથી મારૂં મન પાપકર્મમાંથી પાછું હઠે છે. હું પહેલાં નિર્દોષ જનોને મારતો. પાપ કરતાં પાછું વાળીને જોતો ન્હોતો: પણ જ્યારથી બ્રહ્મચારીજીનાં વચનો સાંભળ્યાં છે ત્યારથી હું કોઈ પણ નિર્દોષ જનને રંજાડતો નથી. મારા બાપદાદાઓ અને મેં ઘણાં પાપકર્મો કર્યાં છે. તે સઘળાં પાપના વિચાર કરતાં હૃદય રડે છે. પશ્ચાતાપની આગ આખા શરીરમાં સળગી રહી છે. પાપની ક્ષમાને અર્થે હું નિરંતર શ્રીભગવાનની પ્રાર્થના કર્યા કરૂં છું."

એક ભયાનક માણસનું આવું બોલવું સાંભળી રતનલાલ સ્તબ્ધ બન્યો. તેણે થોડીકવાર કંઈક વિચાર કરી પૂછ્યું: "બ્રહ્મચારી તને ઓળખે છે?"

" ના, પણ એક દિવસે હું જાતેજ તેમના પગમાં માથુ મૂકી મારાં પાપકર્મની ક્ષમા માગનાર છું."

" પછી તો તું ભગતજ બની જઈશને?"

" પ્રભુ મને જલ્દીથી ભક્ત બનાવે."

" પછી સરકાર પકડશેતો?"

" હું જાતેજ સરકારની પાસે હાજર થઈશ અને મારાં પાપનો એકરાર કરીશ."

" પછી તારી શી દશા થશે તેનો કંઇ વિચાર કર્યો?"

" હા, ખૂનના બદલામાં ફાંશી."

રતનલાલ કંપ્યો અને બોલ્યો: " શું તને ફાંશીનો ડર નથી?"

" ભયાનક ખૂનીઓને ફાંશી સિવાય પાપનું પ્રાયશ્ચિત કરવાનું એક પણ સાધન નથી. હું ફાંશી દ્વારા મારાં અઘોર પાપનું તર્પણ કરીશ."

રતનલાલ આવી વાતોથી કંટાળી બોલ્યો:" બળી જવા દે એ વાત અને મને જવાબ આપ કે મારૂં આ કામ કરીશ કે નહિ?"

" ચોકખી ના."

" હું તને ન્યાલ કરીશ?"

" મારી પાસે ઘણું ધન છે. પૈસાની પરવાહ હવે મને નથી."

" કાળુભા! મારૂં માનીજા. મને મદદ કર. જો મને નિરાશ કરીશ; તો હું તારો દોસ્ત મટી જઇશ."

" એટલે તું મારો દુશ્મન બનીશ એમજ ને?" કાળુભાએ વિકટ હાસ્ય કરી પુનઃ આગળ કહેવા માડયું: "તારા જેવા દોસ્તથી હું હવે પૂરેપૂરો કંટાળ્યો છું. તું મારો દોસ્ત મટવાને હજીતો વિચારે છે: પણ મેં તો જ્યારથી તારી પાપી ઇચ્છા જાણી ત્યારથીજ તારી દોસ્તીને દૂર કરી છે. રતનલાલ! હું જાઉંછું, હું હવે આ સ્થળે એક પળવારને માટે પણ થોભી શકતો નથી. પણ જતાં પહેલાં તને ચેતાવું છું કે પાપી પગલું ભરતાં પહેલાં ખૂબ વિચાર કરજે. બ્રહ્મચારી અને કૈલાસને સતાવતાં તું તારા એકવારના આ દોસ્તને તારો ભયાનક શત્રુ બનાવીશ. બસ સંભાળ. રામ-રામ." કાળુભાએ હાથ લાંબો કરી રતનલાલનો હાથ પકડી દબાવ્યો અને પછી તરતજ ત્યાંથી ચાલતો થયો. રતનલાલ એકજ દ્રષ્ટે તેને જતો જોઇ રહ્યો. તેનાથી બોલાઇ જવાયું કે; એક વખતનો ભયાનક માણસ આજે એકાએક આમ બદલાયો શાથી? ખરેખર બ્રહ્મચારી જાદુગર છે; તેની છોકરી માયાવી છે. કદાચ કાળુભા પણ તેની લાલચમાં લોભાઇ ભક્ત કાં ન બન્યો હોય?" પાપી આવા પાપમય વિચારમાંજ તદ્રુપ બન્યો.



# કૈલાસ-કુમારી

## દ્વિતીય ભાગ

### પ્રકારણ ૧ લું.

#### જ્ઞાન ચર્ચા.

સાંજનો સમય હતો. નારાયણપુરગામનાં નર-નારીયો બ્રહ્મચારીજીના ઉપદેશામૃતનું પાન કરવાને શિવાલયમાં એકત્ર થયાં હતાં. બ્રહ્મચારીજી આસનપર બિરાજી શ્રીભગવદ્‌ગીતાના કર્મયોગનું વિવેચન કરી રહ્યા હતા. શ્રોતાજનો પૂર્ણ શાન્તિથી જ્ઞાનામૃતનું પાન કરી રહ્યા હતા. કર્મયોગનું વિવેચન પૂર્ણ થતાં બ્રહ્મચારીજીએ મનુષ્ય જન્મ કર્તવ્ય દયા-દાન-સત્ય વગેરેનાં ઉપદેશથી શ્રોતા જનોનાં હૃદય નિર્મળ બનાવ્યાં. લગભગ સાતવાગે ઉપદેશની પૂર્ણાહુતી થઇ. નર-નારીયો બ્રહ્મચારીજીને નમન કરી સ્વસ્થાને વિદાય થયાં. બ્રહ્મચારીજીએ સાયંસંધ્યા આટોપી પ્રભુનું ધ્યાન ધર્યું. કૈલાસ રસીકના ગયા પછી બ્રહ્મચારીની પાસે શિવાલયમાં રહેતી હતી. રાત્રિના પ્રથમ પ્રહરે કૈલાસે અને બ્રહ્મચારીએ અન્ય કાર્યોથી વિમુક્ત થઇ જ્ઞાનચર્ચા શરૂ કરી. કૈલાસે પૂછ્યું; "બાપુ ! સર્વ દાનમાં શ્રેષ્ટ દાન કયું ?"

બ્રહ્મચારીજીએ સહાસ્ય વદને કહ્યું. “ બ્હેન ! તેં મારી પાસેથી ઘણું સાંભળ્યું છે—જાણ્યું છે, છતાં દાનના સંબંધમાં તારા હૃદયનું હજી સમાધાન નથી થયું તે જાણી આશ્ચર્ય પામું છું. કૈલાસ ! સાંપ્રત સમયમાં અંધ શ્રદ્ધા વધી પડી છે. દાનની મહત્તા સમજ્યા વિના લોકો દાન કરે છે. શ્રીમાનો દેવ મંદિર —સાધુઓ—ગરીબો વગેરેને દ્રવ્યનું દાન આપવામાંજ મહાન પુણ્ય સમજે છે. પણ તેઓ દ્રવ્ય દાન દીધા પછી દાન લેનાર દ્રવ્યનો શું વ્યય કરે છે એની તપાસ કરતા નથી. શાસ્ત્રમાં કહ્યું છે કે દાન સુપાત્રને અપાય તોજ મહત્ પુણ્ય થાય છે અને દાતાનું દાન કુપાત્રે અપાય છે—જાય છે તો દાન દેનાર અને લેનાર ઉભય પાપી બને છે. બ્હેન ! આ વિશે એક વિદ્વાનની કવિતા છે તે સાંભળ. ” બ્રહ્મચારીએ ધીમા અવાજે એક સંગીત લલકાર્યું.

તમારાં દાનનાં બીજો, અનૂકુળ ક્ષેત્રમાં વાવો,
દઇને દાન સુપાત્રે, લીઓ આ જન્મનો લ્હાવો.
તમારી આંધળી શ્રદ્ધા અનાચારો વધારે છે,
ખરાં દ્રારિદ્રય કે દુઃખો જરાએ ના ઘટાડે છે.
તમારાં દાનથી દારૂ અફિણ ભાંગો ઘુંટાયે છે,
અખાડામાં મળી ટોળાં ચરસ ગાંજો ફુંકાએ છે.
તમારાં દાનથી પાળો અનાથો ને નિરાધારો,
રડે છે ટુકડા માટે વહે છે આંસુની ધારો.
રખડતાને રઝળતા જે તમારા દેશ બંધુઓ,
પ્રીતેથી છાતીએ ચાંપી દુઃખીનાં આંસુડાં લુછો.

“કહેવાનું તાત્પર્ય એ કે, દાન એવું આપો કે જેથી ગરીબજનોનો

આત્મા પ્રસન્ન થાય. ભરતામાં ભરવાથી, અને જ્યાં દાનનો દુરૂપયોગ થાય ત્યાં દાન દેવાથી કંઇ પણ પુણ્ય પ્રાપ્ત થતું નથી. પણ જ્યાં દાન દેવાથી તેનો સદ્ઉપયોગ થાય છે; ત્યાંજ દાનનું પુણ્ય પ્રાપ્ત થઈ શકે છે."

કૈલાસે ગંભીર મુખે કહ્યું, આપનું કથન સત્ય છે; પણ હુંતો એ જાણવા માગું છું કે દ્રવ્ય–વસ્ત્ર વગેરેના દાનથી ઉત્તમ દાન કયું?"

" વિદ્યાદાન અને અન્નદાન એ મહાન પુણ્ય ગણાય છે. લાખો રૂપીઆ રોકડા આપ્યા કરતાં ફક્ત જો આ બન્ને દાન મનુષ્યો કરે તો તેના જેવો ભાગ્યવાન પુણ્યવાન આ જગતમાં બીજો કોઇજ નથી. આ બે દાનનો મહિમા અવર્ણીય છે. તેમાં વિદ્યા દાનનો એવું છે કે તે દાન મનુષ્યોને અક્ષય ખજાના સમાન છે. દ્રવ્યનું દાન તો કાળે કરી ખૂટશે: પણ વિદ્યા ધન છેક છેવટ સુધી રહેશે. અન્ન દાનની મહત્તા પણ એવીજ છે, હજારો રૂપીઆનાં દાન દીધાથી ગરીબોને જે સંતોષ નહિ મળે; તે ફકત અન્ન દાન–ભૂખ્યાને જમાડવાથી મળે છે. ક્ષુધાતુરની ક્ષુધા શાન્ત થતાં તેનો આત્મા આશિષ વરસાવે છે. બ્હેન ! અન્નદાનની કેટલી મહત્તા છે; તેમાં કેટલું પુણ્ય અને ચમત્કાર રહેલા છે, તેની ખાત્રી હું તને એકજ દ્રષ્ટાંતથી કરી આપું છું. આ દ્રષ્ટાંતનો લેખ એવા એક દાનવીર દયાળુ આત્માએ લખી મોકલ્યો છે. સાંભળ. ધર્મપુર નામક નગરમાં ધર્મરાજ કરીને એક ધર્માત્મા ધનીક રહેતો હતો. તેની સુશિલ પત્નિનું નામ પુણ્યવતી હતું. પતિ–પત્નિ સત્ય દયા નીતિ વિવેક વગેરેનું યથાર્થ પાલન કરી મનુષ્ય જન્મનું સાર્થક કરતાં હતાં. બન્ને સંતોષી અને આનંદી હતાં. ધર્મરાજના દ્વારે લક્ષ્મીદેવીનો

નિવાસ હતો. પતિ–પત્નિ હમેશાં દેવ દર્શને–કથા પ્રસંગે જઇ ધર્મલાભ પ્રાપ્ત કરતાં. પ્રાતઃકાળના નિત્ય કાર્યથી વિમુક્ત થતાંજ ગાડીવાળો ગાડી લાવતો. ધર્મરાજ અને પુણ્યવતી ગાડીમાં બિરાજી દેવ દર્શને જતાં અને પછી વિદ્વાન–સાધુ પુરૂષોનાં વ્યાખ્યાનમાં જઇ જ્ઞાનામૃતનું પાન કરી પોતાને કૃતાર્થ થએલાં માનતાં. પ્રભાતનો પુણ્યકાળ તેમનાં આવા પુણ્યકર્મમાં જતો. દસ વાગ્યાના સુમારે બન્ને ગૃહે આવતાં. આ પછી ભોજનાદિકાર્યથી પરવારી શેઠ દુકાને સિધાવતા. પુણ્યવતી ગૃહકાર્યમાં પ્રવૃત્ત થતી. આ પ્રમાણે એક શ્રીમાન પણ નિરાભિમાની ધર્માત્મા ધર્મરાજનું શાન્તી જીવન વ્યતિત થતું હતું. પતિ–પત્નીને સંપૂર્ણ સુખ હતું; પણ તેમના સુખમાં કુદરતે–પ્રભુએ ફક્ત સંતાનની ખામી રાખી હતી. સઘળું દૈવેચ્છા મુજબ બને છે, આ સુત્રને ધર્મરાજ બરાબર માનતા. શેઠની ઉમ્મર લગભગ પચાસેક વર્ષની થવા આવી હતી. પતી–પત્નીએ સંતાનની આશા ત્યાગી હતી. બન્ને દૈવી મનુષ્યો હતાં. અન્યજનો તેમના સુખ વૈભવોમાં ફક્ત સંતાનની ખામી જણાવતાં. શેઠને પ્રભુ ઇચ્છાની શ્રધ્ધા હોવાથી એ ખામી જણાતી નહોતી. પણ શેઠાણી કોઇ કોઇ વખતે વિચારવશ જણાતાં. પોતાને સર્વ વાતનું સુખ હતુ; પણ પ્રભુએ એક સંતાન ન આપ્યું તેને માટે પુણ્યવતી મનમાં પ્રભુને પ્રાર્થના કરતી. પોતાના મનની ઇચ્છા તેમણે શેઠ સમક્ષ કદી પણ વ્યકત કરી નહોતી. પુણ્યવતી સાત્વીક વૃત્તિની પ્રેમદા હતી. ધર્મરાજ સાંજના ગૃહે આવતા પતિ–પત્ની સૂર્યાસ્ત પહેલાં ભોજન કાર્યથી મુક્ત થઇ ધર્મ ધ્યાનમાં તદ્રુપ રહેતાં. અનેક ગરીબ–નિરાધારો ધર્મરાજના દ્વારે આવતા. ધર્મરાજ દરેકની આશા પૂર્ણ કરી પૂણ્યનો સંચય કરતા. અનેક ભૂખ્યાં જનો ક્ષુધાથી શાન્ત થઇ શેઠને આશિષ સમર્પતાં. શેઠ

અન્નદાનને મહાન પુણ્ય માનતા. ભૂખ્યાંને જમાડવાને ઘણા આતુર રહેતા. શેઠ અને શેઠાણીના આવા સદ્‌ભાવથી નોકરો પણ પ્રમાણીક અને દયામય બન્યા હતા. દેખે એવું શીખે એ પ્રમાણે નોકરો ગરીબો પ્રત્યે પૂર્ણ પ્રેમ દાખવતા હતા.

ધર્મરાજ શ્રીમાન હોવા છતાં શેઠાણી બહુજ સાદાઇથી રહેતાં. અનેક નોકર-ચાકરો હોવા છતાં ગૃહકાર્ય પણ સ્વહસ્તેજ કરતાં. પવિત્ર પુણ્યવતીના તરફથી શેઠને પૂર્ણ સંતોષ હતો. એક દિવસના સમાયોગે પ્રાતઃકાળના સમયે પુણ્યવતી વાસીદાનો કચરો નાખવાને ગૃહની બહાર નીકળ્યાં; અને ઓટલાપર ઉભાં રહી કચરો એક બાજુએ નાખ્યો. આ વખતે શેઠના મકાનની સાથેના ઘરના ઓટલે એક યુવાન દાતણ કરતો હતો. આ યુવાન શેઠના પિત્રાઇનો દિકરો થતો હતો. ધર્મરાજને પુત્ર નથી એટલે તેમની મોટી મિલ્કતનો વારસ પોતે છે એમ સમજી ભવિષ્યની કઇ કઇ અનેરી આશાઓના તરંગમાં તે ઝુલતો. પુણ્યવતીએ કચરો નાંખ્યો અને પવનથી તે જરાક ઉડ્યો. આથી તે યુવાન કે જેનું નામ મદમતી હતું તે ગુસ્સે થયો અને મોટા અવાજે બોલ્યો: “ જરીક નીચાં નમીને કચરો નાખ્યો હોતતો ન ચાલત કે ? જાણતાં નથી કે હું દાતણ કરવા બેઠો છું ? આ ધુળથી મારૂં શરીર ભરાયું. ખરેખર ઘરડાં થાય એટલે અક્કલ અને આંખ્યો પણ જાય.” વગેરે અનેક વચનો પુણ્યવતીને સંભળાવ્યાં. પુણ્યવતી સહનશીલ હોવાથી ગુસ્સે નહિ થતાં શાન્ત અવાજે બોલી: “ ભાઇ! તેમાં આટલો ગુસ્સે શાને થાય છે ? તું મારા દિકરા જેવો છે, તારાથી મારી સામે ઉંચા અવાજે બોલાય કે ?”

“ કેમ ન બોલાય ? શું હું તમારો દબાએલો છું. દિકરો ન હોવાથી ભવિષ્યમાં હું વારસ છું જાણી ઉપરથી દિકરા-દિકરા

કહો છો તે હું સારી રીતે સમજું છું. સમજ્યાં ને ?" અભાગી મંદમતીએ ફાવે એમ બકી નાખ્યું. પુણ્યવતીને ઘણું ખોટું લાગ્યું. દિકરો નથી વગેરે શબ્દો તેને તીરની માફક ખુંચી રહ્યા. પુણ્યવતી કંઈ પણ પ્રત્યુત્તર નહિ આપતાં ઘરમાં ગઇ અને એકાન્ત જગાએ જઈ રૂદન કરવા લાગી. રડવાથી હૃદય હલકું થયું. પુણ્યવતી વિચાર વમળે ચઢી. ચૂલાપર મુકેલી દાળ પણ દાઝવા આવી, છતાં વિચાર વશ વનિતાને તેની ખબર રહી નહિ. દસ વાગવા આવ્યા. શેઠ બહારથી ગૃહે આવ્યા. પુણ્યવતીનાં વદનનાં દર્શનને માટે ચારે તરફ નજર ફેરવવા લાગ્યા. પણ પુણ્યવતી નજરે પડી નહિ. શેઠ ગૃહના અન્ય વિભાગોમાં ફરી જ્યાં પુણ્યવતી ચિંતાતુર વદને બેઠેલી હતી ત્યાં આવ્યા. શેઠાણીનું વદન નિહાળતાંજ શેઠના આશ્ચર્યની સીમા રહી નહિ. તેમના મનમાં અનેક તર્ક ઉઠયા. શું તેની તબીયત નરમ હશે ? આ શું ? વગેરે શંકાઓને હૃદયમાં સ્થાન આપતા શેઠે શેઠાણીની છેક નજીક જઈ પૂછ્યું; " દેવી ! તમને શું થાય છે ? તમારૂં વદન વિલાએલું કેમ જણાય છે ?"

શેઠને જોતાંજ અને પ્રશ્ન સાંભળતાંજ શેઠાણી સ્વસ્થ થઇ બોલ્યાં: " કાંઈ નહિ, સ્હેજ: પધારો. "

" દેવી ! આજે તારૂં બોલવું કંઇક નિરાળું છે ? તારા હૃદયમાં કંઇક વેદના થતી હોય એમ મને સમજાય છે ?"

" હા, કંઇક એવું છે ખરૂં. "

" મને જણાવો ! "

" પ્રથમ આપ જમી લ્યો: પછી તમામ વાત વિદીત કરીશ. "

શેઠ વિચારમાં પડી શેઠાણી સાથે ભોજનાલયમાં આવ્યા. શેઠાણીએ પાટલો નાખ્યો. શેઠ બેઠા અને પુનઃ એજ પ્રશ્ન શેઠાણીને

પૂછ્યો. શેઠાણીએ બાકી રહેલી રસોઇ બનાવતાં શેઠને તમામ વાત જણાવી. મંદમતીની મુર્ખાઇપર શેઠને ધીક્કાર આવ્યો. તેમણે અનેક દાખલા દ્રષ્ટાંતો આપી-સમજાવી શેઠાણીને શાન્ત કરવાનો પ્રયત્ન આરંભ્યો. શેઠાણી શેઠને દુઃખ ઉત્પન્ન ન થાય તેને માટે ઉપરથી શાન્ત જણાયાં; પણ અંદરથી એનાએજ વિચારનાં મોજા મનમાં ઉછળી રહ્યાં હતાં. પુત્રને માટે તેમનું પવિત્ર હૃદય પ્રભુને પોકારી રહ્યું હતું. દિવસો વિત્યા. વાત વિસારે પડી. શેઠ નિયમીત કાર્ય કરવા લાગ્યા. દિનપ્રતિદિન વિચાર-ચિંતાથી શેઠાણીનું શરીર શુષ્ક થવા લાગ્યું. શેઠે વિચાર વિસારવાને ઘણુંએ કહ્યું; પણ વિચાર-ચિંતા શી રીતે ટળે? છેવટે શેઠાણીએ પોતાની હૃદયવેદના સ્પષ્ટ જણાવી અને પોતાને કોઇ પણ પ્રકારે પુત્ર પ્રાપ્ત થાય તોજ જીવન ટકી શકે એમ જણાવ્યું. શેઠે ઘણુંએ સમજાવ્યાં, પણ શેઠાણીને અસર થઇ નહિ. દરરોજ શેઠાણી પુત્રનીજ વાત-ઇચ્છા દર્શાવવા લાગ્યાં. ખાવાનું પણ ઓછું કરી નાખ્યું. શેઠાણીના આવા આક્રંદથી લક્ષ્મીથી ઉભરાતું આનંદનું ધામ પણ શૂન્યકાર જેવું થઇ પડયું. જ્યાં પ્રેમદાઓને આનંદ ત્યાંજ સ્વર્ગાનંદ, જ્યાં કાન્તાઓને કલેશ દુઃખ ચિંતા ત્યાં આનંદનો નાશ. શેઠના મકાનમાં આવું બની રહ્યું. શેઠ કંટાળ્યા. મહાન વિચારમાં પડયા. શું કરવું? પુત્ર ભાગ્યમાં નથી તો કયાંથી મળે? આમ વિચારતા શેઠે પત્નિની નજીક જઇ કહ્યું. "દેવી! આપણા પ્રારબ્ધમાં સંતાન નથી. જો સંતાન સુખ હોત તો આપણાં એ બાળકો બાલ્યકાળમાંજ મરી ન જાત. માટે પ્રભુ ભજન અને દયા-દાન વગેરેથી આ મનુષ્ય જન્મ સફળ કરો."

શેઠના શબ્દોની અસર કંઇ પણ થઇ નહિ. છેવટે શેઠાણીએ નિશ્ચયાત્મક અવાજે કહ્યું કે: જ્યાં સુધી આ ગૃહમાં પુત્રને નહિ

જોઉં ત્યાં સુધી મને શાન્તી મળનાર નથી. માટે જો તમે મને સૂખી કરવાને ઇચ્છતા હો તો પુત્રને માટે અન્ય પત્ની પરણો. જો અન્ય સ્ત્રી લાવવાની ઇચ્છા ન હોય તો આપણી જ્ઞાતીમાંથી કોઇ ગરીબના પુત્રને દત્તક લ્યો. મારે તો ફક્ત પુત્ર જોઇએ. આપણી મિલ્કત એ મૂર્ખોના હાથમાં ન જવી જોઇએ. વગેરે જે કહેવાનું હતું તે સઘળું શેઠાણીએ કહી દીધું. શેઠે ઘણીવાર વિચારમાં રહી કંઇક નિર્ણય કરી કહ્યું:" તારી ઇચ્છા પૂર્ણ કરવાને હું કાલે સવારે પ્રયાણ કરીશ. મારે માટે ભાથું તૈયાર કરી રાખજે. હું પ્રભુ કૃપાએ ધાર્યું કાર્ય પૂર્ણ કરીનેજ પાછો ફરીશ. શેઠનાં વચનો સાંભળી પુણ્યવનીને આનંદ થયો. શેઠ દુકાને ગયા. મુનીમને બહાર ગામ જવાનું જણાવી દુકાનનો તમામ વહીવટ તેને સોંપી દીધો. લેણુ-દેણુનો હિસાબ પણ તેને જણાવ્યો. સગાં સબંધીઓને મળી પ્રવાસની ઇચ્છા જણાવી. આ સઘળા કાર્યથી પરવારી ધર્મરાજ ઘેર આવ્યા. પુણ્યવતીએ ભાથુ તૈયાર કરી બાંધી રાખ્યું હતું. શેઠે શેઠાણીની સાથે ખૂબ વાતો કરી ઘણી શીખામણ દીધી અને પછી પ્રભાતના પુણ્યકાળે શુભ શુકન લઇ શેઠે પ્રયાણ કર્યું. ધર્મરાજે આખા દિવસ ચાલ્યા કર્યું. સુકોમળ શરીરવાળા ધર્મરાજ મુસાફરીના અવિશ્રાંત શ્રમથી શ્રમિત બન્યા અને સાંજ પડતાં એક ગામના પાદરે આવી એક મોટા વડ વૃક્ષ નીચે વિશ્રાન્તિ અર્થે બેઠા. ચાલવાના શ્રમથી અને શિતળ પવનથી શેઠને નિદ્રાએ ઘેર્યા. લગભગ એક કલાકની શાન્ત નિદ્રા ધર્મરાજે અનુભવી. છેવટે વૃક્ષ ઉપરનાં પંખીઓના અવાજથી શેઠ જાગૃત થયા. નજીકમાં તળાવ આવેલું હતું. ત્યાં જઇ હાથ મુખ ધોઈ ધર્મરાજ સ્વસ્થ થયા અને પછી ગામ તરફ ચાલ્યા. આ ગામમાં તેમના ઓળખીતા ઘણા માણસો હતા; પણ ધર્મરાજે કોઇને ઘેર નહિ જતાં એક ધર્મશાળામાં

જઇ રાત્રિ વ્યતિત કરી. એક પૈસા પાત્ર માણુસ વગર વાહને અને અજાણુ પણે પ્રવાસ કરે તે જાણીને કદાચ કોઇને આશ્ચર્ય ઉદ્‌ભવશે; પણુ શેઠની ઇચ્છા આવીજ હોવાથી તે વગર વાહને ઓળખીતાને ઘેર નહિ જતાં આગળ મુસાફરી કરી રહ્યા હતા. પ્રવાસમાં કેટલાંક અઠવાડીયાં વિત્યાં. શેઠે માર્ગના અતી સંકટો સહન કર્યાં; પણ પુત્ર પ્રાપ્તિના અર્થે નિકળેલા ધર્મરાજને કંઇ પણુ આશાનાં ચિહ્‌ન જણાયાં નહિ. ધર્મરાજ અશ્રાન્ત વદને એક શિતળ સ્થળે બેઠા. આસપાસ વિકટ ઝાડી આવેલી હતી. માણુસનું તો નામ નિશાન ન્હોતું. સઘળે શૂન્યકાર જણાતું હતું. ધર્મરાજ પ્રભુની કળાને અવલોકી રહ્યા. મનમાં વિચારમાળા તો ચાલુજ હતી. એવામાં એક કૌતક થયું. એકાએક શ્વાનનો અવાજ સંભળાયો. ધર્મરાજે અવાજના આધારે જઈ જોયું તો એક કુતરી ક્ષુધાથી વ્યાકુળ બની છે અને પોતાનાં તરતનાં જન્મેલાં બચ્ચાં ભક્ષ કરી ક્ષુધાની શાન્તિ કરવાને આતુર બની રહી છે. આવું જોતાંજ દયાના અવતાર ધર્મરાજે પોતાનું તમામ ભાથું શ્વાનની આગળ મૂકી દીધું. શ્વાને ભૂખના દુઃખથી એકદમ ખાવાનું શરૂ કર્યું. ધર્મરાજ કુતરીને ખાતી જોઇ રહ્યા. એવામાં તેમના મનમાં વિચાર સ્ફુર્યો કે આવતી કાલે આ કુતરીને ખાવાનું કોણુ નાખશે ? તે ભૂખના દુઃખથી તેનાં બચ્ચાંઓને જરૂર ખાઈ જશે. ધર્મરાજ આવો વિચાર કરે છે એવામાંજ એક બળદગાડીવાળો ત્યાં થઇને નીકળ્યો. ધર્મરાજે તેને ઉભો રાખી કુતરી સંબંધી વાત કરી. શેઠની દયાવૃત્તિ નિહાળી ગાડીવાળો આશ્ચર્ય પામ્યો અને શેઠને દયાનો અવતાર સમજ્યો. શેઠે તેને એ કુતરી અને તેનાં બચ્ચાંને ગાડીમાં લઇ જવાની વિનંતિ કરી. શેઠની દયામય મૂર્તિનાં દર્શનથી ગાડીવાળાનું હૃદય પણુ દયાથી દ્રવ્યું. તેણે

કુતરીને અને બચ્ચાંઓને ગાડીમાં નાખી, શેઠને પ્રણામ કરી ત્યાંથી ગમન કર્યું. જંગલમાં પણ આવી રીતે દયા–પરોપકારનો ભાવ ભજવતા ધર્મરાજે પુનઃપંથ કાપવા માંડયો. કેટલાક દિવસ વિતતાં ધર્મરાજ પ્હાડી પ્રદેશમાં પ્રવેશ્યા. માર્ગ વિકટ થયો. ચારે તરફ ગગન ચુંબીત પ્હાડો અને મોટાં વૃક્ષો જણાયાં. ધોળે દિવસે હિંસક પ્રાણીઓની બૂમો સંભળાવા લાગી. શેઠને ભૂખ લાગી. ભાથું પાસે હતું નહિ. બે દિવસ વિત્યા. ભૂખનું દુઃખ વધવા લાગ્યું. ધર્મરાજ વ્યાકુળ બન્યા. હે પ્રભુ હવે શું કરૂં ? કયાં જાઉં ? દયાના આવતાર હવે તમારી દયામય નજર કયાં સૂધી છૂપાવશો ?" આમ શોક કરતા શેઠ ભૂખ–થાકથી વ્યાકુળ બની એક વૃક્ષ નીચે બેસી શ્રી ભગવાનનું સ્મરણ કરવા લાગ્યા.

ધર્મરાજ પ્રભુના ધ્યાનમાં આ સ્થળે રહ્યા. આગળ ચાલવાની શક્તિ તેમના શરીરમાં રહી ન્હોતી. ધર્મરાજ જે વૃક્ષ નીચે બેઠા હતા: તે વૃક્ષની બાજુમાં એક નાની દેરડી આવેલી હતી. દેરડી જીર્ણ થએલી હતી. અંદર મૂર્તિ જેવું કંઇ પણ જણાતું નહોતું. અનુમાનથી એમ ધારી શકાતું હતું કે આ કોઈ દેવ અગર દેવીની દેરડી હશે. ધર્મરાજને આ દેરડીની ખબર ન્હોતી. એક બપોરના અજબ બનાવ બન્યો કે જેથી ધર્મરાજનું ધ્યાન એ તરફ ખેંચાયું. એક કાળા રંગનો બીહામણા દેખાવનો માણુસ ત્યાં આવ્યો. તેના હાથમાં લાંબો છૂરો પકડેલો હતો. તેના ખભાપર ઝોળી લટકતી હતી. એ ઝોળીમાં મોટાં માંછલાં મૂકેલાં હતાં. આ માણુસ જાતનો ઢીમ્મર હતો. તે અપુત્રવાન હોવાથી અને સ્ત્રીના નિરંતરના કકળાટથી આ દેરડી આગળ પુત્રની ઇચ્છાથી આવેલો હતો. આ અજ્ઞાન વિચિત્ર વેશી ઢીમ્મરે ખભાપરની ઝોળી નીચે મૂકી તેમાંથી એક

મોટું મચ્છ કાઢયું અને તેને દેરડી ઉપર મુકી છરો ઉંચો કરી મોટા અવાજે બોલવા માંડયું," હે દેવ મને એક છોકરો આપજે. છોકરો નહિ આપે તો આ મચ્છનો વધ કરી તારૂં સ્થાન ખરાબ કરીશ વગેરે ફાવે એમ બકવા લાગ્યો. ધર્મરાજ ધ્રુજતા શરીરે આવો પ્રકાર અવલોકી રહ્યા. ઢીમ્મરનો દેખાવ ભયાનક લાગતો હતો. તેણે હાથમાં પકડેલો છૂરો મચ્છનો વધ કરવાને ધીમે ધીમે નીચે ઉતરતો હતો. આવા વિરૂપ અને અધમ માણસથી દેવ પણ કંટાળ્યા અને તેમણે પ્રકટ થઇ એક ફળ તેના હાથમાં આપી કહ્યું:' લે: આ ફળ તારી સ્રીને ખવરાવજે કે જેથી તેને છોકરો થશે." આટલું કહી દેવ અંતર્ધ્યાન થયા. ઢીમર ફળ લઈ વિદાય થયો. સઘળો દેખાય અવલોકી રહેલા ધર્મરાજ આશ્ચર્ય પામ્યા. તે મનમાં વિચારવા લાગ્યા. આ શું ચમત્કાર ? આ કળીકાળનો તો પ્રભાવ નહિ હોય ? મનુષ્યોમાં કળીયુગે પ્રવેશી સત્ય સામે અસત્ય, દયા સામે ક્રોધ, ક્ષમા સામે વૈરભાવ તેમજ ચોરી–જુગારી–લુચ્ચાઈ–હીંસા વગેરેનો પ્રચાર કર્યો છે, મનુષ્યો પાપી બન્યાં છે. હવે દેવલોકોનો વારો આવ્યો છે. કળીયુગ ત્યાં પણ પહોંચ્યો છે. જો એમ નહોત: તો દેવ આ પાપાત્મા–હિંસક ઢીમર પર કદી પણ પ્રસન્ન થાતજ નહિ. ત્યારે શું આ કળીયુગનોજ પ્રભાવને ? મે આ શું અવલોકયું ? હું સ્વપ્નમાં તો નથીને ? શું દેવ પણ દુષ્ટોના મદદગાર થયા ? અરે મેં નજરોનજર જોયું. બસ હવે એમજ સમજવાનું કે આ જગતમાં ધર્મીને દુઃખ અને અધર્મીને સુખ. હું કેટલાએ દિવસથી ભૂખ્યો–તરસ્યો વનમાં ભટકું છું. પ્રભુની ભક્તિ કરૂં છું છતાં તે કૃપાળુ કહેવાતા ભગવાને મારીપર પુત્રની કૃપા કરી નહિ અને આ ઢીમરના પાપમય કાર્યથી એક ક્ષણવારમાં પ્રકટ થઈ ઢીમરની ઇચ્છા પૂર્ણ કરી. બસ હવે જીવવું શામાટે? શું આ ઘોર કળીયુગમાં;

અન્યાયના જમાનામાં સત્પુરૂષનું જીવન કંટાળારૂપ નથી? આ દેવનેજ મારા દેહનું બળીદાન દઉં. ચાલ જીવ." આમ નિશ્ચય કરી ધર્મરાજ ઉભા થયા અને દેવની દેરડી પાસે ગયા. માથે પહેરવાની પાઘડી ઉકેલી. તેનો એક છેડો વડના ડાળે બાંધી ફાંસો ખાઈ મરવાને તયાર બન્યા; અને જ્યાં ફાંસો ખાય કે તરત અંતરયામી ઇષ્ટદેવ પ્રકટ થઇ હાથ પકડી કહ્યું: " સજ્જુર. આ શું કરે છે ? શું તું નથી જાણતો કે આત્મઘાતી મહાપાપી ? તું ધર્માત્મા છે. શું આ વાક્ય ભૂલી ગયો ? તું તારા મનમાં એમ માનતો હોઇશ કે પેલા ઢીમરને મેં છોકરો આપી મોટો પક્ષપાત કર્યો છે. પણ ના, દેવ કદી અન્યાયી પગલું ભરેજ નહિ. તારા નશીબમાં પુત્રનો સંભવ નથી. ઢીમરને છોકરો થશે પણ તે મહાપાપી થશે. છાણના કીડા છાણમાંજ મરવાના. ભાઇ ! તારે લાયક પુત્ર તારા પ્રારબ્ધમાં નથી. માટે આ વૃદ્ધાવસ્થામાં કષ્ટ સહન કર્યા વિના ગૃહે પાછો જા અને મારી ભક્તિ કર્યા કર. તારા નશીબમાં હજી પણ દ્રવ્યના લેખ લખાએલા છે. તને અખૂટ સંપતિ મળશે. આટલું બોલી દેવ ધર્મરાજની મુખમુદ્રા અવલોકી રહ્યા. ધર્મરાજના વદનપર નિરાશાની છાયા ફરી વળી. તે દુઃખી દીલે દેવ પ્રત્યે કહેવા લાગ્યા, " પ્રભુ ! હું દ્રઢ નિશ્ચય કરીનેજ નીકળ્યો છું કે પુત્ર મેળવ્યા સિવાય પ્રાણાંતે પણ પાછા જવું નહિ."

દેવે ધ્યાન ધરી કંઇક વિચારી કહ્યું: " ખરેખર તું તારી વૃદ્ધાવસ્થાને દુઃખદાયક કરવા ઇચ્છે છે. જો સાંભળ. આજે તારો ત્રીજો અપવાસ પૂર્ણ થાય છે. જા, તારા તપ દાન અને સત્યથી તને સુંદર પુત્ર મળશે; પણ તે પુત્ર તેનું લગ્ન થયા પછી આઠમા દિવસની મધ્ય રાત્રે મરણને શરણ થશે. બોલ હવે તારો શું વિચાર છે ?

ધર્મરાજને આનંદ થયો. તેમણે કહ્યું; " મારૂં વાંઝીયા મહેણું

ટાળવા પુત્ર આપો. હું તેને પરણાવીશજ નહિ."

દેવે અટ્ટહાસ્ય કરી તેને ફળ આપ્યું; અને પછી અદૃશ્ય થયા.

ધર્મરાજ ઉપવાસથી અશક્ત બન્યા હતા: પણ દેવના વરદાનથી તેમનામાં બળ આવ્યું, આનંદની ઉર્મીઓ તેમના હૃદયમાં ઉછળવા લાગી. ફળફળાદી શોધી લાવી તેમણે ક્ષુધાને શાન્ત કરી અને પછી પોતાના નગર તરફ પ્રયાણ કર્યું. માર્ગમાં આવતાં ગામમાં રહેતા પોતાના ઓળખીતાઓને મળતા અને તેઓની મ્હેમાની સ્વીકારતા શેઠ ધર્મરાજ ઘણા દિવસે પોતાના ગૃહે આવી પહોંચ્યા. શેઠના આગમનની જાણ થતાં સર્વને આનંદ થયો. પુણ્યવતીના હર્ષની સીમા રહી નહિ. તેણે આનંદથી દેવે આપેલું ફળ પ્રાસન કર્યું. પતિ-પત્નીમાં નવું જીવન આવવા જેવું થયું. પવિત્ર દંપતિ પ્રભુનું ભજન કરતાં નિત્ય કાર્ય કરવા લાગ્યાં. પાણીના પૂરની માફક સમય વિતવા લાગ્યો. સાડા નવ માસ થતાં પુણ્યવંતીને ઉત્તમ પુત્ર રત્ન પ્રાપ્ત થયું. આનંદ વર્તાયો. શેઠે સાકરો વ્હેંચી. ગરીબ-ગરબાંને સંતોષ્યાં. અન્ય દાનો પણ દીધાં. દેવના વરદાનથી મળેલા પુત્રનું નામ દેવકુમાર પાડયું. ચંદ્રમા શુદ પખવાડીયામાં જેમ વૃધ્ધિ પામે છે તેમ દિવસો વિતતાં દેવકુમાર મોટો થવા લાગ્યો. ઉમ્મરે થતાં તેને નિશાળે મૂકયો. દેવકુમાર ઝડપથી વિદ્યા ભણવા લાગ્યો. પિતાની સાથે દુકાને જઈ તેની હોશીયારી બતાવતો. બાલ્યકાળમાં શેઠના પુત્રની ચાતુર્યતા નિહાળી સઘળા સ્તબ્ધ બનતા અને દેવકુમારની મુક્ત કંઠે પ્રશંસા કરતા. દેવકુમારનાં વખાણ આખા નગરમાં થતાં. સમય વિતતાં અને દેવકુમાર મોટો થતાં ધર્મરાજનાં સગાં-સ્નેહિ મીત્રો દેવકુમારના સગપણ વિશે ધર્મરાજને કહેવા લાગ્યા: પણ ધર્મરાજ એ વાતપર ધ્યાનજ ધરતા નહિ. આથી તેમનાં સ્વજનો આશ્ચર્ય પામતાં. શેઠાણી

પુણ્યવતીની પાસે પણ સ્ત્રી મંડળ દેવકુમારના સગપણની ચર્ચા ચલાવતું. સારા ઘરનાં માગાં પણ ઉપરા–સાપરી આવવા લાગ્યાં. પવિત્ર પુણ્યવતી દરેકને એટલોજ જવાબ આપતી કે " શેઠશ્રીને પૂછ્યા વિના મારાથી આ બાબતમાં કંઇ પણ થઇ શકે એમ નથી. ધર્મરાજે લગ્નમાં રહેલા ભયની વાત હજી શેઠાણીને જણાવી નહોતી. આખરે દેવકુમાર પરણાવવા યોગ્ય થયો. સગાં સંબંધીયોની સ્ત્રીયો શેઠાણીને અતી આગ્રહ કરવા લાગી. પુણ્યવતી કંટાળી. તેણે એક દિવસે શેઠને કહ્યું," આપણો દેવકુમાર હવે ઉમ્મર લાયક થયો છે, તો શામાટે તેના સગપણ વિશે કંઇ કરતા નથી ? શું તેને જીંદગીભર કુંવારો રાખવો છે? કાલની કોને ખબર છે? માટે મારી વિનંતિ તરફ ધ્યાન આપી દેવકુમારનાં લગ્ન કરો તો મને અતી આનંદ થાય. પુત્રના લગ્નનો લ્હાવો લેવાની મને પ્રબળ ઇચ્છા છે." વગેરે અનેક વાતો શેઠાણીએ શેઠને કહી. શેઠાણીની તમામ વાત ધ્યાન પૂર્વક શ્રવણ કરી શેઠ થોડીક ક્ષણ વિચારવશ રહ્યા અને પછી બોલ્યા, " દેવી ! આપણે દેવકુમારનાં લગ્ન કરવાં નથી. તે નથી પરણ્યો ત્યાં સુધીજ આપણને અને તેને સુખ–આનંદ છે." શેઠાણી આવું સાભળતાં વિસ્મય પામ્યાં. તેમણે ખુલાસો જાણવાને શેઠને અનેક પ્રશ્ન પૂછ્યા; પણ ધર્મરાજે એવી યુક્તિથી જવાબ આપ્યા કે જેથી પુણ્યવતી વધુ જાણવાને કે શેઠને સગપણને માટે આગ્રહ કરવાનું સાહસ કરી શકી નહિ. પોતાનો પતિ દિકરાના લગ્નને માટે શાસારૂં અનિચ્છા દર્શાવે છે એ જાણવાને શેઠાણીએ ઘણાએ પ્રયત્ન કર્યા; ઘણા વિચાર કર્યા; શેઠને પ્રાર્થના કરી; પણ શેઠના મનની વાત તે પવિત્ર અબળા કળી શકી નહિ. ધર્મરાજ પુણ્યવતીને પ્રાણ સમાન ગ્હાતા. તેનાથી કોઇ વાત કદાપિ છૂપાવતા નહિ; પણ

આ વાત કરવાથી તેને ઘણું કષ્ટ થશે ધારીનેજ તેમણે લગ્નના અમંગળની ગુપ્ત વાત પૂણ્યવતીને અદ્યાપિ પર્યંત જણાવી ન્હોતી. બિચારી પુણ્યવતી વિચાર વમળોમાં ઘસડાતી દિવસો નિર્ગમન કરવા લાગી. સમય સમયનું કાર્ય કરવા લાગ્યો. દૈવી ગુણવાળો દેવકુમાર દરેકને પ્રિતી પાત્ર થઇ પડયો. દરેકનાં દિલ તેણે જીતી લીધાં. ગરીબોના બેલી તરીકે તે આખા નગરમાં ઓળખાવા લાગ્યો. તેણે પરોપકારને પોતાના જીવનનું પ્રથમ કર્તવ્ય માન્યું. દયા–શ્રધ્ધા ક્ષમા અને સેવાના દૈવીગુણોથી દેવકુમાર દરેક જનોમાં દેવ સમાન ગણાવા–મનાવા લાગ્યો. દરેક જનો તેને પૂર્ણ પ્રેમ–માનથી જોતા. એવામાં શ્રીધર્મરાજશેઠને કંઇક કાર્ય પરત્વે એકાએક બહાર ગામ જવાનું થયું અને ગયા. આ તકનો લાભ લઇ સાકરબાઈ નામક પુણ્યવતીની એક બેનપણી એક સારા શ્રીમાન કુટુંબની કન્યાનું સગપણ કરવા સારૂં પુણ્યવતી પાસે આવી. પણ પુણ્યવતીએ પતિની ગેરહાજરીમાં આ કાર્ય કરવાની સ્પષ્ટ ના પાડી. સાકરબાઈ ચાલાક હતી. સગપણ કર્યા વિના પાછી ન જાઉં એવી દઢ નિશ્ચય વાળી તે બાઇએ પુણ્યવતીને અનેક પ્રકારે સમજાવવા માંડી. પુણ્યવતીનું હૃદય ભોળું હતું. છેવટે સાકરબાઇની મહેનત સફળ થઇ.પુણ્યવતીએ સગપણનો સ્વીકાર કર્યો. સાકરબાઇ આ શુભ કાર્ય કરી ગઇ. નગરમાં વાત પ્રસરી રહી. કન્યાનાં માતા–પિતા પણ આનંદ પામ્યાં. દેવકુમારની ભવિષ્યમાં થનાર ભાર્યાનું નામ શીયળવતી હતું. બાળા રૂપવાન સાથે સદ્ગુણી હતી. ધર્મમાં દઢશ્રદ્ધા અને ગરીબો પ્રત્યે પૂર્ણ પ્રેમ ધરાવનારી શીયળવતીનું જીવન શુદ્ધ હતું. આખા નગરમાં તેની પ્રશંસા થતી. અનેક જનો તેને દયાની દેવીના નામથી સંબોધતાં. તેના પિતાનું નામ દયાસાગર અને માતાનું

નામ દયામયી હતું. બાલીકા તેના માતા પિતા સાથે હમેશાં પરોપકારના કાર્યમાં પ્રવૃત્ત રહેતી. ગરીબોના ઝુંપડાઓમાં–ઇસ્પિતાલોમાં જઇ ગરીબ–રોગી–દુઃખીને આશ્વાસન આપી બનતી મદદ કરતી. માતા–પિતાના શુભ સંસ્કાર બાલીકામાં ઉતર્યા હતા. શીયળવતી ભૂખ્યાનું મુખ જોતી નહિ. ભૂખ્યાને ખાવાનું આપતી. લુલાં–લંગડા વગેરે અપંગોને અન્નદાન–વસ્ત્રદાન આપી સંતોષતી અને ગરીબ દારિદ્રય નારાયણના અંતરમાંથી નીકળતી આશિષ અંગિકાર કરતી. આવી ધર્મશીલ કન્યાને લાયક વર તેનાં માતા પિતાએ ખોળી કાઢયો અને દેવકુમારની સાથે સગપણ કર્યું. બિચારા ધર્મરાજને કયાંથી ખબર પડે કે પોતાની ગેરહાજરીમાં અજબ પ્રકાર એકાએક ઉપસ્થિત થશે. કાળની કળાઅજબ છે. થવાનું થાયછે, બનવાનું બને છે. ભવિષ્યના લેખ કદી મિથ્યા થતા નથી. ડાહ્યો માણુસ તો એજ કહેવાય કે જે સર્વ પ્રસંગોમાં શાન્ત–સ્થિર રહે. અને દરેક કાર્ય ઇશ્વરની ઇચ્છાનું સારજ થાય છે એમ નિશ્ચયથી માને. આવા આસ્તીકજનો અંતે સુખની પરીસીમાએ પહોંચે છે. બહાર ગામના કાર્યથી પરવારી શેઠ ધર્મરાજ પોતાને ઘેર આવ્યા. પુણ્યવતીએ સગપણુની વાત શેઠને તે વખતે જણાવી નહિ. શેઠ ભોજનાદિ કાર્યથી નિવૃત્ત થઇ દિવાનખાનામાં વિરામાસનપર આડા થયા. એકાએક તેમની નજર કબાટ પર પડેલા એક ચિત્રેલા નાળીએર પર પડી. આ શો ગજબ ? આમ બોલતાંજ શેઠ એકદમ બેઠા થઈ ગયા અને હૃદયમાં ઉત્પન્ન થયેલ કાતિલ વેદનાથી છેવટે ભાન ખોઈ ધરણીપર ઢળ્યા. શેઠાણી ધસમસ્યાં દોડી આવ્યાં. તેમણે શીતળ જળ છાંટી શેઠની સારવાર કરવા માંડી. ઘણીવારે શેઠને ભાન આવ્યું. હજીપણુ તેમનાથી બોલાઇ શકાતું નહોતું. શેઠે નાળીએર તરફ હાથ લંબાવી શેઠાણી તરફ

જોયું, શેઠાણી શેઠની દુર્દશા થવાનું કારણ સમજી ગયાં. તેમણે ટુંકાણમાં સગપણની વાત શેઠને નિવેદન કરી. શેઠે ઉંડી હાય મારી. શરીરે પસીનો વળ્યો. મુખપર કરૂણાની છાયા ફરી વળી. આંખ્યોમાં અશ્રુ ઉભરાયાં. હૃદય અંતરથી પોકાર પાડવા લાગ્યું કે; ઓ વિભુ હવે શું થશે ? શું આપની વાણી સત્ય થશે ? ભાવી દગો દેશે ? દેવકુમાર શું દેવલોકમાં જશે ? ઓહ ! હાય ? આ શો ગજબ ?" પુનઃ શેઠ બેશુદ્ધ થઇ પડ્યા. શેઠાણી ગભરાયાં. શેઠની હૃદય વેદના બરાબર જાણી શક્યાં નહિ. તેમણે બૂમ પાડી. અન્ય સેવકો દોડી આવ્યા. આમાં પેલો પિત્રાઇનો છોકરો કે જે શેઠ ધર્મરાજ વિનાસંતાને મરણ પામે તો મીલ્કત મળે આ આશા રાખનારો પણ ત્યાં હાજર થયો. દેવકુમારના જન્મ પછી તે ઘણું બળતો હતો. તે મનથી દેવકુમારનું અને તેનાં માતા પિતાનું અનિષ્ટ ઇચ્છતો હતો. આ ઉપરાંત આ સુખી-ધર્મીષ્ટ જનોનું અકલ્યાણ કરવાનો પણ તે દુષ્ટાત્માએ મનથી સકંલ્પ કરી રાખ્યો હતો. શેઠને મારી નાખવાની આ ઉત્તમ તક છે ધારી તે નરપિશાચ દવા લેવાના બ્હાને બજાર તરફ દોડયો. માર્ગમાં શેઠનો ગાડીવાન સામે મળ્યો. શેઠની દશા તેણે કોચવાનને જણાવી. ગાડીવાળો અજબ થયો; પણ તરત કુદરતે તેના મનમાં શંકા ઉપજા કરીકે કોઇ દિવસ નહિ અને આજે આ બદમાશ શેઠને માટે દવા લેવા જાય છે તેમાં કંઇક ભેદ છે. આમ વિચારી ગાડીવાન ચૂપકીથી પેલા દુષ્ટાત્માની પાછળ ચાલ્યો. આ નરાધમનું નામ મંદમતી હતું. આજે નગરમાં હડતાળ હતી. સર્વ દુકાનો બંધ હતી; પણ ઝેરી દવા વેચનારાની એક દુકાન ખુલ્લી હતી. મંદમતીએ કંઇક દવા ખરીદી. ગાડીવાને ધ્યાન પૂર્વક જોયું. તેના વ્હેમમાં વૃદ્ધિ થઈ. તે ઉતાવળથી શેઠના મકાન તરફ આવવા નીકળ્યો અને એક ગાડી ભાડે કરી મંદમતીના પહેલાં

શેઠના મકાને આવ્યો. ચારે તરફ હાહાકાર વર્તી રહ્યો હતો. ગાડીવાનનું નામ પ્રેમલો હતું. તે વિચિક્ષણ અને વફાદાર હોવાથી તેનીપર શેઠની સારી પ્રીતી હતી. દેવકુમારને ત્યાં નહિ જોતાં તે બહાર નીકળ્યો અને દેવકુમારને જવા–આવવાનાં તમામ સ્થળ શોધી વળ્યો પણ દેવકુમારનો પત્તો મળ્યો નહિ. આજે હડતાળના દિવસે અનેક માણસો સમય વ્યતિત કરવાને પાનાં, બાજી–બીઝીક વગેરે રમી આનંદ અનુભવતા પણ આપણો દેવકુમાર જીવનની અમૂલ્ય પળો એવી રીતે નિરર્થક ગુમાવવાના વિચારવાળો નહોતો. તેને માતા–પિતા અને ગુરૂ તરફથી સારા સંસ્કાર પડેલા હતા. દેવકુમાર આજે પ્રાતઃકર્મથી પરવારી પ્રથમ અનાથાશ્રમમાં ગયો હતો. ત્યાં જઇ તેણે સ્વહસ્તે દુઃખી રોગીજનોને દવા પાઇ પાટા બાંધ્યા હતા. આ કાર્યથી પરવારી પાંગળાં જાનવરોની માવજત કરી એક સ્થાને આવ્યો. આ સ્થળે ચારેક વૃદ્ધો બેઠા હતા. દેવકુમારે તેમને નમન કર્યું. તેઓએ પ્રેમથી તેને બોલાવી પાસે બેસાર્યો. દેવકુમારે વડિલો સાથે વિનય–વિવેકથી વાતો કરવા માંડી. દેવકુમારનું જ્ઞાન–સદ્‌ગુણ જાણી વૃદ્ધો ખુશી થયા. દેવકુમારે ધર્મ–શ્રદ્ધા–દાન–સત્ય વગેરેનાં દાખલા દ્રષ્ટાંતો દઇ વૃદ્ધોને પ્રસન્ન કર્યા. દરેકે તેને આશિષ આપી અને મુક્ત કંઠે તેનાં વખાણ કર્યા. આ અરસ્સામાંજ પ્રેમલાએ ત્યાં શ્વાસભર દોડી આવી સઘળી વાત દેવકુમારને જણાવી. દેવકુમાર આશ્ચર્ય પામ્યો અને ગાડીવાળાની સાથે મકાન તરફ ઉતાવળથી જવા લાગ્યો. વૃદ્ધો પણ શેઠના મકાન તરફ જવા નીકળ્યા. રસ્તે ચાલતાં પ્રેમલાએ મંદમતીએ ખરીદેલી ઝેરી દવાની વાત પણ દેવકુમારને જણાવી. શ્રીમાન માબાપના પુત્રો કે જેઓ આનંદ વૈભવમાં મોટા થયેલા હોય છે અને દુનીયાંના કાવાદાવાથી તદ્દન અજ્ઞાન હોય છે એવો આપણો દેવકુમાર ન્હોતો,

જોકે તેની ઉમ્મર ઘણી મોટી ન્હોતી; પણ તે ડહાપણનો દરીઓ અને બુદ્ધિનો ભંડાર હતો. મંદમતીની મૂર્ખતા તેણે તરતજ જાણી લીધી. બન્ને જણા ઝડપથી ઘર તરફ જવા લાગ્યા. પેલી તરફ મંદમતી ઝેરી દવા લઇ પ્રથમ તેના ઘરે આવ્યો અને તે દવામાં કંઇક બીજો પદાર્થ મેળવી ઘર બહાર નીકળ્યો. બહાર નીકળતાં તેને અપશકુન થયા. તેનું વામ અંગ ફરકવા માંડયું. પગથીઆ પરથી પડી ગયો. થોડે દૂર જતાં બીલાડી આડી ઉતરી. પાપીનો આત્મા પાપકર્મ કરવાની મના કરવા લાગ્યો પણ પારકા પૈસા પડાવવાની હરામ દાનતવાળા દાનવે અપશુકનની દરકાર કરી નહિ. કયાંથી કરે ? કહ્યું છે કે,

કદી લીમમાં નાખશો; સોમણ સાકર રોજ,
થાય ન મિઠો લીમડો, કડવો તે કડવોજ.

*　　*　　*　　*

સાકર તજે ન સરસપણું સોમલ તજે ન ઝેર,
સજ્જન તજે ન સુકુળપણું, દુર્જન તજે ન વેર.

આવા દુર્જન નરરાક્ષસને કયાંથી જ્ઞાન પ્રાપ્ત થઈ શકે કે, " સુકૃત કરવું સર્વદા, દેવું વિદ્યાદાન, પત્થર સમ પર ધન ગણો; પર સ્ત્રી માત સમાન. વળી ભલાઇ જેવો ભવ નહિ, બુદ્ધિ જેવો બાગ, ધિરજ જેવું ધન નહિ; ઇર્ષા જેવી આગ. " પાપી આ પણ કયાંથી સમજી શકે કે, " પ્રેમે વશ વનિતા રહે, પ્રેમે પ્રજા પળાય, પ્રેમે પરમેશ્વર મળે, પ્રેમે જગત જીતાય. પણ કર્મની કઠીનતાએ: નરક નિવાસના લેખ લખાએલા નરાધમને આવાં સુબોધ વાકયો શું અને કેવી રીતે અસર કરી શકે ? મંદમતીએ શીશીમાંનો ઝેરી પદાર્થ

રૂમાલમાં છાંટયો. આ રૂમાલ શેઠના નાક આગળ ધરવાથી શેઠ મરણ ને શરણ થશે. આ ધારણાથી મંદમતી શેઠના દિવાનખાનામાં આવ્યો અને શેઠાણીને આશ્વાસન યુક્ત શબ્દો સંભળાવી શેઠની સારવારના બ્હાને શેઠની છેક પાસે જઇ ધીમેથી પેલો રૂમાલ કાઢયો. પણ પ્રભુકળા અવનવી છે. ધર્માત્માનું રક્ષણ પ્રભુ જરૂર કરે છે. દેવકુમાર અને પ્રેમલો તેજ ક્ષણે ત્યાં આવી પહોંચ્યા અને મંદમતિ શેઠના નાક આગળ રૂમાલ ધરે એ પહેલાંજ દેવકુમારે તેનો હાથ પકડી લઈ ઉચ્ચ અવાજે કહ્યું; "ખબરદાર શયતાન."

મંદમતીનાં મોતીયાં મરી ગયાં. દેવકુમારને જોતાંજ તેના મુખ પર કાળાશ ફરી વળી. પાપ પ્રકટ થવાની બીકે બદમાસ ધ્રુજવા લાગ્યો. પ્રેમલાએ તેના ગજવામાંથી ઝેરની શીશી કાઢી દેવકુમારના હાથમાં મૂકી. દેવકુમાર શીશી અને રૂમાલને જોવા લાગ્યો. આ તકનો લાભ લઈ પાપાત્મા ધીમેથી ઉભો થઇ ભાગ્યો. પ્રેમલાએ તેની પાછળ દોડી તેને પકડી પાડયો; અને એક કોટડીમાં પૂર્યો. પેલા વૃદ્ધો પણ આવી પહોંચ્યા. શેઠનું દિવાનખાનું માણસોથી ચિકાર ભરાઇ ગયું. સઘળાં રૂદન કરતાં હતાં. દેવકુમારે સઘળાંને ધીરજ ધરવાનું સૂચવ્યું અને પછી પોતાના એક મિત્ર ત્રીભોવનદાસને વૈદ્યરાજને તેડવા મોકલ્યો. બીજા એક મોહન નામના મિત્રને કંઇક ખાનગી કામ કરવાને રવાના કર્યો. થોડીવારમાં વૈદ્યરાજ આવ્યા. શેઠની નાડી તપાસી ભ્રમ વાયુ અને હૃદયના સખ્ત આઘાત થયાનું જણાવ્યું. આ પહેલાં વાંચકોને જણાવવાનું કે શેઠની દશા નિહાળી શેઠાણીની દશા પણ શેઠના સમાન થઇ પડી હતી. વૈદ્યે બન્નેને એકજ વ્યાધી જણાવી દવા પાઈ. થોડીવારે શેઠાણીને ઉલટી થઈ. ધીમે ધીમે ભાન આવવા લાગ્યું. પણ શેઠ સાવધ થયા નહિ. પુણ્યવતિને પૂર્ણ શુધ્ધિ પ્રાપ્ત થતાં વૈદ્યરાજે

પૂછ્યું. "બા, બ્હેન! આપને શું થાય છે? આપના મનમાં કંઇક માનસીક વ્યાધી છૂપાઇ છે? સત્ય સમજાવો કે જેથી યોગ્ય ઉપચાર યોજી શકાય? શેઠાણીએ માનસીક વ્યથા જણાવી. વૈદ્યે દવા આપી. અનેક ઉપચારને અંતે શેઠ પણ સાવધ થયા. પ્રેમલા નોકરે મંદમતીનું કાવત્રુ ખુલ્લું પાડ્યું. તેને પોલીસને સ્વાધિન કરવામાં આવ્યો. કોર્ટમાં કેશ ચાલ્યો. સાક્ષી–પુરાવા મળતાં ગુન્હો સાબીત થયો. પ્રાણઘાતનો ગુન્હો કરવાના બદલે તેને લાંબી મુદતની જેલજાત્રા પ્રાપ્ત થઇ. આ ભયંકર અપરાધથી અને બીજાં અનેક પાપકર્મથી તેને ભયાનક વ્યાધી થયો. પરીણામે તે રીબાઈ રીબાઇને જેલખાનામાં જ મરણને શરણ થયો. શેઠ શેઠાણીને આરામ થયા બાદ શેઠાણીએ દેવકુમારના લગ્નની વાત ઉપાડી. શેઠે ન છૂટકે હા પાડી. તેમના મનમાં આ લગ્નથી કેટલી અસહ્ય વેદના થઈ રહી હતી; તે ફક્ત તેમનું મનજ જાણતું હતું. શેઠને ઘેર લગ્નની ધામધૂમ મચી રહી. મંગળ વાંજીત્રો વાગવા લાગ્યાં. કન્યાનો પિતા પણ પૈસાપાત્ર હોવાથી તેને ત્યાં પણ ધામધૂમ થઇ રહી. ભાટ–ચારણ–ગરીબ–ગરબાંને સંતોષવામાં આવ્યાં. માંગણો આશિષ ઉચ્ચારવા લાગ્યાં. લગ્નમૂહુર્ત આવતાં ધર્મરાજ શેઠ પૂર્ણ ઠાઠમાઠથી દેવકુમારનો વરઘોડો ચઢાવી જાન લઈ ચાલ્યા. નગરના સંભાવિત શ્રીમાનો ઉપરાંત સરકારી અમલદારો વગેરે લગ્નના આનંદમાં ભાગ લેવાને આવ્યા હતા. સર્વત્ર આનંદ વ્યાપી રહ્યો હતો. પુણ્યવતીના આનંદની સીમા ન્હોતી, પણ ધર્મરાજના હૃદયમાં આ વખતે કાતિલ વેદના ઉદ્ભવી રહી હતી. પણ તે ભાવ મુખપર નહિ દેખાડતાં શેઠ ધર્મરાજ મનોવેદના બળાત્કારે દબાવી રહ્યા હતા. કન્યાના પિતાએ યોગ્ય સત્કાર કર્યો. લગ્ન સમય થયો. વરવધુ મંડપમાં બિરાજ્યાં. મંત્રોચ્ચાર શરૂ થયા. લગ્નવિધી

આરંભાઇ. વાજીંત્રોના સુંદર અવાજો અને અને ગાનારી સુંદરીઓના કોકિલ કંઠમાંથી નીકળતાં લગ્નગીત કંઈક અપૂર્વ આનંદ ઉપજાવી રહ્યાં. કેટલીક લગ્નક્રિયા બાદ વર–વધુ ચોરીમાં બિરાજ્યાં. આ વખતે ધર્મરાજ શેઠના મુખપર ઉદાશીનતાની છાયા છવાઇ રહી હતી. તેમના નેત્રોમાં અશ્રુજળ ઉભરાયાં હતાં. આ દેખાવ કોઈ જોઇ ન જાય તેને માટે શેઠ વૃથા પ્રયત્ન કરો રહ્યા હતા. હૃદયની વેદના હવે હૃદયમાં રહી શકતી ન્હોતી. ગુણીયલ કન્યા શિયળવતીની દૃષ્ટિ ઘુંઘટમાંથી ચારે તરફ ફરતી હતી. એકાએક તેની નજર શ્વસુરના મુખ પર પડી. ચાલાક બાળા સસરાનું વિલાએલું વદન અને અશ્રુથી છલકાએલાં નયનો નિહાળી વિસ્મય પામી. તેના હૃદયમાં અનેક તર્ક વિતર્ક થઈ રહ્યા. નક્કી મારા સસરાને કંઇક વેદના થઈ રહી છે એમ તેણે માન્યું. તેણે પોતાની પાસે બેઠેલી પોતાની બ્હેન-પણીને ધીમેથી એ દૃશ્ય જણાવી એનું કારણ શોધી કાઢવાનું સૂચવ્યું. બ્હેનપણી કે જેનું નાર સરસ્વતી હતું તેણે પછીથી સઘળું જાણીશું કહી શીયળવતીને શાન્ત ચિત્તે લગ્નવિધીમાં ધ્યાન આપવાનું કહ્યું. ગુણજ્ઞ કન્યા શીયળવતીના મનમાં પારાવાર ચિંતાનાં મોજાં ઉછળી રહ્યાં. સસરાને શું થયું હશે ? શું તેમને કંઇ દર્દ થતું હશે ? શું હશે ? વગેરે ચિંતા અને વિચારથી શીયળવતી વ્યાકુળ બની. સસરાનું કષ્ટ જાણવાને બાળા આતુર બની. પણ ચોરીના મંડપમાં તેનાથી શું થઇ શકે ? લજ્જા શી રીતે છોડાય ? વિચાર અને વ્યાકુળતાથી દુઃખી થતી બાળાએ દયાળુ ભગવાનનું સ્મરણ કરવા માંડયું. છેવટે લગ્ન-કાર્ય પૂર્ણ થયું. છૂટે હાથે દ્રવ્યનો વ્યય થયો. અનેક અનાથાશ્રમો કન્યાશાળા–ઇસ્પીતાલો–પાંજળાપોળ, પાઠશાળા, લાયબ્રેરી વગેરે અનેક જનહિતકારી કાર્યોમાં શ્રી ધર્મરાજશેઠે તેમનો ઉદાર હાથ લંબાવ્યો.

કન્યાના પિતાએ પણ અનગળ દ્રવ્યથી ગરીબ-દીન-દુઃખીયાંને સંતોષ્યાં. વરવધુ શ્રીઇષ્ટદેવને અને વડિલજનોને પગે પડયાં. આશિષો મળી. શીયળવતીના પિતાએ જાનને પંદર દિવસ ગૃહે રાખી વિવિધ ખાનપાનથી સઘળાંને સંતોષ પમાડ્યાં. વરને સારી પહેરામણી આપી. વર કન્યાને વળાવવાનો સમય થયો. શીયળવતીને તેની માતાએ અને સખીયોએ યોગ્ય શીખામણો દીધી. શીયળવતી પવિત્ર-સમજુ અને ગુણજ્ઞ બાળા હતી. પુત્રીને સાસરે વિદાય કરતાં માતા અને સખીયોની આંખ્યોમાં સ્નેહાશ્રુ ઉભરાયાં. શીયળવતીની પણ એવીજ દશા થઇ રહી. સગાં સ્નેહિયો એક બીજાને મળ્યાં-ભેટ્યાં. ધર્મરાજશેઠ જાન લઈ ઘર તરફ વળ્યા. કન્યાનાં સુશિલ સ્વભાવનાં વખાણ થઇ રહ્યાં. શીયળવતી શ્વસુર ગૃહે આવી. આવતાંજ ઘરનું તમામ કામ ઉપાડી લીધું. ધર્મરાજ-પુણ્યવતી અને અન્ય જનો પણ શીયળવતીના કાર્યથી અજબ થયાં. બે દિવસમાં તો શીયળવતી શ્વસુર ગૃહમાં દેવી જેવી મનાવા લાગી. શીયળવતી કાર્યદક્ષ અને ચાલાક હતી. તેણે ચોરીમાં સસરાનું વિલાએલું વદન અને સજળ નયનો જે જોયેલાં તે અદ્યાપિ ભૂલી ન્હોતી. સસરાનું આંતરીક કષ્ટ જાણવાને પવિત્ર શીયળવતી આતુર બની રહી હતી. તેણે સસરાના સંતાપને વિદારવાનો મન સાથે દ્રઢ સંકલ્પ કર્યો હતો. આઠમા દિવસે કે જે રાત્રે દેવકુમારને મરવાનું હતું, તે દિવસના મધ્યાનકાળે શેઠ ધર્મરાજ ભોજનાદિ કાર્યથી પરવારી દિવાનખાનામાં ગાદીપર પોઢયા હતા. આ તકનો લાભ લઈ સતી શીયળવતી ધીમે પગલે દિવાનખાનામાં આવી. શીયળવતીનું હૃદય ધડકતું હતું. હિંદુ સંસારમાં લજ્જાવતી પુત્રવધુનું આ પ્રથમ જ સાહસ હતું. શીયળવતીએ પિતા સમાન શ્વસુર પાસે આવી બે હાથ જોડી કોમળ અવાજે કહ્યું; "પિતાશ્રી!" ધર્મરાજ વિચારવશ હોવાથી શીયળવતીનો

અવાજ સાંભળી શક્યા નહિ. પુનઃ પુત્રવધુએ ઉપરોક્ત શબ્દ ઉચ્ચાર્યો. શેઠનો વિચાર તૂટ્યો. ચમકી સફાળા બેઠા થયા અને શીયળવતીને જોતાંજ આશ્ચર્યના સાગરમાં ડૂબ્યા. તેમના મનમાં એક ક્ષણવારમાં અનેક વિચારો ઉત્પન્ન થઈ રહ્યા. તેમણે પૂછ્યું; "બેટા! કેમ આવ્યાં છો ?"

"બાપુ ! મેં આપની શાન્તિમાં ભંગ પાડયો તેને માટે હું આપની પ્રથમથી જ ક્ષમા માગી લઉં છું; આ સાથે મારા અવિનયને માટે પણ ક્ષમાની પ્રાર્થના કરૂં છું. મારે આપની પાસે ન છૂટકે જ આવવું પડયું છે." આટલું કહેતાં સદ્‌ગુણી શીયળવતીની આંખ્યોમાં અશ્રુ ઉભરાયાં.

ધર્મરાજનું મુખ વિલાયું. તેમણે પૂછ્યું; " દિકરા ! તું ગુણીયલ છે. મારા ગૃહની લક્ષ્મી છે. તારી આંખ્યોમાં અશ્રુ જોઇ મને દુઃખ ઉત્પન્ન થાય છે. બેટા ! કહે; મનમાં કંઇ રાખીશ નહિ."

શીયળવતીએ વિનયશિલ અવાજે પોતાની હૃદય વેદના શેઠને વિદિત કરી. પોતાની આંખ્યોમાં ઉભરાએલાં અશ્રુ શીયળવતીએ ચોરીમાં જોયાં અને તે પછી મને નિરંતર ચિંતામાં જોઇ ચતુર પુત્રવધુ મારા લીધે દુઃખી થાય છે જાણી ધર્મરાજ મન સાથે પુત્ર વધુનાં વખાણ કરી કહેવા લાગ્યા. "બેટા ! તું મારી ચિંતા શામાટે કર્યા કરે છે ! મારો સ્વભાવજ એવો છે !"

"પિતાજી ! મારો આત્મા કહે છે કે આપ આપની હૃદય વેદના છૂપાવો છો. હું ચોક્કસ જાણી ગઈ છું કે કોઈ છૂપું દર્દ યા ચિંતા આપને દુઃખ દીધા કરે છે. ચોરીના મંડપમાં મેં આપની જે દશા જોઈ હતી તેવીજ દશા અદ્યાપિ પર્યંત કાયમ છે. જો આપની સંપૂર્ણ

કૃપા મારા પર હોય તો આપનું કષ્ટ જણાવો, હું તે જાણ્યા વિના ભોજન લેનાર નથી."

શીયળવતીના નિશ્ચયથી શેઠ ચોંકયા; અને મુખ ગંભીર રાખી બોલ્યા; "દિકરા! ધન્ય છે તને. તું સાક્ષાત દેવી છો. તેં તારા પનોતાં પગલાંથી મારૂં ઘર ઉજ્વળ કર્યું છે. તું ગુણજ્ઞ છે અને તેથીજ તેં મારી મનોવેદના જાણી છે. મારાં ગૃહનાં કોઇ પણ માણસે આજ પર્યંત મારી મનોવેદના જાણી નથી; પણ તું થોડીક્વારમાંજ સઘળું જાણી શકી છે. ધન્ય છે તને. બેટા! હું તને શું કહું? મારૂં ભાવી ભયંકર છે. ભાવીને સુધારી શકાય એમ નથી. મારા મનમાં જે દુઃખ થઇ રહ્યું છે; તે દુઃખથી છૂટવા હું પ્રભુ પાસે મૃત્યુની માગણી કર્યા કરૂં છું." ધર્મરાજ વધુ બોલી શકયા નહિ. તેમને ડુમો ભરાઇ આવ્યો. શીયળવતી પણ ગભરાઈ, તેના મનમાં વિવિધ તર્ક–વિતર્ક થયા. સસરાને એવું તે શું દુઃખ હશે કે જેથી તેઓ મૃત્યુ ઇચ્છે છે? આમ વિચારતી બાળાએ પૂછ્યું; "બાપુ! એવું તે શું સંકટ છે?"

"બેટા! તે વાત મને ન પૂછીશ?"

" શું કાંઇ વ્હાણુ ડૂબ્યાં છે કે વેપારમાં ખોટ આવી છે?" પુનઃ શીયળવતીએ પૂછ્યું.

"બેટા! હું તે વાત કહી તને દુઃખી કરવા નથી ઇચ્છતો"

"ત્યારે હું આપની સમક્ષ પ્રતિજ્ઞા કરૂં છું કે જ્યાં સુધી હું આપની વાત નહિ જાણું ત્યાં સુધી અહિંથી ખસનાર નથી અને આ પળથીજ અન્ન–જળનો ત્યાગ કરનાર છું."

"દિકરા! આવું શા માટે કરો છો? હઠમાં હાની છે."

"હું મરીશ પણ આપનું દુ:ખ જાણીશ."

"શીયળવતી! તું નાહક જીદ્દ કરે છે. સાંભળ, આજે તારા અને મારા માથે દુ:ખના ડુંગર ટૂટવાના છે."

"એટલે?" શીયળવતીએ ગભરાતા અવાજે પૂછયું.

"દેવકુમાર કાળનો ગ્રાસ થનાર છે."

"કોણ આપના પુત્ર?"

"હા."

શીયળવતીને માથે વજ્ર પડવા જેવું થયું. તેણે વિકળ વદને પૂછયું. "પિતાજી! સઘળી સત્ય બીના જણાવો? હું સમજી શકિત નથી." ધર્મરાજે રૂંધાતા કંઠે અને અશ્રુથી ભરપુર નયને દેવકુમારના મૃત્યુની વાત પુત્રવધુને જણાવી. શીયળવતી થોડીકવાર મૌન રહી પછી સસરા પ્રત્યે વિનયી શબ્દે કહેવા માંડયું: "પિતાજી! આપ સમજુ અને જ્ઞાની છો. ભાવીના લેખ મિથ્યા થતા નથી. વળી જે જન્મ્યું છે તેને જતે દિવસે જરૂર મરવાનું છે. જીવન-મરણની ઘટમાળ ફર્યા કરે છે. જ્ઞાની મનુષ્યો જીવન મરણને માટે ખેદ કરતા નથી. આપજ વિચારી જુઓ કે આ જગતમાં નામ માત્રનો નાશ થવાનો છે કે નહિ? મોટા મોટા મહીપતીઓ અને મહંતો કાળે કરી નાશ પામ્યા છે. આખું જગત નાશવંત છે: આપણે પણ એક દિવસે જવાનું છે, આપણે આ જગતનાં મુસાફર છીએ. માટે શોક કરશો નહિ. પ્રભુએ ધાર્યું હશે તે થશે. આપ નિરંતર રડયા કરશો માથાં ફુટયા કરશો અને કદાચ મૃત્યુને શરણ થવા પણ આતુર બનશો; તેથી શું આપ આપના પુત્રને મૃત્યુરૂપી રાક્ષસથી બચાવી શકશો? એતો જે કાળે જે થવાનું નિર્માણ થયું હશે એ અવશ્ય

થશેજ. હું આપના પુત્રના સુખે સુખી છું. જો મારૂં નશીબજ એવું હશે તો અન્ય શું કરી શકશે ? માટે કોઇ પણ જાતના દુ:ખ-શોકમાં ડૂબ્યા વિના શ્રી પ્રભુજીના નામનું સ્મરણ કર્યા કરો કે જેથી આવનાર આફતને સહન કરવાનું આત્મબળ પ્રાપ્ત થઇ શકે." આવી રીતનાં સુબોધક વચનોથી અને બીજા દાખલા દ્રષ્ટાંતોથી આ સુકુળવધુએ સસરાના હૃદયનું કંઇક અંશે શાન્તવન કર્યું. આ પછી ધર્મરાજ દિવાનખાનામાંથી બહાર નીકળ્યા અને દુકાન તરફ ગયા. પવિત્ર પુત્રવધુ ગૃહકાર્યમાં પ્રવૃત્ત થઇ.

## પ્રકરણ ૧૬ મું.

### અન્ન દાનનો પ્રભાવ

સબ બાતાં તું છોડ દે, દો બાતાં શીખલે,
કર પ્રભુકી બંદગી; ભુખ્યાને કુચ્છ દે.

રાત્રિ પડી ચૂકી હતી. અંધકાર તેની સત્તા જમાવતો હતો. કૃષ્ણપક્ષ હોવાથી અંધકારે તેના પંજામાં જગતને દબાવ્યું હતું. શિયળવતી તેના શયનસ્થાનમાં બેસી રહી પતિના આગમનની રાહ જોઇ રહી હતી. શયનસ્થાનમાં વિવિધ પ્રકારની મીઠાઈની થાળીઓ ટેબલપર ગોઠવેલી હતી. ચાંદીનાં પાત્રોમાં જળ પણ ભરી મૂક્યું હતું. પતિ સાથે આનંદથી મિઠાઇ વગેરે ખાઇશું; આવી આશામય શીયળવતીને સસરા તરફથી પતીના અનિષ્ટ થવાની વાત જાણવાથી હૃદયમાં અપૂર્વ કષ્ટ ઉત્પન્ન થઇ રહ્યું હતું. તેણે આ

વાત કોઇને જણાવી ન્હોતી. ધર્મરાજ અને તેના સિવાય આ વાત કોઈ જાણતું ન્હોતું. રાત્રિ વિતતાં શેઠના મહાલયમાં રહેતાં માણસો ધીમે ધીમે શૈય્યાવશ થવા લાગ્યાં. આજે દેવકુમાર હજી ગૃહે આવ્યો ન્હોતો. રાત્રિના દ્વિતીય પ્રહરનો આરંભ થઇ ચૂક્યો હતો. ધર્મરાજ જાગૃતાવસ્થામાં બેસી રહી નિઃશ્વાસ નાખી રહ્યા હતા. આજ રાત્રિએ પુત્રનું મરણ થશે જાણી ધર્મરાજને ઉંઘ કેવી રીતે આવે. શીયળવતી પ્રભુને પોકારી રહી હતી. રાત્રિ વધતી હતી. સર્વત્ર શાન્તિ વ્યાપી રહી હતી. શિયળવતી સ્વામીના આગમનની માર્ગ પ્રતિક્ષા કરી રહી હતી. શીયળવતી સમજુ અને શાણી હતી; છતાં પતિનું અમંગળ થશે ધારીને વ્યાકુળ—અસ્વસ્થ બની હતી. એ સતી સન્નારી પતિના મંગળને માટે વારંવાર પ્રભુની પ્રાર્થના કરતી હતી. તેની આંખ્યો સજળ બની હતી. રાત્રિ ભયંકર ભાસતી હતી. ભયની આગાહી પળે—પળે તેને કંપાવતી હતી. બહાર નિશાચર પક્ષીઓના અમંગળ અવાજ અને શ્વાનના લાંબા રાગડા શીયળવતીના હૃદયને ગભરાવી રહ્યા હતા. આ અરસ્સામાંજ દેવકુમાર બહારથી ગૃહે આવ્યો. માતાજીના ઓરડા આગળ ગયો. માતાજી નિદ્રાવશ હોવાથી પિતાની પાસે આવ્યો અને પિતાના ચરણોમાં પ્રણમ્યો. ધર્મરાજે આશિષ આપી મોડા આવવાનું કારણ પૂછયું. પિતૃભક્ત પૂત્રે પિતાના મનનું સમાધાન કરી પોતાના શયનસ્થાન પ્રતિ પ્રયાણ કર્યું. ધર્મરાજ સજળ નયને તેની પાછળ જોઇ એક દીર્ઘ નિઃશ્વાસ નાંખ્યો. દેવકુમાર શયનસ્થાન સમિપ આવ્યો. પતિ પ્રેમી પ્રેમદાએ પતિનું સન્માન કર્યું. દેવકુમારે મીઠા શબ્દોથી પત્નીને પ્રસન્ન કરવા પ્રયત્ન આરંભ્યો; પતિ—પત્નીના આશાભર્યાં પ્રેમભર્યાં હૃદયમાં કંઇ કંઇ અનેરી આશાઓ છૂપાઈ હતી. શીયળવતીના હૃદયમાં

ચિંતાની જ્વાળા સળગી રહી હતી: તેનું મુખ વિલાયું હતું: પણ પતિદેવને પોતાનું મન કળાવા નહિ દેતાં તે ઉપરથી પ્રસન્નતા જણાવી મંદમંદ હસતી હતી. દેવકુમાર અને શીયળવતી એક રાઉન્ડ ટેબલ આગળ પડેલા એક સોફાપર બેઠાં, દીપક પૂર્ણ પ્રકાશથી પ્રકાશી રહ્યો હતો. દેવકુમારને આ રાત્રિ રમ્ય ભાસતી હતી.

થોડીવાર વાર્તા વિનોદ કરી શીયળવતીએ મિઠાઇનો થાળ નજીક લાવી ટેબલપર ગોઠવ્યો. રાત્રિના દ્વિતીય પ્રહરની પૂર્ણાહુતી થવા આવી હતી. સર્વત્ર નિઃસ્તબ્ધતા વ્યાપેલી હતી. જુદી જુદી જાતની મિઠાઇથી ભરેલા ચાંદીના થાળમાંથી પતિ–પત્ની મિઠાઈ જમવાને તત્પર બન્યાં: પણ એવામાંજ એક અદ્ભુત કૌતક થયું. દેવકુમાર મિઠાઇનો પ્રથમ ગ્રાસ મુખમાં મૂકવાની શરૂઆત કરે એ પહેલાંજ બહારની બાજુએથી મોટા અવાજે કોઈ બોલતું સંભળાયું. કે: "દયાકરો: દયાકરો. હું ગરીબ–લંગડો–આંધળો છું વૃધ્ધ છું. આજે ત્રણ ઉપવાસ થયા છે. ખાવાનું મળતું નથી. ભૂખના દુઃખથી ચલાતું નથી. કોઇ દયાળુ ખાવાનું આપી મારી ભૂખ મટાડો. ભગવાન તમારૂં ભલું કરશે"

રાત્રિના સમયે આવા કરૂણ શબ્દો સાંભળતાંજ શીયળવતી અને દેવકુમાર હાથમાંની મિઠાઇને થાળમાં પાછી મૂકી ઉભાં થયાં. ગરીબનો ભૂખ્યાનો આર્તનાદ સાંભળી આ દયાનાં અવતાર દંપતિ આનંદથી કેવી રીતે બેશી શકે? બન્નેનાં હૃદય દયાથી દ્રવ્યાં, શીયળવતી બારી તરફ ગઇ. રસ્તા પર બળતા ઝાંખા દીપકના અજવાળે તેને એક વૃદ્ધ ભીક્ષુ બૂમો પાડતો જણાયો. તે ભીક્ષુકની દશા દયાજનક હતી. પગે લંગડો હોવાથી લાકડીના ટેકાથી બળાત્કારે ચાલતો હતો. આંખે અંધ હોવાથી ક્ષણે ક્ષણે ઠોકરાતો હતો. ભૂખના દુઃખથી તે વ્યાકુળ

બન્યો હતો. વારંવાર નીચે બેસી જતો અને વળી પાછો ઉભો થઈ થોડુંક ચાલતો. ભૂખ્યાને ખવરાવો, ભગવાન તમારૂં ભલું કરશે વગેરે મોટા અવાજ શાન્ત રાત્રિએ ઘણે દૂર સુધી સંભળાઈ રહ્યા. પણ નિદ્રાની સુખદ શૈય્યામાં પોઢેલાં મનુષ્યો ગરીબ–ભૂખ્યાનું કરૂણ કલ્પાંત ક્યાંથી સાંભળી શકે ? કદાચ કોઇ જાગતું સાંભળી શકે: પણ તેનું પેટ પરીપૂર્ણ ભરાએલું હોવાથી ભૂખ્યાના દુ:ખની કલ્પના એને શી રીતે થઇ શકે ? એતો જે ખરેખરો દયાવાન હોય તેજ ગરીબના દુ:ખથી દુ:ખી થઇ વગર વિલંબે દુ:ખીની મદદે દોડી જાય. શીયળવતીએ મોટા અવાજથી તે વૃધ્ધ ને આગળ વધતો અટકાવી પોતાની બારી નજીક આવવા સૂચવ્યું. અંધ વૃધ્ધ આશિષ ઉદ્દગાર કાઢતો શીયળવતીના અવાજના આધારે બારી સમિપ આવવા લાગ્યો. થોડીવારમાં તે વૃધ્ધ બારી નીચે આવી ઉભો. શીયળવતી તેને થોડીક વાર ત્યાં ઉભા રહેવાનું કહી પતિની પાસે આવી. દેવકુમારે સઘળી મિઠાઈ એક ટોપલીમાં ભરી. પણ તેને નીચે પહોંચાડવી શી રીતે ? નીચે જવાથી બીચારાં નિદ્રાધિન માણસો જાગી ઉઠશે ધારી નીચે નહિ જતાં ઉપરથીજ ખાવાનું નીચે પહોંચાડવાનો નિશ્ચય કરી શીયળવતી ટોપલીને બાંધવા માટે દોરી ખોળવા લાગી. પણ દોરી જડી નહિ. છેવટે તેણે પોતાને પહેરવાની ઝીકની ભરેલી રેશમી સાડીના ચીરા કર્યા: અને તે ચીરાને એક બીજા સાથે સાંધી દોર જેવું બનાવ્યું. તેના એક છેડે ટોપલીને બરાબર બાંધી નીચે ઉતારી. ગરીબ ભિક્ષુક વરસાદની માફક ખોરાકની રાહ જોઈ રહ્યો હતો. મિઠાઇની ટોપલી ભિક્ષુકની નજીક આવી. તરત શીયળવતીએ કહ્યું: "ભાઇ ! લે આ ખાવાનું આવ્યું. તેમાંથી હાલ થોડુંક ખાઇ લે અને બાકીનું તારી સાથે લઈ જજે."

આ અરસ્સામાંજ એકાએક દેવકુમારનું માથું દુ:ખવા લાગ્યું. તેણે શીયળવતીને શિરની વેદના જણાવી પલંગમાં પડતું નાખ્યું. દેવકુમાર થોડીવારમાં ઘોર નિદ્રામાં પડયો. શીયળવતી સમજી ગઇ, પણ તેણે ગભરાયા વિના ગરીબ ભિક્ષુકને ભોજનાદિ આપવાનુ કાર્ય ચાલું રાખ્યું. ડૂબતા માણસને હોડીયું મળે અને જે આનંદ થાય તે પ્રમાણે ઉપવાશી વૃદ્ધ ભિક્ષુકને આનંદ થયો. તેણે ઝડપથી ટોપલી પકડી અને ક્ષુધાના અનિવાર્ય કષ્ટથી તેણે ઝડપથી ખાવાનું શરૂ કર્યું. શીયળવતીએ ટોપલીને બાંધેલી દોરી છોડવાની તેને સૂચના કરી. અંધ ભિક્ષુકે થોડાક ગ્રાસ ખાઇ દોરી છોડી. શિયળવતીએ દોરી પાછી ખેંચી લીધી અને તેના છેડે પાણીનો ચંબુ બાંધી નીચે ઉતારી વૃધ્ધને તેમાંથી પાણી પીવાનું જણાવ્યું. આ પછી સુજ્ઞ શીયળવતીએ તે ગરીબજનને કેટલાંક વસ્ત્ર પણ આપ્યાં. આખી જીંદગીમાં તેને આવી રીતે નહિ મળેલું હોવાથી તે વૃધ્ધના આનંદની સીમા રહી નહિ મિઠાઇ ખાવાથી તેની ક્ષુધા શાન્ત થઇ, બાદ તેણે શીતળ જળ પીધું. આત્મા સંતુષ્ટ થયો. એ સાથેજ પરીતૃપ્તીનો ઓડકાર આવ્યો અને તેનાથી સહસા બોલાઇ જવાયું કે: "માતા તારો ચૂડલો અખંડ રહો." આ સમયે બરાબર મધ્ય રાત્રિ થઇ હતી. સર્વત્ર સંપૂર્ણ શાન્તિ વ્યાપેલી હતી. વૃદ્ધના આંતરિક આશિષ ધ્વની સાથેજ ઘડીયાળમાં બારના ટંકારા થયા. વૃદ્ધ ભિક્ષુક મિઠાઇની ટોપલી અને વસ્ત્ર લઇ ઉભો થયો અને આશિષ દેતો દેતો રસ્તે પડયો. શીયળવતી બારીયો બંધ કરી પાછી આવી. અને દેવકુમારના મુખ સામે જોઇ રહી. આ મધ્યરાત્રિજ તેની વૈરીણી હતી. આ કાળ-રાત્રિએજ શીયળવતીનું સૌભાગ્ય નષ્ટ થવાનું દૈવનું વચન હતું. દયાળુ દેવકુમાર એકાએક ઉંઘ્યો તેનું કારણ પણ એજ હતું કે

તેને પરલોક પ્રયાણનો સમય નજદિક હતો. કાળે ઘેરવાથી તે ઉંઘ્યો હતો. પતિના વદનને નિહાળી રહેલી શીયળવતીએ પ્રભુની પ્રાર્થના કરી પતિના કપાળપર કર સ્પર્શ કર્યો. ઉષ્ણતા કાયમ હતી. દેવકુમાર ધસધસાટ ઉંઘતો હતો. શીયળવતી હાથમાં માળા લઇ સ્વામીનું શીર ખોળામાં લઇ પર્યંકમાં બેઠી અને સ્વામીના મુખ સામે જોઇ રહી તેણે પ્રભુના રટણની સાથે માળાના મણીકા મુકવા માંડયાં. પ્રભુના રટણમાં રાત્રિ વિતવા લાગી. મહાલયમાં શાન્તિ હતી. ફકત ધર્મરાજ હજી જાગતા હતા. પુત્રનું મૃત્યુ અગાઉથી જાણનાર પિતાને ઉંઘ શી રીતે આવે? હમણાંજ મૃત્યુ સમાચાર મળશે જાણી ધર્મરાજ પાંદડાંની માફક ધ્રુજતા હતા. તેમના મુખમાંથી નીકળતા નિઃશ્વાસ સાથે વારંવાર પ્રભુ નામના ઉચ્ચાર થતા હતા. પણ જેણે સર્વદા સૌનું સારૂં કર્યું છે; પ્રભુને પ્રસન્ન કરવાને અનેક શુભ કાર્યો કર્યા છે અને જેણે અનેક ભીક્ષુકોને ઠાર્યા છે; પરોપકાર એજ જીવનનું સૂત્ર જેણે માન્યું છે, આવા દેવાંશીજનોને પ્રભુ કેમ સ્હાય ન કરે? કસોટીના અંતે કરૂણા સાગર પ્રભુજી તેના ભકત પર કૃપાનો અનહદ વરસાદ વરસાવેજ. ધર્મરાજ વ્યથિત હૃદયે દિવાનખાનામાં આંટા મારી રહ્યા હતા. સમય જાણવાને વારંવાર ઘડીઆળ તરફ નજર કરતા હતા. છેવટે મોટું પરોઢ થયું. ધર્મરાજ ધિરજ ધરી શકયા નહિ. પુત્ર પ્રેમી પિતા ધીમે પગલે દેવકુમારના શયન સ્થાન સમિપ આવ્યા. શયનગૃહનાં દ્વાર બંધ હતાં, અધીરા ધર્મરાજે દ્વાર નજીક જઇ ધીમેથી કહ્યું, "બેટા શીયળવતી ?"

શીયળવતીએ સસરાનો અવાજ ઓળખ્યો. તેણે ધીમે રહીને દેવકુમારનું શીર ઉશીકાપર મૂકયું અને પછી પર્યંકપરથી નીચે ઉતરી દ્વાર ઉઘાડી સસરાને વંદન કરતાં કહ્યું. "કેમ બાપાજી! આ મોટા

મળસકે અહિં પધાર્યા ?"

ધર્મરાજના મનમાં ચોક્કસ ઠસી ગયું હતું કે દેવકુમાર આ જગતમાં નથી. દેવનાં વચન કદી નિષ્ફળ થાયજ નહિ. આ માન્યતાથી ગભરાયેલા ધર્મરાજે સજળ નયને પુત્રવધુ તરફ જોયું. દુઃખના ઉભરાથી તે કંઇ જવાબ આપી શક્યા નહિ. પુત્ર મરી ગયો છે અને તેથીજ શીયળવતી જાગે છે એમ મનમાં સમજી ધર્મરાજની દશા બેભાન માણસના જેવી થવા લાગી. સસરાની આવી દશા અવલોકી શીયળવતીએ પૂછ્યું, "પિતાજી ! આપને શું થાય છે ?"

ધર્મરાજ બળાત્કારે બોલ્યા; "બેટા ! મારા દેવકુમારની શી દશા છે ?"

"પિતાજી તમે અત્યારના પ્હોરમાં આ શું બોલો છો ? આપના પુત્રને શું થયું છે કે જેથી તમે દશા પૂછો છો ?" શીયળવતીએ કહ્યું.

"મારો દેવકુમાર ક્યાં છે ?" ધર્મરાજે વ્યાકુળતાથી પૂછ્યું.

"પલંગમાં ઉંઘે છે." શીયળવતીએ શાન્ત સ્વરે કહ્યું.

"શું તે ઉંઘે છે?" અધીરા પીતાએ પુનઃ પૂછ્યું.

"હા."

"દિકરા ! તું તેને જગાડ, મારે તેનું મુખ જોવું છે."

"આપ પોતેજ અંદર પધારી તેમને જગાડો.,'

ધર્મરાજ વિદ્યુત વેગે પલંગ પાસે ગયા અને નિંદ્રિત દેવકુમારના લલાટપર હાથ મુકી ધીમે અવાજે બોલ્યા; "દેવકુમાર ?"

શાન્ત નિદ્રા અનુભવતા દેવકુમારના કર્ણમાં પિતાનો અવાજ

પ્રવેશ્યો. તે તત્કાળ બેઠો થયો અને ધર્મરાજને નજીકમાં જોઇ બોલ્યો; "કોણ પિતાજી ?"

"હા, બેટા ! હું તારૂં મુખ જોવા આવ્યો છું." હર્ષઘેલા ધર્મરાજે પુત્રના માથે હાથ ફેરવવા માંડયો. તેમની ખાત્રી થઈ ચૂકી કે દેવકુમાર જીવતો છે. આ સાથે તેમને આશ્ચર્ય પણ થયું કે શું દેવનું વચન નિષ્ફળ ગયું ? ગમે તેમ હોય પણ દેવકુમાર જીવતો છે. પિતાનાં વચન સાંભળી દેવકુમાર બોલ્યો: "આપે અહિં આવવાનો શ્રમ શા માટે લીધો ? મુખ જોવાની ઇચ્છા થતાં એક સેવકને મોકલ્યો હોત; તો હું તરત આપની સેવામાં હાજર થાત." પુત્રનાં વિનયી વચનોથી ધર્મરાજની આંખોમાંથી હર્ષાશ્રુ વ્હેવાં લાગ્યાં, પિતાને મોટા પરોઢીએ આવેલા જાણી દેવકુમારને પણ આશ્ચર્ય થયું. તેનું મરણ થવાની વાત શીયળવતી અને ધર્મરાજ સિવાય બીજું કોઇ જાણતું ન્હોતું. આ પછી બન્ને બાપ દિકરા નીચે આવી પ્રાતઃ કર્મમાં પ્રવૃત્ત થયા. શીયળવતી ગૃહકાર્ય કરવા લાગી. સૂર્યોદય થતાં ધર્મરાજે પ્રાતઃકર્મથી પરવારી એક નોકરને પાસે બોલાવી આજ્ઞા કરી કે તું ગાડી લઇજા અને આપણા દેવકુમારના જન્માક્ષર કરનાર જોશીને જલ્દી બોલાવી લાવ. ત્યાંથી પાછો ફરતાં પેલા રમળ વિદ્યા જાણનાર રમળશાસ્ત્રીને પણ સાથે તેડતો આવજે. સેવકે શેઠની આજ્ઞા ધ્યાનપૂર્વક શ્રવણ કરી અને પછી ગાડી લઈ શેઠની આજ્ઞાનો અમલ કરવાને ગયો. ધર્મરાજ વિચાર વમળમાં ડૂબ્યા હતા. દેવકુમાર કાર્ય પરત્વે ગાડીમાં બેસી બહાર નીકળી ગયો હતો. શેઠ એકાન્ત સ્થાનમાં બીરાજ્યા હતા. તેમના મનમાં એજ વિચાર ઉદ્ભવી રહ્યા હતા કે; "શું દેવનું વચન વ્યર્થ ગયું ? જોશીએ પણ દેવકુમારનું આજે મૃત્યુ થશે એમ જન્માક્ષરમાં જણાવેલું છે પેલા

રમળશાસ્ત્રીએ તો છાતી ઠોકીને જણાવ્યું હતું કે લગ્નના આઠમે દિવસે દેવકુમારનો બરાબર મધ્ય રાત્રે કાળયોગ છે. ત્યારે આ બધું બન્યું શું? મારો દેવકુમાર તો આનંદમાં છે. ઓ પ્રભુ તારી ઘટમાળ અવનવી છે. તારી લીલા-કળા જાણવાને અમારૂં ગજું નથી.

જોશી તથા રમળશાસ્ત્રી આવી પહોંચ્યા. ધર્મરાજે તેમને પ્રણામ કરી બેસવાનું સૂચવ્યું. શેઠની નજીકમાં એક ગાદીપર બન્ને વિદ્વાનોએ સ્થાન લીધું. આ પછી શેઠે દેવકુમારની જન્મોત્રી મંગાવી જોશીજીના હાથમાં આપતાં કહ્યું, "આપે દેવકુમારની જે આ જન્મોત્રી બનાવેલી છે; તેમાં જુઓ કે દેવકુમારનું આયુષ્ય કયારે પૂરૂં થાય છે?"

જોશીએ જન્મોત્રી તરફ નજર રાખી કહ્યું; "મેં આ બાબત આપને એક વખતે જણાવેલી છે?"

"હું ભૂલી ગયો છું, માટે ફરીથી જણાવો?"

જોશીએ જન્મોત્રી ઉકલી વેઢા ગણવા માંડયા અને પછી થોડી વારે કહ્યું; "દેવકુમારનું આયુષ્ય મધ્યરાત્રે પૂર્ણ થએલું હોવું જોઈએ.'

"શું સત્ય કહો છો?" શેઠે રોષમય વદને પૂછ્યું.

"આ જન્મોત્રીના ગણીત પ્રમાણે બરાબર કહું છું."

"આ જન્મોત્રી ખરી છે?"

"હા, મેં તેને બરાબર જ બનાવેલી છે."

"તમારી જન્મોત્રી ખોટી છે."

"શી રીતે?"

"મારો દેવકુમાર જીવતો છે." શેઠે દેવકુમારને બોલાવવા બૂમ

મારી. દેવકુમાર બહારથી એ પળે આવેલો હતો. પિતાનો અવાજ સાંભળી તે ત્યાં આવ્યો અને સઘળાને નમન કરી ત્યાં નજીકમાં બેઠો. શેઠે તેના તરફ હાથ લંબાવી જોશી અને રમળશાસ્ત્રી પ્રત્યે કહ્યું, "જુઓ આ રહ્યો મારો દેવકુમાર."

જોશી જંખવાણો પડયો. પણ રમળશાસ્ત્રી કંઇક વિચાર કરી બોલ્યો: "શેઠ ! આ જોશી સમાન આખા દેશમાં કોઇ પણ વિદ્વાન નથી. તેમણે જન્મોત્રી બરાબર જ બનાવેલી હોવી જોઇએ. તેમ દેવવચન પણ કદી મિથ્યા થાય જ નહિ. આમાં કંઇક ભેદ છે. તે ભેદ હું થોડી વારમાં જ આપને વિદિત કરૂં છું." રમળશાસ્ત્રીએ ગજવામાંથી પાસા કાઢી જમીનપર ફેંકયા અને પછી એક કાગળ અને પેનશીલ મંગાવી કાગળપર આંકડા મૂકી ગણત્રી કરવા માંડી. ગણત્રી કરતાં લગભગ અર્ધો કલાક વીત્યો. બાદ તેણે સર્વ જાણી શેઠ પ્રત્યે કહ્યું, "શેઠજી ! જન્મોત્રીના ગણીત પ્રમાણે દેવકુમારનું આયુષ્ય કાલ મધ્યરાત્રે જ પૂર્ણ થયું હતું. કાલે રાત્રે જ કાળદેવે તેમના દૂતોને તમારા પુત્રનો પ્રાણ હરવાનો હુકમ કરી દીધો હતો. આપના પુત્રનું મરણ જરૂર થવાનું હતું; પણ ધર્મ અને નીતિના આ ધામમાં કાળ પણ ફાવી શકયો નથી. કાળ રૂપ સર્પ આ પવિત્ર ધામમાં પ્રવેશી શકયો નહિ અને તેથી પાછો ફર્યો. કારણ કે આપના આ પુણ્યસદનમાં એક ભાગ્યવતી ભામિનીના હાથથી એક ત્રણ દિવસના સુપાત્ર ક્ષુધાતુર અંધ-અપંગને અન્ન-જળ અને વસ્ત્ર દાનથી સંતુષ્ટ કરવામાં આવેલ છે, તે સંતુષ્ટ થએલા દારિદ્રય નારાયણની અંતરની આશિષથી જ દેવકુમારને નવજીવન પ્રાપ્ત થયું છે."

રમળશાસ્ત્રીનાં વચનોથી શેઠના આશ્ચર્યની સીમા રહી નહી, ધર્મરાજની ખાત્રી થઈ ચૂકી કે દેવકન્યા શીયળવતીના પુણ્ય સાધન-

થી જ દેવકુમારની આયુષ્ય દોરી લંબાઇ છે. સસરાએ પુત્રવધુને પાસે બોલાવી આશિષ આપતાં તેની પ્રશંસા કરી. શીયળવતીએ સલજ્જ ભાવે કહ્યું; " મેં આમાં કંઇપણ કર્યું નથી. આ સઘળો આપના પુણ્યનો જ પ્રભાવ છે. હું તો માત્ર નિમિત માત્ર છું. બાકી દારિદ્રય નારાયણની જ આશિષ સફળ થઇ છે. ટુંકાણમાં અન્નદાનના પ્રભાવથી જ મારૂં સૌભાગ્ય અખંડ રહ્યું છે." શીયળવતીએ રાત્રે બનેલી તમામ ઘટના સર્વને વિદીત કરી, સઘળા આશ્ચર્ય પામ્યા અને એક સાથે જ બોલી ઉઠ્યા કે; આ સઘળો અન્નદાંનનો જ પ્રભાવ છે, અન્નદાન સમાન એક પણ મહાન્ પુણ્ય નથી."

ધર્મરાજે વિદ્વાનોને યોગ્ય પારિતોષીક આપી વિદાય કર્યા અને પછી નિરંતર ધર્મકાર્યમાં ધ્યાન આપી કુટુંબ સહ આનંદ અનુભવવા લાગ્યા.

× × × × ×

બ્રહ્મચારીએ કૈલાસને અન્ન દાનની મહત્તા સમજાવી. કૈલાસ આનંદ પામી. રાત્રિ ઘણી વીતી હતી. કૈલાસ બ્રહ્મચારીની રજા લઇ શયન સ્થાને જવા ઉભી થઇ, પણ એટલામાંજ એક કદાવર માણસે ત્યાં પ્રવેશ કર્યો. રાત્રીના સમયે તેને એકાએક આવેલો જોતાં જ કૈલાસ અને બ્રહ્મચારીના હૃદયમાં ભયનો સંચાર થયો. તે માણસનો દેખાવ પણ ભયપ્રદ હતો. તે માણસ શરીરે પુષ્ટ અને ઉંચો હતો. માથે ફાળીયું બાંધેલું હતું. મુખપર બુકાની બાંધેલી હોવાથી તેનું મુખ સ્પષ્ટ જણાતું ન્હોતું. તેના હાથમાં લાંબી ડાંગ હતી, તેણે બ્રહ્મચારી નજીક આવી પૂછ્યું, "બ્રહ્મચારી બાવા તમે પોતે જ કે ?"

" હા, તમારે શું કામ છે ?"

" મારે એક કાગળની કાપલી આપવી છે."

" તમને કોણે મોકલ્યા છે ?" બ્રહ્મચારીએ પૂછયું.

" કાળુભાએ."

" કાળુભા કોણ ?"

" બહારવટીયો."

" બ્રહ્મચારીની શંકા વધી. બહારવટીયો પોતાને પત્ર લખે જાણી નવાઈ ઉપજી. તેમણે તે માણસના હાથમાંથી પત્ર લીધો. કાગળના નાના કટકામાં થોડુંક લખેલું હતું. અક્ષરો વાંકાચૂંકા હતા. બ્રહ્મચારીએ દીવા નજીક જઈ ચિઠ્ઠી વાંચવા માંડી. તેમાં આ પ્રમાણે લખ્યું હતું. " કંઈ પણ આળસ કર્યા વિના શિવાલયમાંથી નીકળી જજો. રતનલાલ તમારી પર આફત લાવનાર છે. તમારે મદદ જોઈએ તો આ ચિઠ્ઠી લાવનારની લેજો. તે તમારે જ્યાં જવું હશે ત્યાં સાથે આવશે. તમારીપર ભયનું વાદળ ઝુઝુમી રહ્યું છે. માટે તરતમાં નીકળી જજો. હું કોઈક વાર આપનાં દર્શને આવીશ."

લખીતંગઃ—આપના ઉપદેશથી કંઈક સત્યને જાણી શકેલો બહારવટીયો કાળુભા.

બ્રહ્મચારી આવું વાચતાં વિચારમાં પડયા. હૃદયનો આત્મા પણ નીકળી જવાની સૂચના કરવા લાગ્યો. તેમણે થોડીક ક્ષણમાં નિશ્ચય કરી લીધો. કૈલાસને તૈયાર થવાનું જણાવ્યું, કૈલાસે તૈયારી કરવા માંડી. બ્રહ્મચારીએ પેલા આવનારને પૂછયું. " ભાઇ તમારૂં નામ ?"

" કેશરસિંહઝાલો."

" આપણે અત્યારે કયાં જઇશું ?"

" તમારી મરજી હોય ત્યાં હેંડો, મને તો મારા સરદાર

સાબનો હુકમ છે કે તારે બ્રહ્મચારીબાવા કહે તેમ કરવું."

બ્રહ્મચારીએ વિચાર કરી કહ્યું; "ઠીક, આપણે અત્યારે પગપાળાજ નીકળી જઇએ અને પછી સવારમાં કોઇ ગામ આવતાં ત્યાંથી ગાડું ભાડે કરી લઇશું."

"જેવી તમારી મરજી."

પરોઢ થતામાં તો સઘળી તૈયારી કરી બ્રહ્મચારી-કૈલાસ અને કેશરરંગ મહાદેવને નમન કરી શિવાલયમાંથી બહાર નીકળ્યાં. પાછલી રાત્રિ હતી. સર્વત્ર ચૂપકિદી પથરાએલી હતી. નર્મદામાતા ગંભીર ભાવે વહન કરી રહ્યાં હતાં. રાત્રિના અંધકારમાં બીજું કંઇ જણાતું ન્હોતું. દૂર ઘંટીઆના ઘોર સંભળાતા હતા, બ્રહ્મચારી સર્વની સાથે સરિતા કિનારે આવ્યા. એક ખારવો કિનારે પડેલા હોડીયામાં સૂતલો હતો. બ્રહ્મચારીએ તેને જગાડી પાર ઉતારવાનું જણાવ્યું. ખારવાએ હોડીયું નદીમાં હડસેલ્યું. ત્રિપુટિ હોડીમાં બેઠી. જળ પર નાચતી-કુદતી હોડી સામે કિનારે જવા લાગી. થોડીવારમાં જ હોડી કિનારે આવી અટકી. બ્રહ્મચારી વગેરે નીચે ઉતર્યા. ખારવાને પૈસા આપ્યા અને પછી નર્મદાને વંદન કરી તેઓ ત્યાંથી ચાલતાં થયાં.

---

# પ્રકરણ ૧૭ મું

—(૦)—

## પાપીના પંઝામાં.

બ્રહ્મચારી અને કૈલાસના જવાની ખબર સવારમાં રતનલાલને પડી. તેના ક્રોધનો પાર રહ્યો નહિ. જેના હાથે સર્વદા અધમ કાર્યો થયાં છે: તેનાથી તેના જીવનમાં એક પણ સારૂં કામ થઈ શકે જ નહિ. રતનલાલ મહા નીચ હતો. સરકારી અમલદાર હોવાથી તે અભીમાનમાં અંધ બન્યો હતો. બ્રહ્મચારી વિદ્વાન અને પૂજ્ય હતા. પણ આ સત્તામાં છકેલા શયતાનના મનથી તો તે એક પામર માણસ હતા. દુષ્ટાત્માએ કૈલાસને પોતાની બનાવવાનો મનથી નિશ્ચય કર્યો હતો અને તેને શી રીતે કબજામાં લેવી તેના વિચાર કરી રહ્યો હતો. છેવટે બ્રહ્મચારી જતા રહ્યા. રતનલાલના શરીરમાં કોપની જ્વાળા સળગી. તેણે શીવાલયમાં જઇ તપાસ કરી. તપાસ કરતાં જે હોડીવાળાએ બ્રહ્મચારી તથા કૈલાસને નદી પાર ઉતાર્યાં હતાં, તેની પાસેથી સઘળી વાત જાણી. રતનલાલે ગુસ્સાના આવેશમાં ખારવાને માર માર્યો. બ્રહ્મચારીના એકાએક જવાની ખબર ગામમાં પડી. લોકો આશ્ચર્ય પામ્યાં અને વિવિધ વાતો કરવા લાગ્યાં. રતનલાલ ઘેર આવ્યો; અને પોતાને વફાદાર માણસોને પાસે બોલાવી જણાવ્યું કે ગમે એ પ્રકારે કૈલાસ અને બ્રહ્મચારીને પકડો. જો આ કામમાં ફત્તેહ મેળવશો તો પુશ્કળ પૈસા આપીશ. ધનના ગુલામ ચાર માણસો તેમની સાથે બીજા છ માણસો લઇ બ્રહ્મચારીની પાછળ જવાને તૈયાર થયા. તે ચારમાં

એક જે જમાદાર પદે હતો, તેને ઉદ્દેશી રતનલાલે કહ્યું: "કદાચ તે લોકો પકડાય તો તમે તેને ક્યાં લઇ આવશો ?"

"અહિં આપની પાસે." જમાદારે જવાબ વાળ્યો.

"ના, તે લોકોને અહિં લાવશો જ નહિ. કારણકે બ્રહ્મચારી આ ગામમાં પૂજ્ય ગણાય છે. આખું ગામ તેને ચાહે છે અને માનની નજરે જુએ છે. તમે તે લોકોને અહિં પકડી લાવશો નહિ.

"ત્યારે તેમને ક્યાં લઇ જઇએ ?" જમાદારે પૂછ્યું.

"અહીંથી પાંચ ગાઉપર આવેલા આપણા ગુપ્તસ્થાને તે લોકોને લઈ જજો અને જ્યાં સુધી હું ત્યાં ન આવું ત્યાં સુધી તમે ત્યાં રહી સખ્ત દેખરેખ રાખજો. આ સાથે એ પણ યાદ રાખજો કે તમારે જેની સાથે કામ લેવાનું છે તે બ્રહ્મચારી ભયાનક જાદુગર છે. તેની મોહિનીમાં તમે ભોળવાશો નહિ. બસ જાવ ફતેહ કરો."

સઘળા રતનલાલને સલામ કરી ચાલતા થયા અને પોત પોતાને ઘેર જઈ થોડીવારમાં તૈયાર થઈ થાણામાં એકત્ર મળ્યા. આ પછી તે દશે જણા હોડીમાં બેસી સામે કિનારે ઉતર્યા. ત્યાંથી પગપાળા એક ગામમાં પહોંચ્યા. આ ગામમાં તપાસ કરતાં તેમને માલુમ પડયું કે બ્રહ્મચારી આ ગામમાં આવ્યા હતા અને એક ગાડુ ભાડે કરી સાંજના ચાલતા થયા છે. જમાદારે ગામના મુખીને મળી દસ ઘોડાની માગણી કરી. સરકારના માનીતા અમલદાર રતનલાલના વિશ્વાસુ માણસોની માગણી મુખીએ તરત પૂરી કરવી જોઇએ. એક કલાકમાંતો મુખીએ ગામમાં દોડા દોડ કરી મૂકી ઓળખીતા–પાળખીતાનાં દશ ઘોડાં એકઠાં કર્યા. જમાદાર ખુશ થયો. મુખીને શાબાશી આપી. મુખી ફુલાયો. જમાદાર અને તેના સાથીદારો ઘોડેસ્વાર થયા અને

બ્રહ્મચારીનું ગાડું જે રસ્તે ગયું હતું; તે માર્ગે આ ચંડાળોએ તેમનાં ઘોડાં મારી મૂકયાં. વાચકો! ચાલો, આ લોકો પહોંચે તે પહેલાંજ આપણે બ્રહ્મચારીની પાસે પહોંચી જઇએ.

રતનલાલના માણસોએ જે ગામમાંથી ઘોડાં મેળવ્યા, તેજ ગામમાંથી બ્રહ્મચારીએ એક ગાડું ભાડે કરાવી પ્રયાણ કર્યું હતું. ગાડામાં કૈલાસ–કેશરસીંગ અને બ્રહ્મચારી બેઠા હતા. બ્રહ્મચારીએ એક ઉપદેશાત્મક વાત માંડી હતી. કેશરસંગ સાથે ગાડાવાળો પૂર્ણ ધ્યાનથી વાત સાંભળી રહ્યો હતો. ગાડુ ધીમે ધીમે ચાલતું હતું. રાત્રિ પડતાં ગામમાં પહોંચી જવાની સઘળાંની ઇચ્છા હતી. ગામ પાંચેક ગાઉ દૂર હતું. રસ્તો રેતાળ હતો. ઝાડ–પાનનું નામ નિશાન ન્હોતું. ચારે તરફ રેતીનું રણ આવેલું હતું. સૂર્ય ભગવાન પશ્ચિમ તરફ પ્રયાણ કરી રહ્યા હતા. કૈલાસ–કેશરસંગ અને ગાડાવાળો બ્રહ્મચારીજીની વાત સાંભળવામાં લીન થયાં હતાં. એવામાં એકાએક કેશરસંગની નજર દૂર ગઇ. તેની નજરે ધૂળ ઉડતી જણાઇ. તેણે ધ્યાન પૂર્વક એ તરફ જોયું. કેટલાક ઘોડેસ્વાર આવવાનું અનુમાન થયું. તેણે તરતજ બ્રહ્મચારીજીનું ધ્યાન એ તરફ ખેંચ્યું. બ્રહ્મચારીએ દશ્ય જોઇ વિચારમાં પડયા. તેમના મનમાં શંકા થઇ કે કદાચ રતનલાલનું એ કાવત્રુ હશે તો? આમ વિચારતા અને મનમાં શત્રુઓની શંકાને સ્થાન આપતા બ્રહ્મચારી એ તરફ જોઇ રહ્યા. એટલામાં ગાડાવાળો બોલ્યો: એ અસ્વારો કદાચ ધાડપાડુઓ પણ હોય. આ રસ્તે તેમનો ભો ઘણો છે. ભગવાન કરે તે ખરૂં."

ઘોડે સ્વારો પૂરપાટ દોડી આવતા જણાયા. બ્રહ્મચારીએ તે લોકોને તરત ઓળખી લીધા અને કેશરસંગને કહ્યું, "કેશર! આપણા દુશ્મનો આવ્યા."

"તમે તેમને ઓળખ્યા ?" કેશરે પૂછ્યું.

"હા."

"પેલા રતનીયાએ મોકલ્યા હશે નહિ વારૂ ?"

"હા કંઈક એમજ."

"બાપુ ! શું છે ?" ભયભીત થતી કૈલાસે પૂછ્યું.

"આપણને હેરાન કરવાને રતનલાલે માણસો દોડાવ્યા છે."

"આપણું શું થશે ?" કૈલાસે ભયથી ધ્રુજતાં પૂછયું.

કેશરસંગે ભવાં ચઢાવી કહ્યું: "બુન ! બ્હીશ નહિ. હું જીવું છું ત્યાં સુધી તમારૂં નામ કુણ લેનાર છે ?"

"પણ તમે એકલા શું કરી શકશો ?"

"હું એકલો છું પણ હોને બારે છું અને કદાચ તેમની હાથે લઢતાં મરીશ તો મારો કાળુભા જરૂર મારૂં વેર લેશે."

"પણ કાળુભાને આપણી ખબર શી રીતે પડશે ?"

"અરે તેની અજાણ બહાર કંઈએ રહેતું નથી. ભલભલા બહાદુર તીસમારખાંઓ પણ તેના પગમાં પડયા અને સરકારે પણ થાકીને હમણાં જાહેરનામું બહાર પાડયું છે કે કાળુભા એક બહાદર માણસ છે. તેણે અનેક ગોરા અમલદારોને લુંટારાઓના હાથથી બચાવ્યા છે અને તેમનું માન હાચવ્યું છે. આથી નામદાર સરકાર કાળુભાએ આજ પર્યંત કરેલા ગૂન્હા માફ કરે છે અને જણાવે છે કે જો તેની ઇચ્છા નોકરીમાં રહેવાની હોય તો હાજર થવું. સરકાર તેને લશ્કરમાં સારો હોદ્દો આપશે."

"ત્યારે શું કાળુભા હવે સરકારી અમલદાર બનશે ?" કૈલાસે પૂછ્યું.

"અરે રામ રામ કર બુન. એમ તે કદી બને ? સતંત્ર

માણસ મરણ પામે પણ કદી ચાકર ના બને. કાળુભા નોકરી કરેજ નહિ. તે હવે ગરીબ માણસની સેવા કરી તેનાં પાપ ધોશે."

કૈલાસ બીજું કંઈ પૂછે એ પહેલાંજ પેલા ઘોડેસ્વારો છેક નજીક આવી પહોંચ્યા અને ગાડાને ઘેરી વળ્યા. ગાડાવાળાએ બળદને ખેંચી પકડયા. કેશરસંગે તલ્વારની મૂઠપર હાથ નાખ્યો. તેની આંખ્યો લાલચોળ બની. બ્રહ્મચારી સમય વર્તી ગયા. તરતજ તેમણે કેશરસંગના કા'નમાં ધીમેથી કંઈક વાત કરી; કે જેથી કેશરસંગના ધ્યાનમાં બ્રહ્મચારીની વાત ઉતરી. તેણે તલ્વારની મૂઠપરથી હાથ ઉપાડી લીધો. બ્રહ્મચારીની વાતથી તે જો કે ગંભીર બન્યો; પણ તેના જાતી સ્વભાવ પ્રમાણે ગુસ્સાના આવેશથી દાંત કચકચાવી કોપમય મૂખે ઘોડેસ્વારો તરફ જોઇ રહ્યો. પેલા જમાદારે બ્રહ્મચારીને ઉદ્દેશી પૂછ્યું, "બ્રહ્મચારી તમેજ કે ?"

"હા."

"તમે નારાયણપુરથીજ આવ્યા છો ને ?"

"હા."

"ચાલો નીચે ઉતરો."

"કારણ ?"

"તમને પકડવાનો સરકાર બહાદુરનો હુકમ છે."

"મારો ગૂન્હો ?"

"તેની અમને ખબર નથી. અમે તો ચિઠ્ઠીના ચાકર."

"મને પકડવાનો લેખીત હુકમ તો હશે ને ?"

"ના."

"ત્યારે તમે મને શા આધારે પકડી શકો છો ?"

"અમારા ઉપરીની આજ્ઞાથી."

"તમારો ઉપરી કોણ છે?"

"રતનલાલ."

"તેણે લેખીત હુકમ આપ્યો છે?"

"ના."

"ત્યારે હું તમારે તાબે નહિ થાઉં."

"અમારે બળ વાપરવું પડશે."

બ્રહ્મચારીએ કંઇક વિચાર કરી પૂછ્યું, "હું ધારૂં છું કે રતનલાલે તમને મોઢાના હુકમથીજ મને પકડવા મોકલ્યા હશે?"

"હા."

"ઠીક, ચાલો હું તમારી સાથે આવું છું; બોલો મને બાંધીને લઇ જવો છે કે છુટો?"

"તમે સારી રીતે અમારી સાથે આવશો તો અમારે તમને બંધિવાન બનાવવાની કંઇજ જરૂર નથી."

"ઠીક ચાલો." બ્રહ્મચારી નીચે ઉતર્યા. જમાદારે કહ્યું, "તમારી છોકરીને પણ સાથે ચાલવું પડશે."

"એમ?" બ્રહ્મચારીએ કોપયુક્તનેત્રે નજર કરી કૈલાસ પ્રત્યે કહ્યું; "બેટા નીચે ઉતર." ભયથી ધ્રુજતી કૈલાસ નીચે ઉતરી. કેશરસંગ બળાત્કારે ક્રોધને દબાવી રહ્યો. જો બ્રહ્મચારીએ તેને ખાનગી વાત ન કરી હોત; તો કેશરે તેનું બળ જરૂર બતાવ્યું હોત. બ્રહ્મચારીએ જાણી લીધું હતું કે ઘોડેસ્વારોની સંખ્યા વધારે છે. જો તેમની સાથે લઢાઇ થાય તો કેશરસંગ જીવતો રહી શકે નહિ. વળી જો કેશરસંગ જીવતો રહે તો આ બાબતની કાળુભાને ખબર આપે: આમ અગમચેતી વાપરી બ્રહ્મચારીએ તેના કાનમાં ધીરેથી જણાવ્યું

હતું કે આ લોકોની સાથે લઢતાં આપણે ફાવીશું નહિ. તમે બહાદુર છો એવી મને પૂરેપૂરી ખાત્રી છે. પણ ન કરે ને નારાયણ તમે ક્યાંક રણમાં પડયા તો અમારી શી દશા? માટે તમે ઉશ્કેરાઈ નહિ જતાં શાન્તિ ધારણ કરજો અને અમને પકડી ગયા પછી કાળુભા પાસે જઇ અમારી વ્હારે આવજો."

બ્રહ્મચારીનું કહેવું કેશરસંગે કબુલ કર્યું. તે એક અક્ષર પણ નહિ બોલતાં સર્વ પ્રકાર ગંભીરતાથી અવલોકી રહ્યો. જમાદારે તેના સામે જોઇ પૂછ્યું, "તમે કોણ છો?"

કેશરસંગે કંઇક વિચાર કરી કહ્યું, "મુસાફર."

"ક્યાંથી આવો છો?"

"પાછળના ગામમાંથી."

"ક્યાં જાવછો?"

"આગળના ગામમાં."

"ગરાશીયા છો?"

"હા."

"નામ?"

"કેશુભા."

આ પછી જમાદારે તેને કંઇ પણ પૂછ્યું નહિ. ગાડાવાળો બીચારો ગભરાઇ ગયો હતો. આ પછી જમાદારે કેશરસંગને ગાડામાંથી નીચે ઉતરવાનું કહ્યું. કેશરસંગ નીચે ઉતર્યો. જમાદારે બ્રહ્મચારી અને કૈલાસને ગાડામાં બેસવાનું કહ્યું. બન્નેએ ગાડામાં સ્થાન લીધું. જમાદારના હુકમથી ગાડાવાળાએ ગાડું પાછું વાળી હાંકવા માંડયું. ગાડાની આગળ અને પાછળ ઘોડેસ્વારો ચાલવા લાગ્યા. કેશરસંગે

બ્રહ્મચારી સામે જોઈ નેત્રના સંકેતથી ધૈર્ય ધરવાનું સૂચવ્યું. કેશરસંગ ગાડું નજરે પડયું ત્યાં સૂધી નજર કરી રહ્યો. ગાડુ નજરની બહાર જતાંજ કેશરસંગ ઉતાવળે પગે ચાલ્યો અને રાત્રિ પડતાં એક ગામમાં આવ્યો. આ ગામમાં તેનો એક ઓળખીતો રહેતો હતો. કેશરસંગ તેને ઘેર પહોંચ્યો. તેના એ ઓળખીતાનું નામ થાનાજી હતું. થાનાજીએ તેને જોતાંજ પૂછયું; "અહ્યો અત્યારે કયાંથી આવ્યો?"

"નારાયણપરથી."

"હાલ ત્યારે વાળુ કરી લે."

બન્નેએ સાથે બેસી વાળુ કરી લીધું. આ પછી કેશરસંગે તેને કહ્યું, "મારે અત્યારે જવું છે."

"આટલી ઉતાવળ શું કરવા?"

"મારા સરદાર પાસે મારે જવું છે."

"હવારે નહિ જવાય?"

"ના, કામ ભારે છે."

"એવું તે હું કામ છે?"

"એક ગરીબ ભરામણ અને તેની દિકરીને બચાવવાં છે."

"તેમને શું થયું છે?" થાનાજીએ વિસ્મીતવદને કેશરસંગ સામે જોઇ રહી પૂછ્યું. કેશરસંગે થાનાજીને તમામ વાત વિદિત કરી. થાનાજીના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તેણે આવેશથી કહ્યું, "એ રાંડના રતનીયાનું હવે આવીજ બન્યું છે. મારો દિયરો બામણને પણ જોતો નથી."

"એને ભગવાન જોહે. વારૂ તું મારૂં એક કામ કરીશ?"

"કહેને?"

" મને તારો ઘોડો આપ, કે જેથી હું હવાર પહેલાં પહોંચી જાઉં."

" મારો ઘોડો તૈયાર છે, લઇ જા."

" લે ત્યારે હું જાઉં છું."

" મારૂં કામ હોય તો હું હાથે આવું ?"

" ના."

થાનાજી કેશરસંગને ઘોડા આગળ લઈ ગયો. કેશરસંગે ઘોડાને થાબડયો. થાનાજીએ લગામ–જીન વગેરે નાખી ઘોડો તૈયાર કર્યો. કેશરસંગ ઘોડેસ્વાર થતાં બોલ્યો, "બીજું કંઇ કામ છે ?"

" ના, સરદારસાબને મારા રામ રામ કહેજે."

" હારૂં, લે રામ રામ." કેશરસંગે લગામ ખેંચી. કેશરસંગે ગામ બહાર નીકળતાંજ ઘોડાને દોડાવ્યો. પવનવેગી અશ્વ પૂરપાટ ઉપડયા અને રાત્રિના અંધારામાં અદશ્ય થયો.

## પ્રકરણ ૧૮ મું

### પાપીના વિચાર અને સમાચાર.

ઝુક રહી હય ખીડકીયોંસે ગુલ ચમનકી ડાલીયાં,
દેખલો દીલ યોં ન હો પહીના ન લેના બાલીયાં;
ઇશ્ક કે બુલ બુલ ઉડે ગર તો ન પકડે જાયંગે,
યાદ રખના ઇન બુતોંસે દિલ યહ જકડે જાયંગે.

દેવ.

કૈલાસ! મન મોહિની કૈલાસ! તું ગઇ; પણ મારા દિલને દુઃખી કરતી ગઇ. હા! શું તું પાછી નહિ મળે? તારા દેદારનાં દર્શન વિના હું તલસું છું. આવ સુંદરી આવ.

આવી રીતના વિચાર સાગરમાં ગરક થઇ ચિંતારૂપી મહા ચિતામાં બળતો રતનલાલ તેના મકાનમાં બેસી રહ્યો હતો. બ્રહ્મચારીને પકડવા ગએલા માણસોના સમાચારની તે આતુરતાપૂર્વક રાહ જોઇ રહ્યો હતો. પુનઃ તેનું મોહાંધ મન બોલવા લાગ્યું. કૈલાસ ખરેખર તું સુંદરતાની પ્રતિમા છે. આવ, તારો વિયોગ દુઃખી કરે છે.

દુનીઆ બધી છે પ્રેમની બસ પ્રેમમય તે ભાસતી,
નાજુક મનોહર તે પ્રિયા મુજ હૃદયને સંતાપતિ.

બસ કૈલાસ આવ અને આ તારા પ્રેમી પ્રિયતમને ભેટી વિરહાગ્નિની પ્રચંડ જ્વાળામાં બળતો બચાવ. અહા કોણ પ્રિયા! કોણ પ્રેમી! સર્વ ફાંફાં વ્યથ છે. આશા મૃગજળ સમાન છે. હું કોણ તે કોણ? પણ મારી પૂર્વની તે પ્રાણપ્યારી. બસ તેથીજ તેની લાગી પ્રેમ કટારી. બસ હવે તે મળે તોજ આનંદ. નહિતો નિરાશા—નિરાશા." આવી રીતે દારૂડીઆ માણસની માફક લવતો રતનલાલ માર્ગ તરફ જોઇ રહ્યો. સવારના આઠ વાગવાનો સમય થવા આવ્યો હતો. સૂર્યનારાયણ પોતાનાં તેજસ્વી કિરણો ચોતરફ ફેલાવી જેમ એક મયુર આનંદથી કળા બનાવી નાચી રહે છે તેમ વ્યોમ મંડળમાં દેખાઇ રહ્યા હતા. મંદ મંદ શિતળ વાયુની મીઠી લ્હેરો આવતી હતી. આ અરસ્સામાંજ એક ઘોડેસ્વાર દોડતે ઘોડે આવતો નજરે પડયો. રતનલાલ આનંદ પામ્યો. તેણે તે આવનારને ઓળખ્યો. તરત તે નીચે ઉતર્યો. ઘોડેસ્વાર નજીક આવતાંજ રતનલાલે પૂછ્યું;

"કેમ? કામ પાર પડયું?"

આવનારનું નામ જુવાનસીંગ હતું, તેણે મૂછપર હાથ નાખી કહ્યું. "સરદાર એ શું બોલ્યા? આ આપણો સેવક કાર્ય સાધ્યા

સિવાય પાછો આવે ખરો કે ?"

આશ્ચર્ય પામતાં રતનલાલે પુનઃ પૂછ્યું, "શું તે મલકાતી મોહિની આપણા કબજામાં આવી ગઇ ?"

"હા, હા, મારા સરદાર ! કબજામાં પણ આવી ગઇ અને આપણા સંકેતગૃહમાં કયારનીએ તમારા આગમનની પણ રાહ જોઈ રહી છે."

"તો ચાલ જુવાનસિંહ ઘોડા ઉપર જીન નાખ. તે મલકાતી માશુકને મળી હું તેના અધરામૃતનું પાન કરી મારા તપીત હૃદયને શાંત કરૂં."

આ તરફ જુવાનસિંહે ઘોડો સજ્જ કર્યો અને રતનલાલ ઘોડેસ્વાર થયો. બાદ તેણે ઘોડાને પુરપાટ સંકેતગૃહ તરફ દોડાવી મૂક્યો. જુવાનસીંહ જાતનો રજપુત હતો. રતનલાલના સહવાસથી તે પાપી બન્યો હતો. તેણે તેનો ધર્મ ત્યાગ્યો હતો. પણ તેમાં તેનો શું દોષ ? કળીયુગનોજ પ્રભાવ. આજે ખરા રાજપૂત કયાં છે ?

પ્રતિ પાળ ગૌબ્રાહ્મણ તણા એ ક્ષાત્ર પુત્રો કયાં ગયા,
ગણતા પ્રજાને પ્રાણસમ એ ક્ષાત્ર પુત્રો કયાં ગયા;
શસ્ત્રો ગ્રહી નિજહસ્તમાં જ્હારે જતા જે ક્ષત્રીઓ,
સિંહ નામના ઉપનામથી ધરતી ધ્રુજાવે ક્ષત્રીઓ.

* * *

તેજ ક્ષત્રી વીર જે નિજ દેશનું રક્ષણ કરે,
તેજ ક્ષત્રી વીર જે દીનો તણાં દુઃખો હરે;
એજ ક્ષત્રી વીરની આજે દશા દારૂણ થઇ,
ભ્રષ્ટ થાતાં કર્મથી સર્વે દશા દારૂણ થઇ.

અહા ! દૈવ ત્હારી શી ગહન ગતી ? પ્રાચિન સમયના ક્ષાત્ર પુત્રો

ગૌ બ્રાહ્મણને પાળનાર ધર્મચુસ્ત હતા, તેજ વીરોના પુત્રો હાલ અજ્ઞાન અંધારે ગોથાં ખાઇ કુકર્મ આચરતા નજરે પડે છે.

કરીને કામ જે કુડાં બની મદોન્મત્ત ફરતા,
જીવનને નષ્ટ તે કરતા અને તે પાપમાં મરતા:
પ્રભુ છે ન્યાયી આ જગનો ખરેખર ન્યાય તે આપે,
ભલાંને પાળી આ જગમાં ભુંડાંને નર્કમાં નાખે.

* * * *

ધિક્કાર છે જનને સદા જે સ્વાર્થમાં છે આંધળા,
ધિક્કાર છે જનને સદા પરમાર્થમાં જે પાંગળા;
ધિક્કાર છે જનને સદા જે સ્વાર્થમાં મશગુલ છે,
ધિક્કાર છે જનને સદા જે પાપમાં ચકચુર છે.

જે માણસને પોતાના સ્વાર્થને લાત મારતાં આવડતું નથી તે કાંઈ પણ કરવાને શક્તિમાન નથી. સ્વાર્થત્યાગથી મનુષ્ય ધારે તે કરવાને સમર્થ થાય છે. રતનલાલ પાપી છે પિશાચ છે. તેણે તેની જાત લજાવી છે. ઘોડાને પુરપાટ દોડાવતો રતનલાલ પાંચેક ગાઉ ઉપર આવી પહોંચ્યો. આ સ્થળે ઘોડાને થોભાવી તેણે એક વૃક્ષ સાથે બાંધ્યો. મધ્યાન કાળનો સમય હતો. ગ્રીષ્મઋતુના પ્રભાવે પ્રચંડ તાપે તપતા પ્રભાકરે પ્રકૃતિ દેવીને આગસમાન બનાવી મૂકી હતી. જ્યાં રતનલાલ આવી ઉભો હતો ત્યાં જન શુન્ય અરણ્ય હતું. થોડો સમય શાંત ચિત્તે ઉભા રહી તેણે વૃક્ષથી થોડેક દુર જઈ એક સંકેત ધ્વનિ કર્યો અને તે સાથેજ કોઈના આગમનનો પગરવ સંભળાયો. આવનાર અન્ય કોઇ નહિ પણ રતનલાલનો એક સહાયક કે જે ત્યાંથી થોડેક દુર એક પર્ણકુટીમાં રહેતો હતો, તેણે પાસે આવી નિંચા વળી સલામ કરી અને તેના હસ્તમાં કંઇ મૂક્યું, કે જે

લઇ રતનલાલ ત્યાંથી ઉતાવળે એક ટેકરા તરફ જવા લાગ્યો. તે જે ટેકરા તરફ જતો હતો તે એક ઘાસથી છવાએલો ટેકરો હતો. ટેકરા પાસે આવી તે થોભ્યો અને તેના સાથીએ આપેલી વસ્તુથી ટેકરાની નિચે ખોદવા માંડયું. એક હાથ ઉંડું ખોદયા પછી તેણે જોરથી ખાડામાં પગ પછાડયો કે જેના પ્રત્યાઘાતથી એક ભયંકર અવાજ થયો અને અવાજ થતાંની સાથે ટેકરા ઉપરનું ઘાસથી છવાએલું એક ગુપ્તદ્વાર ઉઘડી ગયું. તેની અંદર ઉતરવાની એક સીડી હતી. રતનલાલ તે સીડીથી નિચે ઉતરવા લાગ્યો અને નિચે ઉતરી તેણે નિચાવળી એક ચાંપ દબાવી કે જેથી ટેકરાનું ગુપ્તદ્વાર બંધ થયું. દ્વાર બંધ થતાં ત્યાં ભીષણ અંધકાર છવાયો. માર્ગનો ભોમીઓ હોવાથી રતનલાલને જતાં કાંઇ અડચણ આવી નહિ. થોડેક દુર જતાં પ્રકાશ જણાયો અને ત્યાં નજીકમાં એક ખુલ્લો ચોતરો માલમ પડ્યો. તેની પાસે જઇ રતનલાલે નિચા નમી જોવા માંડયું. તે જ્યાં જોતો હતો ત્યાં એક જાળી જમીનમાં બેસાડેલી હતી. જાળીદ્વારા રતનલાલ સઘળું સ્પષ્ટ જોઇ શકયો અને પછી આનંદના આવેશથી તે ગુપ્ત માર્ગે જવા લાગ્યો. ખુલ્લા ચોતરાની આંજુબાજુ પત્થરોની કોતરેલી દિવાલો જણાતી હતી. થોડે આગળ જઇ રતનલાલે દિવાલના એક ખુણામાં જોરથી લાત મારી કે જેથી એક ગુપ્તદ્વાર એકાએક ખુલ્લું થયું. ત્યાં થઈ વળી એક સીડી વાટે નિચે ઉતરવા લાગ્યો અને જમીન ઉપર પહોંચતાંજ ચોતરાનું ગુપ્તદ્વાર એક મોટા અવાજ સાથે બંધ થયું. આ જગા ઘણી ખરી શિતળ જણાતી હતી અને ગ્રીષ્મરૂતુ હોવા છતાં બહુ ગરમી કે ઉકળાટનું કાંઇ પણ ચિન્હ ન હતું. રતનલાલ થોડીક વારમાં એક ઓરડી પાસે આવી પહોંચ્યો. ત્યાં બે માણસો ઉભા હતા. તેમણે રતનલાલને સલામ કરી અને કુંચીઓનો ઝુમખો રતનલાલના હસ્તમાં મૂકી એક બાજુએ ઉભા રહ્યા.

ભાગ્યદેવીની ભયંકરતાથી દુઃખ સહન કરતી અભાગિની બાળા કૈલાસ આ ગુપ્ત અવાસમાં કેદ થઇ હતી. તેને તેના પિતાથી છૂટી પાડવામાં આવી હતી. કૈલાસ આ સમયે પાપીના નરકાગારમાં અસહ્ય કષ્ટ સહન કરી રહી હતી. જ્યાં તેને રાખવામાં આવી હતી તે ઓરડીની અંદર એક નાની જાળી સિવાય હવા અજવાળા માટે કોઇ પણ દ્વાર ન હતું. મધ્યાન્હકાળ હોવા છતાં પણ અહિં પ્રકાશનું નામ પણ નહતું આ સમયે કૈલાસ નિદ્રાધિન થઇ પડી હતી. બહાર પાપી રતનલાલ તેની દુષ્ટ ઇચ્છા પૂર્ણ કરવા આવી પહોંચ્યો હતો. પહેરેગીર તરફથી કુંચીઓ મળતાં તે પાપી પિશાચ કોટડીનાં દ્વાર ઉઘાડી અંદર આવ્યો અને નિદ્રાને આધીન થએલી રમણીની વિશુધ્ધ તેજોમય મુખમુદ્રાનું અવલોકન કરવા લાગ્યો. જેમ જેમ સમય પસાર થતો ગયો તેમ તેમ દુષ્ટની પાપી ઇચ્છાઓ પ્રબળ થવા લાગી અને આખરે પાસે જઈ પાપીએ તેના અપવિત્ર હસ્તે પવિત્ર બાળાના શરીરને સ્પર્શ કર્યો. શરીર સ્પર્શ થતાં બિચારી રમણી ચમકી ઉઠી અને દુષ્ટની તરફ ધારી ધારી જોવા લાગી અને પછી વ્યગ્ર ચિત્તે આમ તેમ જોતી ગભરાઇને પૂછવા લાગી. પાપી રતનલાલ મને અહિં પૂરવામાં તારો શો હેતુ છે ?

" કૈલાસ ! શું હજું તું અજ્ઞાન છે ? પ્રિયે ! શું તારા પ્રેમ માટે ઘેલા બનેલા રતનલાલના આંતરિક વિચારોને તું હજી નથી જાણી શકી ? જો........."રતનલાલે હસ્તાં–હસ્તાં કહેવા માંડયું, પણ અધવચ તેને બોલતો અટકાવી કૈલાસ કહેવા લાગી, " બંધુ ! આ હું શું સાંભળું છું. શું આ તુંજ બોલે છે ? વિગ વિચાર કરી જો કે તું કોને પ્રિય કહે છે ? એક બ્રાહ્મણ કન્યાને પ્રિયે કહી શામાટે પાપના પોટલા બાંધે છે ? ભાઇ આ સમયની તારી વિકારમય દ્રષ્ટી મારાથી જોઈ શકાતી

નથી. હું નહોતી જાણતી કે રતનલાલ આવો નરાધમ હશે?"

રતનલાલ—પ્રિયા! આ તું શું બોલે છે? તારા પ્રેમની ખાતર મેં ઘણું સહન કર્યું છે. સર્વ વસ્તુ શુન્ય ભાસતાં તેનો ત્યાગ કરી તારા પ્રેમી મુખાકૃતિનું દર્શન કરવા અને તારા પ્રવાળ સમ અધરોષ્ટનું પાન કરવા હું અહીં દોડી આવ્યો છું. શું તું મને નહિ ચાહે?

કૈલાસઃ—વીરા ચાહીશ. શુધ્ધ અંતઃકરણથી હૃદયમાં ભ્રાતૃભાવ રાખી ચાહીશ અને જો તું મારી આટલી અર્જ ઉર ધરી આ કારાગૃહમાંથી મુક્ત કરીશ તો તારો જીવન પર્યંત ઉપકાર માનીશ.

રતનઃ—કૈલાસ! તારી મિથ્યા લવારી બંધ કર. તારી શિખામણ સાંભળવા હું આવ્યો નથી. સાંભળ, જો મારી ઇચ્છાને તાબે થઈશ તો સ્વર્ગીય સુખ અનુભવીશ અને મારી માગણીનો અસ્વીકાર કરીશ તો તું મહા દુઃખી થઈશ.

કૈલાસ વ્યાકુળ બની. તેણે ક્રોધ યુક્ત અવાજે કહ્યું, નામર્દ! જા, તારાથી થાય એ કરીલે. શ્રી ભગવાને મારા શરીરમાં આત્મબળ પ્રગટાવ્યું છે. અધર્મી! ગર્વનાં બણુગાં શું ફુંકે છે? તું શું કરવાને શક્તિમાન છે તેનો વિચાર કરી જો. યાદ રાખજે કે ગરીબને સતાવી સાર નહિ કાઢે. એ વિષયના કીડા! વિષયાંધ થઇ તારી જીંદગીનો દુરૂપયોગ શું કરવા-કેમ કરે છે? સમજ!

ઉપદેશાત્મક વાકયોને લવારી સમજતો દુષ્ટ રતનલાલ કહેવા લાગ્યો. "કૈલાસ તને મારા સ્વરૂપનો હજી ખરો સાક્ષાત્કાર થયો નથી ત્યાં સુધીજ તું આવી રીતે બોલી શકે છે. તું નાદાન છે. હું તને વિચાર કરવા થોડો સમય આપું છું તેટલા સમયમાં વિચાર કરી નિશ્ચય પર આવ. હું તારા બાપ પાસે જાઉં છું અને ત્યાં તને

એક કલાકમાં બોલાવું છું." આમ બોલતો પાપાત્મા વિકારવશ નેત્રે કૈલાસને જોતો–જોતો ત્યાંથી ચાલતો થયો અને તે ગુપ્ત અવાસમાં જ્યાં બ્રહ્મચારીને પૂર્યા હતા તે તરફ ચાલ્યો. તેના ગયા પછી કૈલાસે રૂદન કરી હૃદય હલકું કર્યું અને પછી આત્મગત્ બોલવા માંડ્યું, "હે પ્રભુ! મારા ભાગ્યના આ દુ:ખી લેખ શા? મેં પૂર્વ ભવે એવાં તે શાં પાપ કર્યાં હશે કે જેથી આ જન્મે મારે આ નારકી વેદના સહન કરવી પડે છે? ઓ દીનાનાથ! દયા કરો અને તમારી આ બાળકીનો આ કસાઈના કારાગારમાંથી ઉદ્ધાર કરો. પ્રભુ!" આમ કલ્પાંત કરતી કૈલાસ પ્રભુને પોકારવા લાગી.

---

## પ્રકરણ ૧૯ મું.

### અંધમનો અત્યાચાર.

કૈલાસને જે ઓરડામાં પૂરેલી હતી; ત્યાંથી થોડેક દૂર એક બીજા ઓરડામાં બ્રહ્મચારીજીને પૂરવામાં આવ્યા હતા. તે ઓરડામાં પણ અંધકાર હતો. ઓરડાની બહાર યમદૂતો જેવા જણાતા બે સિપાહીઓ બેસી રહ્યા હતા. બ્રહ્મચારી રતનલાલની પાપી ઈચ્છા જાણી ગયા હતા. પાપીની પાપવાસનાથીજ આ પરીણામ આવ્યું છે તેવું એ સમજી ચૂકયા હતા. બ્રહ્મચારી જ્ઞાની હતા. સુખ–દુ:ખમાં તે સમાન રહેતા. ઈશ્વર જે કરે છે તે સારૂંજ

કરે છે એ સૂત્રને વળગી રહેનારા હતા. રતનલાલ પિશાચ વૃત્તિનો હતો. તેનામાં સારૂં નરસું સમજવાનું જ્ઞાન ન્હોતું. છાણના કીડા જેમ છાણમાં જ આનંદ માને તેમ પાપી રતનલાલ પાપ વૃત્તિમાંજ આનંદ માનનારો હતો. તેના જીવનમાં તેના હાથે એક પણ સારૂં કામ થએલું ન્હોતું. તે જાતનો બ્રાહ્મણ હતો. પણ તેણે કસાઈ જેવાં કાળાં કામ કરી તેનું બ્રાહ્મણપણું લજાવ્યું હતું. પ્રભુનો નિયમ છે કે બહુ પાપ વધે ત્યારે પાપીનો પ્રલય થાય છે. રાવણનો નાશ થવાનો સમય આવ્યો ત્યારે તેને દુષ્ટ બુદ્ધિ ઉત્પન્ન થઇ અને તેથી તેણે સતી સીતામાતાની પર કૃદૃષ્ટિ કરી હરણ કર્યું. પરીણામે શ્રી રામના હાથે સહકુટુંબ વિનાશ થયો. દુર્યોધનને દુર્બુદ્ધી સૂઝી ત્યારે પાંચાલીને બળાત્કારે સભામાં આણી વસ્ત્રો ખેંચ્યાં. આ અન્યાયના કારણે તે તેના ભાઇઓ સાથે મૂઆ. વિનાશ કાળે વિપરીત બુદ્ધિ એ સર્વથા સત્ય છે. જગરાય રૂઠે છે ત્યારેજ દુર્બુદ્ધી સુઝે છે. પાપી રતનલાલની બુદ્ધિ બ્હેર મારી ગઇ હતી. તેનો અંતકાળ પાસે આવ્યો હોય એમ અનુમાન થતું હતું. જો તેમ ન હોય; તો તેને બ્રહ્મચારી જેવા સદાચારી પુરૂષ અને કૈલાસ જેવી નિર્દોષ બ્રહ્મકન્યા ઉપર અત્યાચાર ગુજારવાની દુષ્ટ બુદ્ધિ કદાપિ ઉત્પન્ન થાયજ નહિ. પણ તેને તેનાં પાપકર્મો ભુલાવી રહ્યાં હતાં. તે છતી આંખ્યોએ આંધળો બની વિનય-વિવેક વિહીન પશુ બન્યો હતો. કાળ તેનો ગ્રાસ કરવાને તલપી રહ્યો હતો. તેનું જીવન પૃથ્વીના ભારરૂપ હતું. તેના જીવનની જગતને હવે લગીર પણ જરૂર ન્હોતી. આવો નર પિશાચ રતનલાલ કૈલાસની પાસેથી નીકળી બ્રહ્મચારીના ઓરડા પાસે આવ્યો. તેને જોતાંજ સિપાહીઓએ ઉભા થઈ લશ્કરી ઢબે સલામ કરી. રતનલાલે ગર્વથી માથું હલાવી પૂછ્યું; "જમાદાર! કેદીના શું ખબર છે?"

"કેદી ઓરડામાં બેઠેલો છે." જમાદારે તેની અક્કલ પ્રમાણે જવાબ વાળ્યો.

"તે કંઇ બોલે છે કે?" રતનલાલે પૂછ્યું.

"ના."

"તે હજી સૂધી કંઈ પણ બોલ્યો નથી?"

"બિલ્કુલ નહિ."

"તમે તેને કંઇ પૂછ્યું હતું."

"ના."

"તમે તેની તરફ જોયું હતું?"

"હા."

"શું જણાયું?"

"બીજું તો કાંઈ નહિ, પણ તે શાન્તિથી આંખ્યો બંધ કરીને બેસી રહે છે."

"આ અંધારા ઠેકાણે પૂરાવાથી તે ભયભીત બન્યો હતો?"

"લગીર પણ નહિ."

"ત્યારે?"

"તેના મુખ પર ભય-ડરનાં ચિન્હને બદલે પૂર્ણ ગંભીરતા જણાય છે."

"ઠીક; જાઓ; તેને બહાર લઇ આવો."

એક સિપાહી અંદર ગયો અને બ્રહ્મચારીને બહાર લઈ આવ્યો. રતનલાલને જોતાંજ બ્રહ્મચારીએ આંખ્યો બંધ કરી લીધી અને પછી થોડીક વારે ઉઘાડી તેના સામે દયામય નેત્રે જોયું. રતનલાલ મનમાં હસ્યો અને પછી બોલ્યો: "કાં બ્રહ્મચારીબાવા! શું ખબર છે? આ એકાન્ત સ્થાને આનંદ પડે છે ને?"

તેનું કટાક્ષમય બોલવું સાંભળી બ્રહ્મચારીએ ગંભીરતાથી કહ્યું, "ભાઇ! સાધુ પુરૂષોને સર્વત્ર આનંદજ છે."

"તમારા મનમાં કંઇક બીજાજ વિચાર ચાલતા હોય એમ મને સમજાય છે?" રતનલાલે પૂછ્યું.

"હા, મને તારી દયા આવે છે."

"કોની? શું મ્હારી?" રતનલાલે છાતીપર હાથ મૂકી પૂછ્યું.

"હા."

"મારી દયા ખાવાનું કારણ?"

"એજ કે તું મહા નારકી કીડો છે."

"એટલે?"

"તેં તારા જીવનમાં એક પણ સારૂં કામ કર્યું નથી. તારા મરણ પછી તારી શી દશા થશે એ તો શ્રી ભગવાન જાણે; પણ તારી થનાર દશા મારી કલ્પના પ્રમાણે ઘણી ભયંકર અને ત્રાસદાયક થશે. આ વિચારથી હું કંપું છું અને તારી દયા ખાઉં છું."

રતનલાલ ખડખડાટ હશી પડી બોલ્યો. "મારી દયા ખાવાને બદલે તું તારી પોતાની દયા ખા અને તારી સ્થિતિ સંભાળ."

"મારી દશા આનંદમય છે."

"હું માની શકતો નથી."

"પાપીઓને સાધુ પુરૂષોની સ્થિતિ સમજવાનું જ્ઞાનજ હોતું નથી."

"તું તારા મનની સ્થિતિ છૂપાવીનેજ આમ કહે છે?"

"તું માને એ ખરૂં."

"બોલ હવે તારો શું વિચાર છે?"

"શાનો વિચાર?"

"આ સ્થળે પૂરાઇ રહી દુઃખ ભોગવવું છે કે બહારની દુનિયાંમાં જાવું છે?"

"હું તો દરેક સ્થિતિમાં આનંદ માનું છું."

"પણ તારી છોકરીનો કંઇ વિચાર કર્યો?"

"કોનો? કૈલાસનો?"

"હા."

"તે મારી છોકરી નથી."

"ત્યારે?"

"પ્રભુની."

"ત્યારે તો તેની ફિકર પ્રભુને જ હશે નહિ વારૂ?"

"જરૂર."

"હવે મને સીધા જવાબ આપીશ?" રતનલાલે કંટાળીને પૂછયું.

"હું કયાં અસત્ય અને વાંકા જવાબ આપું છું?"

"હું તો એમજ સમજું છું!"

"એમાં હું શું કરૂં? માણસ જેવો હોય એવું એ સમજે."

"એટલે?"

"જે અધર્મી હોય તેને સત્ય પણ અસત્ય લાગે."

"હું અધર્મી?"

"હું કહેતો નથી."

"તારા બોલવાથી તો એમજ સમજાય છે?"

"તું માને એ ખરૂં." બ્રહ્મચારીએ વિકળ નેત્રે તેની તરફ જોઇ કહ્યું.

"કહે હવે તારે મરવું છે કે જીવવું છે?" પાપીએ પૂછયું.

"મારવા યા જીવાડવાની શક્તિ તો શ્રી પ્રભુજીના હાથમાં છે."

"હું તને પૂછું છું તેના સીધા જવાબ આપ?"

"તારે શું પૂછવું છે?"

"તારી કૈલાસને મારી સાથે પરણાવ."

"આ શબ્દો ઉચ્ચારતાં તારી પાપી જીભના હજારો ટુકડા કેમ થઇ જતા નથી?" બ્રહ્મચારીએ આવેશથી કહ્યું.

"શું હું તેને લાયક નથી?" પાપીએ નિર્લજ્જતાથી પૂછ્યું.

"તે તું તારા મનને પૂછી જો. કયાં હંશ અને કયાં કાગડો?"

"બ્રહ્મચારી! મારૂં માન. મારી આજ્ઞાનો અનાદર કરતાં તારે જીવથી જવું પડશે."

"તારી અધર્મી આજ્ઞાનો અનાદર કરતાં હું મરણને ખુશીથી ભેટીશ."

"શું તારો આજ વિચાર છે?"

"હા, પાપી હા. વારે વારે શું પૂછે છે?"

"એમ તો થા હવે તૈયાર. હું તારી કૈલાસના દેખતાંજ તને વધેરી નાખું છું." આટલું બોલી તે નરપિશાચે નજીકમાં ઉભેલા સિપાહીને કૈલાસને લઇ આવવાનું સૂચવ્યું. બ્રહ્મચારીએ પ્રભુનું સ્મરણ કરવા માંડયું. સિપાહી કૈલાસને ત્યાં લઇ આવ્યો. કૈલાસ બ્રહ્મચારીને વળગી પડી આક્રંદ કરવા લાગી. બ્રહ્મચારીએ તેનું શાન્તવન કરતાં કહ્યું, "બ્હેન! શા માટે રડે છે? હિંમત રાખ. આપણે એક રાક્ષસની સામે અત્યારે ઉભાં છીએ. આપણે મરતાં સૂધી આપણા ધર્મની રક્ષા કરવાની છે. અધર્મ સામે યુદ્ધ કરતાં અનેક સન્નારીઓએ તેમનાં નામ અમ્મર કર્યાં છે. તું પણ એક

સતીમાતાની દીકરી છે. તારે રડવાને બદલે હિંમત ધરવી જોઇએ."

"બાપુ! હું મરણના ભયથી યા દુઃખથી ડરતી નથી; પણ મારા લીધે આપને સંકટમાં પડવું પડયું છે જાણી મારા કષ્ટનો પાર નથી."

"બેટા! તું મારા માટે બીલકુલ દુઃખ ધરીશ નહિ. પ્રભુની મરજી પ્રમાણેજ સૌ કાંઇ થાય છે. મારા પૂર્વનાં કંઈ પાપ કર્મ અધુરાં રહ્યાં હશે કે જેથી આ સમયે કષ્ટ સહન કરી મારે મારાં પાપનું પ્રાયશ્ચિત કરવું પડે છે. અને તે મારે કરવુંજ જોઈએ." બ્રહ્મચારીએ કહ્યું.

"બાપુ! આ નરરાક્ષસ આપને જરૂર મારી નાખશે."

"મ્હોત આવ્યું હશે તો શી રીતે જીવાશે?"

"શું આ નરાધમને હાથે મ્હોત?"

"હા, કદાચ એવા પણ લેખ હોય."

"મારૂં શું થશે?"

"શ્રી ભગવાન તારૂં ભલું કરશે."

આ અરસ્સામાંજ રતનલાલ રક્ત નેત્ર કૈલાસ તરફ જોઇ બોલ્યો,

"કૈલાસ! કહે હવે તું શા નિર્ણયપર આવી છે?"

"શાનો નિર્ણય?" કૈલાસે ગુસ્સાથી જવાબ આપ્યો.

"મારી સાથે પરણવું છે કે દુઃખના સાગરમાં ડુબવું છે?"

"પાપી! પરાણે તે પરણાતું હશે કે?"

"શું હું તારે યોગ્ય નથી?"

"યોગ્યતાનો સવાલજ કયાં છે? તુંતો આ ભૂમિપર જન્મેલો એક નર્કનો કિડો છે."

" છોકરી ! ફાવે એમ બોલતાં શરમાતી નથી ? " રતનલાલે તપી જઇ કહ્યું.

" અધર્મીને અધર્મી કહેવો એમાં શરમ શાની ? "

" શું હું પાપી ? "

" આખું જગત જાણે છે. તેં કોનું ભલું કર્યું છે ? સરકારનો તું સેવક છે. તારી ફરજ પ્રજાની સેવા કરવાની છે. આ ફરજ તેં કેટલી બજાવી છે ? પાપી ! તેં કસાઈ જેવાં કાળાં કામ કરી તારૂં જીવન રદ કર્યું છે. સરકારનો પગાર ખાઈ તું સરકારને પણ બેવફા નિવડ્યો છે. ધિક્કાર છે પાપીયા. "

"ચૂપકર; મારે તારૂં કહેવું કંઇ પણ સાંભળવું નથી. દરેક પોતાના મનનો રાજા છે. બસ હવે હું તને એકજ સવાલ પૂછું છું. તે એકે તારે રાજીખુશીથી મારૂં કહેવું કબુલ કરવું છે કે આ તારા બાપને કપાઇ મરતો જોવો છે ? "

" તારાથી થાય એ કરી લે. " કૈલાસે જવાબ આપ્યો.

નરપિશાચ ક્રોધાક્રાન્ત બન્યો. તેને સારાસારનું ભાન રહ્યું નહિ ક્રોધે તેને આંધળો બનાવ્યો. તેણે મોટેથી બૂમ મારી સિપાહીઓ પ્રત્યે કહ્યું, " આ સાધુડાને બાંધો અને તેને બરાબર મારી સામે ઉભો રાખો. "

નરાધમ રતનલાલના સહવાસમાં રહેવાથી જેમના હાથે અનેક કાળાં કામ થયાં છે અને એ ક્રૂર કાર્યોથી જેમનાં હૃદય ક્રૂર અને જડ બની ગયાં છે; એવા પાષાણ હૃદયના સિપાહીઓએ બ્રહ્મચારીને દોરડાંથી જકડી રતનલાલની સામે ઉભો રાખ્યો. બ્રહ્મચારીનો દેખાવ આ વખતે ગંભીર અને શાન્ત હતો. તેમની આંખ્યો બંધ હતી. તેમને આ જગતનું

ભાન હોય એમ જણાતું ન્હોતું. તેમનું મન પ્રભુના ધ્યાનમાં ધ્યાનસ્થ થયું હતું. રતનલાલે મોટા અવાજે બૂમ મારી. પણ તેની બુમ કોણ સાંભળે. પાપીએ બ્રહ્મચારીનો વધ કરવાને તલ્વાર ખેંચી. કૈલાસ કારમી ચીસ નાખી જમીનપર પડી. તેણે તેના બન્ને હાથે પોતાનું મુખ ઢાંકી દીધું. રતનલાલ ગર્જી ઉઠયો: " સિપાહીઓ ! પકડો તે છોકરીને; અને તેની આંખ્યો આગળથી તેના હાથ અલગ કરો કે જેથી તે તેના ઘરડા બાપને લોહીમાં તરફડતો બરાબર જોઈ શકે." એક સિપાહી કૈલાસ નજીક ગયો. કૈલાસે કારમી ચિસો પાડવા માંડી. તેની ચિસોનો અવાજ આ ગુપ્ત ભયાનક સ્થાનમાંજ સમાવા લાગ્યો, પાપી રતનલાલ બ્રહ્મચારીનો વધ કરવાને તત્પર બન્યો; પણ દૈવની ગતી ન્યારીજ છે. બરાબર સમયસર અને કોઈ જાણી શકે નહિ એવા આ ગુપ્ત સ્થાનમાં એક પ્રચંડકાય કાળી વ્યક્તિ ભૂતની માફક કોણ જાણે કે કયાંથી એકાએક દોડી આવી અને વાઘની માફક છલંગ મારી રતનલાલને ગરદનમાંથી પકડી જમીનપર નાખતાં બોલી " નરપિશાચ ! "

રતનલાલ ભયભીત બન્યો. તેણે આવનાર તરફ જોયું. આવનાર વ્યક્તિએ મુખપરથી શ્યામ પટ અલગ કર્યો. રતનલાલ ચીસ પાડી ઉઠયો; " કોણ કાળુભા ? "

" હા, આ કાળુભા. નરાધમ ! આજ તારૂં પરાક્રમ કે ? બ્રાહ્મણ કન્યાને ત્રાસ આપતાં જે પરીણામ આવે છે તે સહન કરવાને હવે તૈયાર થા. "

" કાળુભા ! તું મારો મિત્ર થઈ મારી વિરૂધ્ધ શામાટે વર્તે છે ?" રતનલાલે ઉભા થઇ પૂછયું.

" જ્યારથી તું નર્કનો કિડો બન્યો છે; ત્યારથી મેં તારી

મિત્રાચારી સદાને માટે ત્યાગી છે. મેં તને જતાં-જતાં જણાવ્યું હતું કે હું તારો મિત્ર બની શત્રુ થઇશ. એ મારા શબ્દોને યાદ કર."

"હું તને ખરાબ કરીશ." રતનલાલે ક્રોપથી કહ્યું.

"હવે તું જીવતોજ ક્યાં રહેવાનો છે કે જેથી તું મને ખરાબ કરીશ ?"

"શું તું મારૂં ખૂન કરીશ ?" રતનલાલે ફાટી આંખે પૂછ્યું.

"જરૂર."

"અરે તે પહેલાં તો આ રતનલાલ તને ભૂપિતો કરી નાખશે." આમ બોલતા રતનલાલે સિપાઇઓને આંખ્યોનો સંકેત કરી કાળુભાને પકડી લેવા સૂચવ્યું. કાળુભા અસાવધ ન્હોતો. તેણે સંજ્ઞા દર્શક અવાજ કર્યો કે જેથી યમદુત જેવા જણાતા પાંચ માણસોએ ત્યાં દોડી આવી સિપાહીઓને પકડી લીધા. રતનલાલ ધ્રુજી ઉઠયો. કાળુભાએ તેને પકડયો; અને ખૂબ માર માર્યો. મારથી તે અધમુઆ જેવો થઈ પડયો. કાળુભા તેને મારી નાખવા તત્પર બન્યો. રતનલાલે હાથ જોડયા. દેખાવ દયાજનક બની રહ્યો. બ્રહ્મચારીને દયા આવી. શત્રુપર દયા દર્શાવે તેનું જીવન ધન્ય છે. બ્રહ્મચારીએ તે પાપીને બચાવવાની વિનંતિ કાળુભાને કરી. કાળુભાએ બ્રહ્મચારીનું કહેવું કબુલ કરી એક કાગળ કાઢયો અને તેમાં રતનલાલ પાસે લખાવ્યું કે "બ્રહ્મચારી અને તેમની પુત્રી કૈલાસ નારાયણપુરથી બીજે ગામ જતાં હતાં. મેં કૈલાસને પરણવાની ઇચ્છાથી સિપાહીઓને દોડાવી બ્રહ્મચારીને તથા કૈલાસને કેદ કરાવ્યાં અને તે બન્નેને મારા પાપાચારના એક ઠેકાણે પૂર્યા. કૈલાસને મનાવવા મેં ઘણા પ્રયત્નો કર્યા; પણ તેણે માન્યું નહિ. આથી હું બ્રહ્મચારીનું ખૂન કરવા તૈયાર થયો. પણ એવામાંજ

કાળુભાએ આવી મને ખૂન કરતો અટકાવી પાપ ગામી બનતો બચાવ્યો. આ સિવાય મેં અનેક પાપ કર્યાં છે, કે જે પાપનો સૂમાર નથી. હું પસ્તાઉં છું. હું સરકારનો પગાર ખાઇ સરકારને પણ બેવફા નિવડયો છું. મારી આ હકીકત સત્ય છે. કૈલાસ આજથી મારી પુત્રી સમાન છે. વગેરે લખાવી તેની નીચે રતનલાલની સહી કરાવી. ત્યાં જે સિપાહીઓ હતા; તેમની પાસે પણ પાપના એકરાર લખાવી કાળુભાએ કાગળને ગજવામાં મૂકયા. આ પછી તેણે રતનલાલને અને સિપાહીઓને કેટલીક શીખામણ આપી. બ્રહ્મચારીએ પણ કહેવા જેવા બે શબ્દો તેને સંભળાવ્યા. પાપથી પૂર્ણ પસ્તાતા પાપીએ બ્રહ્મચારી અને કાળુભાની ક્ષમા માગી. બાદ તે કૈલાસના પગે પડયો. કાળુભા જવાને તૈયાર થયો. રતનલાલે ગળામાંથી એક સુવર્ણ માળા ઉતારી કૈલાસના હાથમાં મૂકી. કૈલાસે તે લેવાની ના પાડી. પાપી રડતા હૃદયે તે લેવાની વિનંતિ કરવા લાગ્યો. બ્રહ્મચારી અને કાળુભાના કહેવાથી કૈલાસે માળા સ્વીકારી. બાદ સઘળું મંડળ ગુપ્ત સ્થાનની બહાર નીકળ્યું. બહાર કાળુભાના બે માણસો ઘોડા લઇને ઉભા હતા. એક નાના ઘોડાપર કૈલાસને પ્રથમ બેસારી કાળુભા બ્રહ્મચારી અને સાથે આવેલા માણસો ઘોડેસ્વાર થયા. કાળુભાને કંઇક યાદ આવતાં રતનલાલને નજીક બોલાવી કહ્યું; "રતનલાલ! હું જાઉં છું અને જતાં પહેલાં એક મિત્ર ભાવે તને જણાવું છું કે જો હજી પણ તારાથી બને તો સારાં કામ કરી તારો રદ થએલો માનવ જન્મ સુધારજે. સારાં કામ કરવાના રસ્તા તારી આગળ ઘણા છે. સરકારી માણસ ધારે તો અનેક સારાં કામ કરી શકે છે. રતનલાલ! મારૂં માનજે અને પાપકર્મમાંથી હવે સદાને માટે દૂર રહેજે. પ્રભુ ઇચ્છા હશે તો કોઇવાર હું તને મળીશ. તે વખતે જો તું સાચેસાચ

નીતિના પંથે પળ્યો હોઈશ તો મને ઘણો આનંદ થશે."

રતનલાલે બે હાથ જોડી ગળગળે સાદે કહ્યું; "ભાઈ હવે હું પૂર્ણ પસ્તાઉં છું. પ્રભુ મને સન્મતિ આપો."

કાળુભાએ ઘોડાને દોડાવ્યો. તેનાં માણસોના અશ્વો પણ પાછળ દોડવા લાગ્યા. રતનલાલ અને તેના સિપાહીઓ તેઓને જતા જોઈ રહ્યા. કાળુભા અને તેના માણસો જોત જોતામાં દષ્ટિ મર્યાદાની બહાર નીકળી દેખાતા બંધ થયા, રતનલાલ અને તેના સિપાહીઓ પણ પછી ત્યાં વધારેવાર નહિ રોકાતાં ગામમાં આવ્યા. આ બનાવ પછી રતનલાલ ઘણો પસ્તાયો. તેણે પાપના પ્રાયશ્ચિત તરીકે અઠવાડીયાના ઉપવાસ કર્યા. બાદ તેણે તેના વર્તનમાં ફેરફાર કરી નાખ્યો. એક જાલીમ અમલદારને એકાએક સુધરેલો જાણી પ્રજાને પણ આનંદ થયો. દિવસો વિતતાં રતનલાલે વિવેક અને નીતિથી પ્રજાનો ગૂમાવેલો પ્રેમ સંપાદન કરવા માંડ્યો અને જતે દિવસે તેનું જીવન સત્યના માર્ગે વ્યતિત કરવા લાગ્યો.

---

## પ્રકરણ ૨૦ મું.

### નવા રંગમાં

મુંબાઈ આવી રહેલા રસીક મીલના મેનેજર યુરોપીયન સાહેબની કૃપાથી સુખી થયો. સાહેબની પણ તેનીપર સંપૂર્ણ કૃપા હતી. રસીકે એક ઓરડી ભાડે રાખી હતી. ત્રણ ચાર મહિના થતાં તેની પાસે થોડાક

રૂપીઆ પણ એકઠા થયા. રસીક મડમને ગુજરાતી ભણાવતો હતો. તેના વિનયી વર્તનથી સાહેબ–મડમ રસીકપર પ્રેમ રાખતાં અને અવાર નવાર રૂપીઆ–નોટ વગેરે આપી તેની કદર કરતાં. રસીકે આળસ ત્યાગી કામ કરવા માંડયું હતું. તે પરોઢીએ ચારવાગે ઉઠી સ્નાન સંધ્યાથી મુક્ત થઇ મડમને ભણાવવા જતો. ત્યાં બે કલાક ગાળી ગૃહે આવતો અને પછી રસોઈ બનાવી જમી મીલમાં કામે જતો. મીલમાં તેને પચાસ રૂપીઆ પગાર મળતો. મીલમાંથી સાંજે ઘેર આવી વાળું કરતો અને પછી થોડેક દૂર આવેલા એક મકાનમાં એક શ્રીમાનની પુત્રીને અંગ્રેજી ભણાવવા જતો. આ શેઠ તરફથી તેને મહિને પચીસ રૂપીઆ મળતાં. રસીક સંતોષી હતો. પોતાને સુખી થએલો તેણે માન્યો. તેનો મિત્ર ગુણવંત દ્વારિકાંની યાત્રાએથી ઘેર આવ્યો હતો. અમદાવાદથી તેના પત્રો આવતા. રસીક મિત્રના પત્ર આનંદથી વાંચતો અને પછી યોગ્ય જવાબ લખતો, નારાયણપુરથી કૈલાસ અને બ્રહ્મચારીના પત્રો પણ આવતા. રસીક તેમને જવાબ લખતો અને કૈલાસને આશ્વાસન આપી પ્રેમ દર્શાવતો. આવી રીતે રસીકના સુખી દિન પસાર થઈ રહ્યા હતા. એવામાં મીલના મેનેજર સાહેબ ઉપર વિલાયતથી એકાએક તાર આવ્યો. તે તાર તેમની માતાની માંદગીનો હતો. આથી સાહેબને નોકરી છોડવી પડી. સાહેબ માયાળુ હોવાથી મીલના માલીકનો અને મજુરોનો તેની પર સારો પ્રેમ હતો. સઘળાએ એક મેળાવડો કરી સાહેબને સારૂં માન આપ્યું. બાદ સાહેબ–મડમે વિલાયત ઉપડી જવાની તૈયારી કરી. રસીક તેમને મળવા ગયો. રસીકની આંખ્યોમાં ઝળઝળીયાં ભરાઈ આવ્યાં. સાહેબ–મડમને પણ તેનાથી જુદાં પડતાં ઘણું લાગી આવ્યું. સાહેબે રસીકને રૂપીઆ પાંચસો બક્ષીસ આપ્યા. મડમે પણ એક

સોનાનું ઘડીઆળ પોતાની યાદમાં આપ્યું. રસીક સાહેબ–મડમને છેલ્લી સલામ કરી છૂટો પડયો. પરોપકારી અંગ્રેજ યુગલ સ્ટીમરમાં બેસી ઇગ્લેંડ તરફ ઉપડી ગયું. સાહેબને ગએ મહિનો વિતી ગયો. તેની જગાએ બીજો મેનેજર આવ્યો. આ મેનેજર કંઇક જુદીજ પ્રકૃત્તિનો હતો. સ્વભાવે તામસ હોવાથી તેને કોઇની સાથે બનતું નહિ. વળી તેનામાં લોભવૃત્તિ પણ વિશેષ હતી. મીલનાં માણસો પાસેથી ખુલ્લીરીતે અને ખાનગી રીતે પૈસા પડાવતો. રસીક પ્રમાણીક હતો. પ્રમાણીક જનને આવા અધમ વૃત્તિવાળા સાથે શી રીતે બને ? પરીણામે આ નવા મેનેજરથી કંટાળી રસીકે નોકરી છોડી દીધી. પ્રભુ કૃપાથી રસીકની પાસે સારા પૈસા એકત્ર થયા હતા.

રસીક રાત્રે જે શ્રીમાનને ત્યાં ભણાવવા જતો હતો; તે ગૃહસ્થને તેણે નોકરી છોડયાની વાત કરી. આ શેઠે તેને તરત જ પોતાની ઑફિસમાં રાખી લીધો. રસીકના આ નવા શેઠનું નામ મદનમોહન હતું. તેમણે અંગ્રેજી અભ્યાસ સારી રીતે કરેલો હતો. મદનમોહન સુધારક હતા. તેમના નિવાસસ્થાનમા પરદેશી વસ્તુઓ ભરપુર ભરેલી હતી. શેઠના વર્તનમાં પણ પાશ્ચાત્ય પદ્ધતીનું અનુકરણ હતું. આભડછેટનું તો નામનિશાન કોઇ સમજતું ન્હોતું. ધર્મને કોઇ ઓળખતું જ નહિ. પહેરવું, ઓઢવું, ફરવું અને સ્વતત્રતાથી વિચરવું એજ તેમનો ધર્મ અને કર્મ હતું. શેઠનાં પત્ની થોડુંક થયાં મરણ પામ્યાં હતાં. એક રસોઇયો રસોઇ બનાવતો. શેઠને સંતાનમાં એક પુત્રી હતી. તેનું નામ વિનોદિની હતું. પિતાના સંસ્કાર તેનામાં પૂરેપૂરા પડયા હતા. વિનોદિની અંગ્રેજી પાંચમી ચોપડી શીખતી હતી, તેની ઉમ્મર સોળ વર્ષની હતી. મદનમોહન સુધારક હોવાથી પુત્રીને સુધરેલી સીસ્ટમ પ્રમાણે પરણાવવા ઇચ્છતા હતા. પુત્રીને લાયક વર પોતાની જ્ઞાતિમાં નહિ

નજરે આવવાથી તે અન્ય જ્ઞાતિના યુવકની શોધમાં હતા, પણ એવો યુવક હજી તેમની નજરે ચઢયો ન્હોતો. લગ્ન કરવા યોગ્ય થએલી વિનોદિની યૌવનમાં પ્રવેશી ચૂકી હતી. પિતા જલ્દી પરણાવે એમ મનમાં તે ઇચ્છતી હતી. તેને ધર્મપર લગીર પણ પ્રીતિ ન્હોતી. રાત્રિ દિવસ શૃંગાર રસવાળી નવલકથાઓ વાંચતી. નાટકો–સીનેમા જોવા જતી. ટુંકાણમાં મદનમોહન શેઠની પુત્રી વિનોદિની પૂર્ણ સ્વચ્છંદી હતી. રસીક તેનો શીક્ષાગુરૂ બન્યો. આવો રૂપવાન શિક્ષક મળવાથી વિનોદિની મનમાં ઘણી જ ખુશી થઇ. તે જ્યારે જ્યારે રસીકની સાથે ફરવા જતી ત્યારે આ સુધારાના શિખરે ચઢતી સુંદરી રસીકની સાથે છૂટથી વાતચીત કરતી. રસીક આ સઘળું બરાબર સમજી શકયો નહિ. તે ફરવા જતાં અને ભણાવતાં વિનોદિની સાથે આનંદથી વાર્તાલાપ કરી તેને પ્રસન્ન રાખતો,, વિનોદિની તેને પૂર્ણ પ્રેમથી ચ્હાવા લાગી. વિનોદિનીનો પ્રેમ વિષયી હતો. રસીક એ પ્રેમને શુદ્ધ માનતો. પોતે હોય એવા અન્યને દેખે એ પ્રમાણે રસીક શેઠને અને તેની પુત્રીને અવલોકતો. બાકી શેઠ અને તેમની પુત્રી સ્વચ્છંદી છે એવું રસીક કયારનોએ સમજી ચૂકયો હતો. તેણે વિનોદિનીને સત્ય-ધર્મ સમજાવવાની શરૂઆત કરી હતી; પણ વિનોદિની એકાએક કેવી રીતે સમજે ? તેને તો રસીકની રઢ લાગી હતી. રસીકને તે મનથી પરણવા ઇચ્છતી હતી. આ બાબતની બિચારા રસીકને લેશમાત્ર પણ ખબર ન્હોતી. એતો વિશુદ્ધ ભાવે પોતાના કાર્યમાં ધ્યાન આપતો. આજે સાંજનો સમય હતો. વિનોદિની જે મકાનમાં રહેતી હતી; તે મકાનની પાછળ એક સુંદર બગીચો આવેલો હતો. આ બગીચાના મધ્ય વિભાગે એક નાનકડું મકાન તેના પિતાએ બંધાવેલું હતું. આ મકાન જમવા અને સૂવાના ઉપયોગમાં આવતું. વિનોદિની આ મકાનના એક સુરમ્ય

દિવાનખાનામાં આવી અને હારમોનીયમની પેટી ઉઘાડી તેણે મધુર કંઠે એક ગાન ગાવા માંડ્યું. ગાનમાં તેની મર્મવેદના હતી અને તે ગાન દ્વારા બહાર કાઢતી હતી.

મદનની જ્વાળ બહુ બાળે સુરમણીઓને સંસારે,
રસિક વીણુ તો રસીલીને વિરહના ઘાવ બહુ સાલે; —મદન
કોયલ તારી મુરલી કરતી કાળો કેર,
મદભરી અલબેલીને ચઢે પ્રેમનું ઝેર.
અરે કોકિલ મુંગી થાતું અરે શું ક્રુર થાએ છે,
નહિ પ્રકટાવ જ્વાળા તું વધાર્યે દુ:ખ થાએ છે; —મદન
પિયુ પિયુ વદ ના ઓ ભલા પ્રિય પપૈયા આજ,
મારી એ વિનતિ લહે અંતર તું મુજ કાજ.
પપૈઆ તું પીડે શાને દુઃખિણીને અરે આજે,
ઋતુ વર્ષા ભરે શાને દુ:ખોથી કામિની કાજે. —મદન

ગાન પૂર્ણ કરી વિનોદિની નીચે ઉતરી બગીચામાં ફરવા લાગી. આજે તેનું ચિત્ત અસ્વસ્થ હતું. વિનોદિની રમ્ય રમણી હતી. તેનું સર્વાંગ આરસની પુતળી સમ ભાસતું હતું. તેની મુખમુદ્રા ચંદ્રસમાન હતી. તેનો ભવ્ય કપોલ પ્રદેશ અતિ સુશોભિત હતો. તેનાં નયન મૃગનયન જેવાં ચંચળ હતાં. નાશિકા એકસરખી ઢાળ ઉતાર અને મનહર હતી. તેના વદનકમળના દિવ્યાકારથી દેવતાઓ પણ મોહિત થાય એમ હતું. તેના પ્રવાળ રંગના અધરોષ્ટમાંથી દેખાઇ આવતી દંત પક્તિ દાડમની કળીઓ સમાન ભાસતી હતી. ગળાનો ભાગ ઘણો નાજુક હતો, અને તેની નિચેનો પ્રદેશ ફેશનેબલ પહેરેલા પોલકાને લીધે સ્પષ્ટ સુંદર દેખાતો હતો, યૌવનાવસ્થાને લીધે તેના આખા વદનકમળ ઉપર લાલી ઝળકી રહી હતી. કમ્મરનો ભાગ એક નાજુક કેશરીની કટી

સમાન હતો. તેના શરીરના પ્રત્યેક અવયવો સુંદર હતાં. આ સુંદરીરત્ન કોઇ ભાગ્યવાનની જ કોટને શોભાવે તેમ હતું. વિનોદિની ગજરાજની ચાલે ચાલતી એક આમ્રવૃક્ષની નિચે આવી બેઠી. આમ્રશાખા ઉપર એક કોકિલા બેઠેલી હતી. તેને જોતાં જ બાળાના મનમાં એક વિચાર ઉદભવ્યો, અને તે સાથે જ કોયલને સંબોધવા લાગી.

રે કોયલ તું પ્રેમી થઇને કેમ જુદાઈ રાખે,
આમ્રડાળી તુજ વીણુ ખરે શાંત આ કેવી ભાસે;
મીઠા ટહુકા તેં કરીને લોકને બહુ રીઝાવ્યા,
શાંત પાડી મીઠી વાણી લોકને બહુ દુભાવ્યા.
રેરે તું પણ ખચીત થઈ છે વજ્ર સમ દીલનીરે,
ભુલી શું તું ધર્મ તારો શાંત તો કેમ દીસે;
નાના એવું નહિ કરીશ તું ઉરમાં રોષ લાવી,
પંથે તારા ઝટ તું પળને ઉરમાં પ્રેમ આણી.

આવું ભાંગ્યું-તુટયું અને ખરૂં ખોટું લવતી વિનોદિની કોયલને ઉદ્દેશી પુનઃ બોલવા લાગી, "કોકિલા! પ્રેમીના વિરહથી બળતી બાળાને શું તું પણ શાંત નહિ કરી શકે? શું તારામાં એ શક્તિ નથી? તારા સુકોમળ કંઠથી ભલભલાને પણ તું ભુલાવે છે, તથા ઘડીભર દુનીઆંની પ્રવૃત્તિથી શ્રમીત થએલા મનુષ્યોને પણ શાન્ત કરે છે, તો મને તું શાંત નહિ કરી શકે? કેમ શાંત રહી છે? શા માટે તારૂં મધુરૂં ગાન મને સંભળાવતી નથી? ખરેખર તું પણ નિર્દય જ છે. તને પણ મારી દયા નથી." આવા ઉદ્‌ગાર કાઢતી વિનોદિની આમતેમ ફરવા લાગી. આવી રીતે ફરતાં સમય

ઘણો વિત્યો. છેવટે સાયંકાળ થતાં વિનોદિની મકાનમાં ગઇ અને દિવાનખાનામાં આવેલા એક કબાટમાંથી એક છબી કાઢી; અને તે છબીને હાથમાં લેઇ આરામખુરશીપર પડી. છબીને ઘણી વાર એક ચિત્તે નિહાળી બોલવા લાગી, "પ્રિય પ્રાણેશ ! હવે તમારો વિયોગ મારાથી નથી સ્હેવાતો. વ્હાલા હું તમને મારૂં તન મન ધન અર્પણ કરી ચુકી છું. આ દુનીઆમાં આપના સિવાય સર્વે વસ્તુ મારે મન નકામી છે, તો જેમ બને તેમ જલ્દી પધારો આ વિરહાગ્નિથી બળતી બાળાને શાંત કરો." આ અરસ્સામાં દિવાનખાનાની બાજુના ઓરડામાં કંઇ ખખડાટ થયો, પરંતું તેનું ભાન વિનોદિનીને રહ્યું નહિ. એતો છબી નિહાળવામાં જ તલ્લીન થઇ હતી અને છબીને ઉદ્દેશી તે મનમાં બોલતી હતી કે;

મમ પ્રાણ કહો કયમ દુર થયા,
દીન દાસી પરે કયમ ક્રુર થયા ?

દીન દાસી પરે કયમ ક્રુર થયા,
વદો વ્હાલા કંઈ ઉર આણી દયા;
મમ જીવ અતિ મુંઝાય અરે,
તમ વીણ નહિ કાંઈ પ્રિય મને.

કયમ પ્રાણ તમે દિલ રોષ ધરો,
આ અભાગિનીને ઉર ધરો;
નથી કાંઇ કહ્યું વ્હાલા તમને,
શા માટ ધરો ઉર ક્રોધ તમે.

ઝટ પ્રાણ હવે આવી મળજો,
દીન કિંકરીની વિનતિ સુણજો;

દિન રાત્રિ વ્યતિત ન થાય અરે,
પળ એક મને યુગ સમ ભાસે.
ઝટ પ્રાણુ હવે આવી મળજો,
આ કિંકરીની વિનતિ સુણજો.

વિનોદિની જે છબીને સંબોધી આ પ્રમાણે લવારો કરી રહી હતી; તે છબી અન્ય કોઇની નહિ પણ રસીકની હતી. સાહેબ મડમના આગૃહથી રસીકે છબી પડાવી હતી. તેમાંથી એક નકલ સાહેબ લઇ ગયા હતા. વિનોદિની એક વખત રસીકની ઓરડીમાં ગઇ હતી અને ત્યાંથી રસીકની છબી ઉપાડી લાવી હતી. શૃંગાર રસના—વિરહના ખરા ખોટા છપ્પા બનાવી ફાવે એમ પ્રેમોદ્‌ગાર કાઢનારી આ સુધરેલી સુંદરી રસીકની છબીને પૂર્ણ ધ્યાનથી અવલોકી રહી.

---

## પ્રકરણ ૨૧ મું.

### વિનોદિની.

અજવાળી રાત્રિ કોને ના ગમે ? શશીની શ્વેત શુભ્ર જ્યોત્સના સૃષ્ટિમાં ચળકી રહી હતી. વસુંધરાએ જાણે શ્વેત અંબર પરીધાન કર્યું હોય એમ જણાતું હતું. ઉજ્વળ ચંદ્રિકા ખીલી રહી હતી. રજની રમીઆમણી જણાતી હતી. રાત્રિના દશેક વાગવાનો સમય થવા આવ્યો હતો. ગ્રીષ્મકાળનો ઉકળાટ કંઇક સમ્યો હતો. શીતળસમીર મંદ ગતીએ વહન કરી રહ્યો હતો. સર્વત્ર શાન્તિ વ્યાપેલી હતી. જનસમાજ દિવસના પરિશ્રમથી

શ્રમિત થઇ નિદ્રાદેવીનું શરણુ સ્વીકારવાની તૈયારી કરી રહ્યો હતો. આકાશ સ્વચ્છ હતું. તારાઓ ઝગમગી રહ્યા હતા. રજનીએ મોહક સ્વરૂપ ધારણુ કર્યું હતું. ગાડીઘોડા અને મનુષ્યોનો અવરજવર બંધ થતો હતો. આ સમયે રળીઆમણી મુંબાઈ નગરીમાં આવેલા મદનમોહનના મકાનના સુરમ્ય દિવાનખાનામાં લલીત લલના વિનોદિની ચિંતાતુર વદને આમતેમ આંટા મારી રહી હતી. આ રમ્ય રમણી પૂર્ણ યુવાવસ્થામાં પ્રવેશી ચૂકેલી હતી. શરીર ગૌર. અને અવયવો ઘાટીલાં હતાં. યુવાનીનો પ્રભાવ તેના મુખપર પ્રકાશી રહ્યો હતો. આ વખતે તેની અવસ્થા અવનવી બની રહી હતી. તેનું ગૌરમુખ ચિંતાથી કરમાએલું જણાતું હતું. તેની આંખ્યોમાં દીનતા વ્યાપેલી હતી. તેનો વિખરાએલો કેશ કલાપ પૃષ્ટ ભાગપર લટકી રહ્યો હતો. તેમાંથી તેલ-અત્તરની સુવાસ સર્વત્ર પ્રસરી રહી હતી. આવી અનુપમ બાળા ઘડીમાં આમતેમ આંટા મારતી તો ઘડીમાં એક સોફાપર બેસી નિઃશ્વાસ નાખતી. તે આવું શામાટે કરતી હશે? તેને શું દુઃખ હશે? યુવાનીમાં મદમસ્ત બનેલી આ માનુનિને અનંગ તો અકળાવી નહિ રહ્યો હોયને? હમણાં જ આપણે જાણી લઇશું કે તેને શું વ્યથા ઉત્પન્ન થઇ રહી છે.

દિવાનખાનું મનહર હતું. વચ્ચોવચ્ચ આરસનું એક ગોળ ટેબલ આવેલું હતું. તેની ઉપર દીપક પ્રકાશી રહ્યો હતો. આ ટેબલપર લખવાનાં સાધનો પણ પડેલાં હતાં. દિવાનખાનું વિદેશી વસ્તુઓથી દેદીપ્યમાન જણાતું હતું. દિવાલોપર વિવિધ પ્રકારની છબીયો લટકાવેલી હતી. ટેબલ-ખુરશી અને મખમલે મઢેલા સોફાઓ શોભામાં ઓરજ વધારો કરી રહ્યા હતા. પેલી વ્યાકુળ વલ્લભા ઘણી વાર વ્યાકુળતા અનુભવી રહી. અંતે તે થાકી અને એક સોફાપર પડી.

તેણે ઉંઘવાના વિચારથી આંખ્યો બંધ કરી. અણીયાળી આંખ્યો મીંચાઇ, પણ થોડી વારે જ પાછી ઉઘડી. રમણી બેઠી થઇ. તેણે તેના હૃદયપર હાથ મૂક્યો. અંદર ધબકારા થતા હતા. આંખ્યોમાં રતાશ આવી. એક મોટો આયનો દિવાલપર લટકતો હતો. રમણીએ આયનામાં નિહાળી પોતાના મુખનું અવલોકન કર્યું. આયનામાં ઘણી વાર સુધી જોઇ રહી અને અંતે નિઃશ્વાસ નાખી આત્મગત્ બોલી: "અરેરે! મારે હવે શું કરવું ? મારાથી આ સહન થતું નથી. યુવાનીએ મને દિવાની બનાવી છે. અનંગનો અગ્નિ મને સંતાપી રહ્યો છે. મારાથી મદનનો માર સહન કરી શકાતો નથી. અરેરે ! મારી આ દીનદશા હું કોને કેવી રીતે જણાવું ! દુનિયાં દિવાની છે. મને ગાંડી ગણી કાઢે. અરેરે ! મારા પિતાને પણ મારી દરકાર નથી તો અન્યને મારી શું પડી છે ? હું ઉમ્મરલાયક થઇ. યુવાનીમાં પ્રવેશી ચૂકી; છતાં પિતા મારા સંબંધી કંઇ પણ વિચાર કરતા નથી. તેમના મનમાં શું હશે ? હું મારા દિલની વાત તેમને શી રીતે કહું ? આ અજવાળી રાત્રિ મને દિઠી પણ ગમતી નથી. શીતળ ચાંદનીમાંથી જાણે અગ્નિ વરસતો હોય એમ મને જણાય છે. હાય મારે આવી અવસ્થામાં ક્યાં સુધી મુંઝાઇ દુઃખી થવું પડશે ?" વિનોદિની ઉંડી ચિંતામાં પડી. બીચારી રમણી અનંગના તાપે તપી રહી છે. તેના હૃદયમાં પ્રિયતમની તાલાવેલી લાગી રહી છે. પણ તેનો પ્રિયતમ કોણ થશે ? હજી તો આ લલિતલલના કુમારિકા હોય તેમ જણાય છે. અહા ! મદનનો માર નિરાળો જ છે. એનો અનુભવ તો ફક્ત અનુભવી જ જાણી શકે છે. યુવાની દિવાની છે. મન મર્કટ સમાન છે. જે યુવાની સંભાળે છે અને મનને કાબુમાં રાખી શકે છે, તેને ધન્યવાદ ઘટે છે. પણ એવા થોડાક જ વીરલા આ જગતમાં મળી

આવે તેમ છે. યુવાનીમાં જે સ્ત્રી–પુરૂષ મનને કાબુમાં રાખી સત્ય પંથે વિચરે છે, તેઓનું આખું જીવન સુખમય બને છે. યુવાનીથીજ ખરેખરી જીવનયાત્રાની શરૂઆત થાય છે. જેને બાલ્યકાળથીજ શુભ સંસ્કાર પડેલા હોય છે, જેણે મન, વચન અને કર્મથી યુવાની પર્યંત અડગ બ્રહ્મચર્ય પાળ્યું હશે; તેજ સદાચરણી મનુષ્ય પોતાની જીવનયાત્રા સુખમય બનાવી શકશે. બ્રહ્મચર્ય એ જીંદગીના સુખ–દુઃખનો પાયો છે, બ્રહ્મચર્યના પ્રતાપથીજ વૃદ્ધ ભિષ્મપિતામહે અદ્ભુત રણકૌશલ્ય દર્શાવ્યું હતું. બ્રહ્મચર્યના પાલનથીજ અંજનીસૂત મહાવીરહનુમાને રાક્ષસ કુળનું નિકંદન કાઢી ચિરંજીવ પદ પ્રાપ્ત કર્યું હતું. બ્રહ્મચર્યના પાલનથીજ મનુષ્ય સુખી થાય છે અને એવા વીરપુત્રોથીજ દેશનું કલ્યાણ થાય છે. જ્યાં બ્રહ્મચર્ય રહિત મનુષ્યો છે; ત્યાં દુઃખ છે. તે દેશમાં સુખ નથી. ત્યાં નિરંતર કંકાશ અને અધર્મ હોય છે. આવાં મનુષ્યો પારકાના આધારે ગુલામી દશામાં જીવન વ્યતિત કરતાં હોય છે. પ્રભુ સર્વના હૃદયમાં આ શુભ ભાવના પ્રકટાવો.

ઉપર જણાવ્યા પ્રમાણે વ્યાકુળતા અનુભવતી બાળા સોફાપરથી ઉભી થઇ. દિવાનખાનાની એક બાજુએ હારમોનીયમ પડેલું હતું. વિનોદિની ત્યાં આવી અને નજીકમાં પડેલી ખુરશી ખેંચી આણી તેણે હારમોનીયમ ઉઘાડયું; અને પછી ખુરશીપર સ્થાન લઈ તેણે હાથની આંગળીયો વાજાપર ચલાવવા માંડી. વાજાનો મીઠો સૂર નીકળ્યો. કોકિલકંઠી કન્યાએ વાજાના સૂર સાથે તેનો સૂર મેળવવા માંડયો. રળીઆમણી અજવાળી રાત્રિએ રમણીના મધુરકંઠમાંથી નીકળતા ગાનથી અને હારમોનીયમના મીઠા સૂરથી સર્વત્ર અપૂર્વ ભાસ વ્યાપી રહ્યો. વાજાના સૂરની સાથે પોતાનો સૂર એકત્ર થતાં રમણીએ ગાવું શરૂ કર્યું. તેના હૃદયમાં જે તાલાવેલી લાગી રહી હતી, તેને અનુસરતુંજ

ગાન હતું. ગાન અને વાજાનો ધ્વની ચારે તરફ પથરાઈ રહ્યો. ગાન આ પ્રમાણે હતું.

પ્રેમ વિણુ સર્વસ્વ કાચું રે જગતમાં,
સર્વસ્વ કાચું રે....

પ્રેમ વિના કંઈ આ અવનિમાં, કામ રૂડાં ન કરાય,
જે સાથે જેનો સ્નેહ બંધાયો, મિથ્યા કો દિ ન થાય. જગતમાં...

સુખ અનુપમ સ્હેજે મળેને, અડચણુ સહુ દૂર થાય,
પ્રેમ થકી પ્રેમી તણી સહુ, વ્યાધી દૂરજ જાય. જગતમાં...

ગાન મનસ્વી હતું. હૃદયમાં થતી વેદનાથી એ ગાન રમણીએ ઉપજાવી કાઢ્યું હતું. બાળા ગાનમાં ગુલતાન બની. હારમોનીયમ પર તેની કોમળ આંગળીઓ પાણીના રેલાની માફક ફરતી હતી. ગાન ટુંકું હતું, પણ આ રમ્ય રમણી ગાનની કડીયોને ઉલટાવી ઉલટાવીને ગાવા લાગી. નીચે સૂતેલાં માણુસો પણ જાગૃત થઈ ગાન સાંભળી રહ્યાં. અંતે ગાન પૂરૂં થયું. વાજું વાગતું પણ બંધ રહ્યું. વિનોદિની મન સાથે બોલી,

" પ્રેમ વિના જગતમાં સર્વ નકામું છે. પ્રેમથીજ આ જગત ચાલી રહ્યું છે. પ્રેમ એજ સાક્ષાત પ્રભુ છે. અહા ! પ્રેમની ખૂબી નિરાળી છે. મારા સુકોમળ હૃદયમાં પણ પ્રેમ જ્યોત પ્રકાશી રહી છે. અહા પ્રેમનો શું પ્રભાવ !

પ્રેમે પ્રાણુ ટકી રહે, પ્રેમે પ્રાણુ ત્યજાય,
પ્રેમે પ્રાણુ અપાય છે, પ્રેમે પ્રાણુ રખાય.

પવિત્ર પ્રેમ તને આ પ્રેમ ઘેલીના પ્રણામ છે. પણ રસીક ક્યાં ? તેના વિના આ અનંગને કોણુ શાન્ત કરે ? અરેરે શું કરૂં ?

સુધારાએ સત્યાનાશ વાળ્યું છે. પિતાજી સુધારાના હિમાયતી છે. તે મને હજી પણ વધારે મોટી થવા દઈ પરણાવવાને ઇચ્છેછે. પણ તેમને ક્યાં ખબર છે કે હું પરણવાને યોગ્ય થઇ ચૂકી છું ? મારા તન બદનમાં અનંગની જ્વાળાઓ સળગી રહી છે ? મારૂં યૌવન પૂર બ્હારમાં ખીલી રહ્યું છે. આ યૌવન બગીચાનો વિહારી હવે મને મળવો જ જોઇએ. મારી એક સખીને મારી આંતરીક વેદનાની કંઇક ખબર પડી હોય એમ સમજાય છે. સ્ત્રીની દશા સ્ત્રીજ પારખી શકે. મારી સખી વારંવાર મારા પિતાને કહ્યા કરે છે પણ પિતાજી આ બાબતમાં બેદરકાર રહે છે. ત્યારે મારે કરવું શું ! મારે ક્યાં સુધી આવી અસહ્ય વેદના સહન કરવી ? આ યૌવન થોડા દિવસને માટે છે, તેનો લ્હાવ જે ન લઇ શકે તેને પૂરાં કમનશીબ જ સમજવાં. અહા ! આ નગરમાં પતી–પત્ની કેવાં આનંદથી ફરેહરે છે. બગીચામાં ફરવા આવતાં અને ગાડીઘોડામાં બેસીને જતાં દંપતિને જોઇ હું મનમાં બળી જાઉં છું. અરેરે ! એવું સુખ મારા ભાગ્યમાં ક્યારે લખાયું હશે ? આવા તરંગોમાં ઝુલતી વિનોદિની થોડીક વાર મૌન રહી અને પછી કંઇક નિશ્ચય જેવા ભાવથી બોલી, "બસ એમજ. પિતાજી સુધારક છે એટલે કંઇ વાંધો આવશે નહિ. મારો પ્રેમ જેની સાથે સંધાયો છે; જેના રૂપ સૌંદર્યથી હું પ્રેમઘેલી બની છું; તેનીજ હું પ્રાણપ્રતિમા બનીશ. પિતાજીને પણ મારા વિચાર સ્પષ્ટ જણાવીશ. અહા ! શું તેની બોલવાની છટા ! તેના મોહક મીઠા શબ્દોથી હુંતો લોભાઇજ ગઇ છું. થોડા દિવસના મેળાપમાંજ તેણે મને કેવું જાદું કર્યું ? હું મોહાંધ બની છું. રસીકના વિચારમાં દિવાની બની છું. અરેરે ! તે હવે કયારે આવશે ? તે મોહક મુખનાં દર્શન ક્યારે થશે ? અરે હા, હું કેમ ભૂલું છું ? મારા તે પ્રિયતમ

સવારમાં આવશે. બસ આનંદ. હું કાલે તેમને આજની મારી વેદના વિદીત કરીશ. અરે આ રાત્રિ પણ કેટલી લાંબી થઇ છે. સવાર ક્યારે થશે ? મારા સમસ્ત શરીરમાં મારા તે પ્રેમીની તાલાવેલી લાગી રહી છે. વ્હાલા ! તેં અજબ જાદું કર્યું છે. તેં આ ભોળી બાળાને ભૂરકી નાખી ભમાવી છે. રસીયા ! આ જીભ તારોજ જપ જપી રહી છે. અરેરે ! આ લાંબી રાત્રિ ક્યારે પૂરી થશે ? જગતમાં શાન્તિ પથરાઇ રહી છે, ચંદ્રિકા ઝગઝગી રહી છે. પ્રેમી દંપતિ આનંદ અનુભવી રહ્યાં હશે. ત્યારે મારી આ કેવી અજબ દશા ? મારૂં હૃદય વ્યાકુળ છે. અનંગની લ્હેરો સતાવી રહી છે. પ્રિયતમ વિના સઘળું શૂન્ય ભાસે છે. એક તરફ અનંગની ઉપાધી અને બીજી તરફ પ્રેમની તાલાવેલી. અહા ! કેવો પ્રસંગ. મનદેવતા હવે કૃપા કરો. આ દીન બાળાપર દયાની દૃષ્ટિ ફેંકો. સારા મનમાં તમારી સત્તા વ્યાપી રહી છે. પ્રેમ, મોહક પ્રેમ ! હું તારાં શું વખાણુ કરૂં ?

સંસાર સઘળો પ્રેમનો, પ્રેમ અદ્‌ભુત રે બન્યો;
આ પ્રેમના ઉન્માદમાં, અનંગ જોરે ઉછળ્યો.

દયામય પ્રેમ ! પ્રણામ છે. ચાલ સૂઇ જાઉં, પણ ઉંઘ આવશે નહિ. ત્યારે નિદ્રા સિવાય આ રાત્રિ શી રીતે પૂરી શશે ? ચાલ શયનાલયમાં જઇ નિદ્રાનું આરાધન કરૂં. નિદ્રાજ મારૂં આ સર્વ દુઃખ ભૂલાવશે."

આમ આત્મગત વિનોદિની બાળા ઉભી થઇ અને દિવાનખાનામાંથી નીકળી નજીકમાં આવેલા તેના શયનભૂવનમાં આવી. રાત્રિના બાર વાગવા આવ્યા હતા. બાળા પર્યંકમાં પોઢી. ઘણીવાર પાસાં ઘસ્યાં. અંતે પાછલી રાત્રે નિદ્રાદેવીએ કૃપા કરી તેને પોતાના શરણમાં લઇ લીધી.

## પ્રકરણ ૨૨ મું

### પ્રેમ યાચના.

સવાર થયું. વિનોદિનીને આજે બરાબર નિદ્રા આવી ન્હોતી. તેણે જાગૃત થઇ પ્રાતઃકાર્ય આટોપી લીધું. હજી પણ તેના મનમાંથી રસીકના વિચાર દૂર થયા ન્હોતા. વિનોદિની તેના શિક્ષાગુરૂપર મોહાંધ થઈ હતી. ગમે એ પ્રકારે માસ્તરને પોતાનો પતિ કરવો એવો નિશ્ચય તેના આવેશી મનમાં ક્યારનોએ થઇ ચૂક્યો હતો. તે નિશ્ચય આજે તેણે રસીકને જણાવી દેવાનો સંકલ્પ કર્યો હતો. રસીક કોઇક કારણવશાત્ એ દિવસે તેની પાસે આવ્યો ન્હોતો. વિનોદિનીએ એક નોકરને તેને બોલાવવા મોકલ્યો હતો; પણ નોકર રસીકને મળ્યા વિના પાછો આવ્યો હતો. રસીકના રંગમાં રંગાએલી આ રમણીને રસીક નહિ આવવાથી ઘણું લાગી આવ્યું. બે દિવસ બે વર્ષો સમાન તેને જણાયાં. સવારના કાર્યથી મૂક્ત થઇ તેણે એક સેવકને રસીકને બોલાવી લાવવાનું સૂચવ્યું. પણ એટલાંમાંજ બહારની બાજુએ ગાડીનો ખડખડાટ થયો. રસીકના આગમનની આશાએ વિનોદિની હરીણીની માફક દ્વાર તરફ દોડી ગઇ અને બહાર નજર કરી તો ખરેખાત તેણે રસીકને ગાડીમાંથી નીચે ઉતરતો જોયો. તેના મનમાં અપાર આનંદ થયો, અનેક આનંદી વિચારો તેના હૃદય સમૂહમાં દોડા દોડી કરી રહ્યા. રસીક તેની પાસે આવ્યો. આનંદ ઘેલી બનેલી બાળાએ હાથ લંબાવી માસ્તરસાહેબ સાથે હાથ મેળવી સેકહેન્ડ કરતાં કહ્યું, " પધારો. "

રસીક પ્રથમથી કંઇક જુના વિચારનો હતો. સ્ત્રી પુરૂષો પરસ્પર હાથ મેળવી સેકહેન્ડ કરે એ તેને પસંદ ન્હોતું. પણ પછી જેમ જેમ વિનોદિની અને તેના પિતાનો સહવાસ વધતો ગયો; તેમ તેના મગજમાંથી જુના વિચાર નીકળી જવા લાગ્યા. છેવટે તે પણ વિનોદિની સાથે ખુશમિજાજે હસ્ત મીલન કરી આનંદ પ્રદર્શિત કરતો. રસીક અને વિનોદિની દિવાનખાનામાં આવી એક ટેબલ આગળ પડેલી ખુરશીયો પર ગોઠવાયાં. વિનોદિની રસીકના સામે જોઈ રહી મનમાં હસતી હતી. રસીકને તેનું આજનું હસવું કંઇક નિરાળું લાગ્યું; રસીકે તેના સામે જોઇ પૂછ્યું: "આજે તમે ઉજાગરો કર્યો હોય એમ જણાય છે?"

"તમે તે શી રીતે જાણ્યું?"

"તમારી આંખ્યો અત્યારે લાલ જણાય છે."

"તમારૂં માનવું ખરૂં છે. હું કાલે આખી રાત જાગી છું." વિનોદિનીએ કહ્યું.

"શામાટે જાગવું પડયું?"

"તમારાજ વિચારથી."

"શું મ્હારા વિચારથી?" રસીકે ચમકીને પૂછ્યું.

"હાજી."

"શાના વિચાર કર્યા?"

"તમે બે દિવસથી ન આવ્યા તેના."

"તેને માટે શું ઉજાગરો વેઠયો?"

"કંઇક એમજ થયું. તમારા વિચારની તાલાવેલીથી ઉંઘ પણ વેરણ બની."

" કંઇક એમજ થયું. તમારા વિચારની તાલાવેલીથી ઉંઘ પણ વેરણ બની."

" માફ કરજો વિનોદિની કે મારા વિચારથી તમે દુઃખી થયાં; પણ શું કરૂં ? મારે અચાનક એક કામ આવી પડવાથી શાન્તાકુંઝ જવું પડયું. આ થોડા દિવસથી મારા દિલમાં ઘણી બેચેની રહ્યા કરે છે. મારા ગામ નારાયણપુરથી પણ કૈલાસ અગર બ્રહ્મચારીનો કાગળ નહિ હોવાથી જીવ બળ્યા કરે છે."

" કદાચ તે લોકો કયાંક બહારગામ ગયાં હશે તો ?" વિનોદિએ કહ્યું.

" તે ગમે ત્યાં જાય; પણ મને પત્ર તો જરૂર લખે !"

" શું કૈલાસ તમને એટલી બધી ચાહે છે ?" વિનોદિનીએ રસીકના મુખ સામે તાકીને જોતાં પૂછ્યું. તેના હૃદયથી અજ્ઞાત રસીકે કહ્યું; " મારા પ્રત્યે કૈલાસનો પ્રેમ અપ્રતિમ છે."

" તમે તેને ચાહો છો ?" વિનોદિનીએ જુદોજ પ્રશ્ન કર્યો.

રસીકે ચમકીને પણ કંઇક હસ્તાવદને કહ્યું " તમે આવો સવાલ પૂછશો એવું હું ધારતો ન્હોતો. વિનોદિની ! કૈલાસ પ્રત્યે મારી કેટલી ચાહના છે તે હું તમને શી રીતે બતાવું ? પણ જો તમને મારામાં વિશ્વાસ હોય તો હું જણાવું છું કે હું જેટલા પ્રેમથી કૈલાસને ચાહું છું એટલા પ્રેમથી આ જગતમાં બીજા કોઇને હું ચાહતો નથી."

" કૈલાસ કેવી છે ?" વિનોદિનીએ મનમાં રોશ આણતાં પૂછ્યું.

" એટલે ?" રસીકે તેનો પ્રશ્ન નહિ સમજતાં પૂછ્યું.

" તે રૂપાળી છે ?"

તેના જેવું રૂપ મેં કયાંઇ પણ જોયું નથી. પ્રભુ કૃપાએ રૂપની

સાથે તેનામાં સદ્દગુણોનો પણ ભંડાર ભરેલો છે."

વિનોદિનીને કૈલાસનાં વખાણ મનમાં ન ગમ્યાં. તેણે પૂછ્યું; "તે અંગ્રેજી ભણેલી છે."

"ના, પણ તેનું જ્ઞાન ભલભલા અંગ્રેજી ભણેલાઓને પણ આશ્ચર્ય પમાડે એવું છે."

"ત્યારે તો તમે જરૂર એનેજ પરણુશો નહિ વારૂ!" વિનોદિનીએ ગંભીરતાથી પૂછ્યું.

"હા, તમે ખુશી છો ને?" રસીકે પૂછ્યું.

વિનોદિની મૌન રહી. પુનઃ રસીકે પૂછ્યું. "કેમ જવાબ આપ્યો નહિ? બોલોને?

"હું શું બોલું: મેં કયાં કૈલાસને જોઈ છે કે જેથી હું મારો અભીપ્રાય દર્શાવું?" આમ જવાબ આપી વિનોદિની થોડીક્વાર શાન્ત રહી બોલી; "માસ્તર સાહેબ! હવે શું વિચાર છે?"

"શાનો?"

"તમારા ગામથી કાગળ નથી આવ્યો તેને માટે શું કરશો?"

"આ અઠવાડીયું રાહ જોઈશ અને કાગળ નહિ આવે તો હું નારાયણપુર જઇ આવીશ."

"મને સાથે લઇ જશો?"

"શું કરવા?" રસીકે આશ્ચર્ય પામતાં પૂછ્યું.

"મારે તમારી પ્રાણાધિક કૈલાસને નીરખવી છે." વિનોદિનીએ વ્યંગમાં કહ્યું.

"તે અહિ આવે ત્યારે જોજોને."

" હું તરતજ તમને જણાવી દઇશ કે આવી બલાને પરણવાની જરૂર નથી. "

" પણ તેમાં તમારી સલાહ શું કામની ? "

" કેમ વારૂ ? "

" કૈલાસની પૂર્ણ પરીક્ષા મેં પોતેજ કરેલી છે. તે આ જગતમાં દેવી સમાન છે. "

રસીકનું આ બોલવું વિનોદિનીને ગમ્યું નહિ. તે ઉંડા વિચારમાં પડેલી જણાઇ. રસીકે પૂછ્યું; " કેમ શું વિચારમાં પડયાં ? "

" કાંઇ નહિ સ્હેજ. વારૂ તમે ચ્હા લીધી છે કે નહિ ? " વિનોદિનીએ પૂછ્યું.

" ના. "

" બસ તેથીજ તમે સુસ્ત જણાવ છો. " વિનોદિની એકદમ ખુરશીપરથી ઉભી થઇ અને નજીકની ઓરડી પાસે જઈ તેણે મોટેથી બૂમ મારી; " મહારાજ, એ મહારાજ ? "

" કેમ બ્હેન બા ? " એક હૃષ્ટપુષ્ટ શરીરવાળા બ્રાહ્મણે હાજર થઇ પૂછ્યું.

" ચ્હાના બે કપ બનાવી લાવ. જરા સ્ટ્રોંગ બનાવજે હાં. " વિનોદિનીએ આજ્ઞા આપી. ભટજી ચાલતા થયા. વિનોદિનીએ રસીકની પાસે આવી ખુરશીમાં સ્થાન લીધું. વાંચકોએ યાદ રાખવાનું છે કે રસીક પ્હેલાં ચ્હા પીતો ન્હોતો; પણ અત્રેના સહવાસ પછી તેના એ વિચારનું પરીવર્તન થઇ ચૂકયું હતું. ચ્હા નહિ પીનાર રસીક ચ્હા દેવીનો ચુસ્ત ભક્ત થઇ પડયો હતો. થોડીવારમાં ચ્હા આવી. બે સુંદર કપ ટેબલપર ગોઠવાયા. રસીક અને વિનોદિનીએ પૂર્ણ ઉલ્લાસથી ચ્હા દેવીને

પેટમાં પધરાવ્યાં. બાટી ખાલી થએલા કપ રકેબીને ઉપાડી ચાલતો થયો. તેના ગયા બાદ રસીકે પૂછયું.

" કેમ પેલું લેસન તૈયાર કર્યું ? "

" બળ્યું, હવે મને વાંચવું મુદ્દલે ગમતું નથી. "

" કારણ ? "

" લેસન કરતાં નવલકથાઓની ચોપડીઓ વાંચવી મને ઘણી ગમે છે. "

" એ ટાયલાંવાળી ચોપડીઓ તમને વાંચવી ગમે છે જાણી હું અજબ થાઉં છું ! "

" અરે માસ્તર સાહેબ ! તમે ઘણા જુના જમાનાના વિચાર વાળા હોવાથી તમને નવલકથાઓ વાંચવી કયાંથી ગમે ? નવલ કથામાંથી તો ઘણું શીખવાનું મળી આવે છે મહેરબાન ! "

" ત્યારે કહો વારૂ તમે શું શીખ્યાં ? " રસીકે પૂછયું.

" ખરૂં કહું ? "

" હા. "

" તમે ગુસ્સે થશો તો ? "

" હું શામાટે તમારી પર ગુસ્સે થાઉં ? તમારી પર ગુસ્સે થતાં પહેલાં હું મરવાનુંજ પસંદ કરૂં. "

" ત્યારે શું તમારો મારીપર એટલો બધો પ્યાર છે ? " વિનોદિની રસીક સામે જોઈ રહી.

" હા, પ્યાર નહિ પણ પ્રેમ. "

" પ્યાર અને પ્રેમ એકજ છે. માસ્તર સાહેબ ! હું તો આજ સુધી એમજ સમજતી હતી કે મારી પર માસ્તરની લગીર પણ કૃપા નથી. "

" અરે એ શું બોલ્યાં ? તમને તો હું ખરા પ્રેમથી ચ્હાઉં છું. જો એક દિવસ પણ તમારૂં દર્શન ન થાય તો મારૂં હૃદય બળી જાય."

" આવી પ્રેમ ભાવના સદાકાળ કાયમ રહેશે ને ?"

" એ તો પ્રભુના હાથમાં."

" આપણા હાથમાં નહિ ?" વિનોદિનીએ હશીને પૂછ્યું.

" જવાદો એ વાત; અને મને જણાવો કે નવલકથાઓમાંથી તમને કયો રસ વાંચવો પસંદ પડે છે ?"

" સ્પષ્ટ કહી દઉંને ?" વિનોદિનીએ પૂછ્યું.

" હા, માસ્તરથી હૃદયની વાત છૂપાવીએ તો પાપી ગણાઇએ."

" હું પાપ–પુણ્યને પીછાનતી નથી. વળી એવી હમ્બગ બાબત સમજતી પણ નથી, પરંતુ તમે મારા વ્હાલા......અરે માસ્તસાહેબ હોવાથી હું તમને સ્પષ્ટ અને સાચું જણાવી દેવાની મારી ફરજ સમજું છું. મી. રસીકલાલ ! જો સાચું પૂછાવો અને કહેવરાવો તો મને શૃંગારરસ વાંચવો ઘણોજ ગમે છે. તે એટલે સુધી કે હું જ્યારે તે પુસ્તક પૂરૂં વાંચી લઉં ત્યારેજ પુસ્તકને નીચે મૂકું. આવી શૃંગાર રસવાળી નવલકથાઓને હું પ્રથમ નંબરે પાસ કરૂં છું."

આવું શ્રવણ કરતાં રસીક વિચારમાં પડયો. વિનોદિનીને તે અજ્ઞાન–ભોળી સમજવા લાગ્યો. વિનોદિનીએ તેની સાથે શૃંગારની ચર્ચા ચલાવવા માંડી. રસીક જોકે ભણેલો ડાહ્યો અને સમજુ હતો. પણ આખરે તો તે એક મનુષ્ય જ હતો. સુંદરતાની મૂર્તિ સમી રમણી–એકાન્ત સ્થાન અને શૃંગારની ચર્ચા, યુવાન રસીક ભાન–જ્ઞાનહીન બને તો કંઈ નવાઈ જેવું મનાય નહિ. વિનોદિનીએ ચર્ચા લંબાણ ચલાવી શૃંગારની મહત્તા સાબીત કરી. રસીક મુંઝાયો અને કંઈપણ

જવાબ આપી શકયો નહિ. તેના શરીરમાં વિજળીની માફક ચમકાટ થવા લાગ્યો. લજ્જા અને ભયથી શરીર ધ્રુજવા લાગ્યું. યુવાન બાળાને ભણાવનાર માસ્તર મોહવશ થયો. આજ સુધી નહિ કલ્પેલી કલ્પના તેના મગજમાં ઉદ્દ્ભવી રહી. એટલામાં જ પુનઃ વિનોદિનીએ પૂછયું; "માસ્તર સાહેબ! જો ખરૂં પૂછાવો તો તમારે એજ્યુકેટેડ યુવતી જ પસંદ કરવી જોઇએ. તમારા જેવા ભણેલા–ગણેલાને ગામડીયા ગમાર જેવી બાળા સાથે પરણી પાછળથી પસ્તાવું ના પડે તેની તમારે પૂરેપૂરી સંભાળ રાખવી જોઇએ. તમે જ્યારે મારી પ્રત્યે પ્રેમ ધરાવો છો, ત્યારે જ હું તમારી એક પ્રેમીકા તરીકે મારી ફરજ સમજીને આ સલાહ આપું છું. તમે ખ્યાલ કરી જુઓ કે હૃદય–દિલ એક થયા વિનાનાં લગ્ન કોઇ પણ ઠેકાણે સુખરૂપ નીવડયાં છે? આ કારણથીજ બિચારા લેખકો તેમના મગજના લોહીનું પાણી કરી નવલકથાઓમાંનાં પ્રેમી–પ્રેમીકાના હૃદયની ઐકયતા કરી તેમને કેવાં શૃંગાર રસના રંગમાં તરબોળ કરી મૂકે છે? જ્યારે એવાજ રંગમાં રંગાઈ આનંદ માણી શકે; ત્યારેજ ખરેખરાં દંપતિ બની શકાય. માફ કરજો કે આજે મારે ખુલ્લા દિલથી આપને આવું કહેવું પડયું છે." વિચાર વમળમાં ધસડાતો રસીક બોલ્યો; "તમારૂં કહેવું હું કબુલ કરૂં છું, દિલની એકતા વિનાનાં લગ્ન હું વૃથા સમજું છું."

"તમારા અને કૈલાસનાં દિલ એક થયાં છે?" વિનોદિનીએ પૂછયું.

"દિલ તો એક થયાં છે; પણ તે શરમાળ બાળા તમારી માફક આવી રીતે શૃંગારની ચર્ચા ખુલ્લા દિલથી ચર્ચી શકે નહિ."

"બસ ત્યારે, ત્યાંજ બધું સમાપ્ત થાય છે. એ બધું અજ્ઞાનતાનું પરીણામ. જો તેણે અંગ્રેજી અભ્યાસ કર્યો હોય; શૃંગારરસની

નવલકથાઓ વાંચી હોય, તોજ તે તમારી સાથે છૂટથી વાતચીત કરી શૃગારરસના રંગમાં રંગી આનંદ સમર્પી શકે. પણ જ્યાં સુધી આવું નથી; ત્યાં સુધી તમારે એવી આશા રાખવી એ ખાલી ફાંફાં મારવા જેવું છે.”

રસીકે મૌન ધર્યું. વિનોદિની હઠીલી હતી. તેણે ખુરશી રસીકની નજીક લઇ જતાં કહ્યું; “કેમ શાન્ત રહ્યા ? જવાબ આપોને ?”

“તમને જવાબ આપવાને મારે પૂરતો વિચાર કરવો પડશે.”

“પણ મારૂં કહેવું બરાબર છે ને ?”

“તેનો નિર્ણય હું હવે પછી જણાવીશ. પણ એટલું તો ચોક્કસ છે કે તમે વયમાં ન્હાનાં છો; પણ વાતો–ચર્ચામાં પૂરાં નિપુણ છો. તમારાથી કોઇક ભાગ્યવાન સુખી થશે.”

“પણ હું તો પરણવાની જ નથી ને ?” વિનોદિનીએ સહાસ્ય વદને કહ્યું.

“કેમ વારૂં ?”

“હજી મેં પતિની પસંદગી ક્યાં કરી છે ?”

“પણ તમારા પિતાએ તો કરી હશેને ?”

“પિતાની પસંદગી મારે શું કામની ? પિતાજીની ઇચ્છા જ્યારે પરણાવવાની થશે તે પહેલાં તેઓ મને પૂછશે.”

“પ્રભુકૃપાએ તમને તમારા લાયક પતિ પ્રાપ્ત થાય એવી મારી આશિષ છે.”

“તમારી કૃપાથી એ આશિષ ફળી છે.”

“એટલે ?”

“મારી પસંદગીનો આધાર તમારા વિચારપર છે.”

" એટલે ?"

" સાચું કહી દેતાં મારૂં મન અચકાય છે ?"

" વિના સંકોચે મનની ઇચ્છા જાહેર કરો."

" તે પહેલાં તમે મને એક વચન આપો."

" વચન શાનું ?"

" એ કે મારી વાત સાંભળી તમારે મને નિરાશ ન કરવી."

વિનોદિનીના હૃદયનો ભાવ નહિ સમજનાર રસીકે વિનોદિનીના વાકયચાતુર્યથી અંજાઇ વચન આપ્યું. રસીકે વચન આપતાં પહેલાં કંઈ પણ વિચાર કર્યો નહી. તે તેના મનમાં એમ જ સમજતો હતો કે વિનોદિની એક વિશુદ્ધ બાળા છે. તે મારીપર શુદ્ધ પ્રેમ રાખે છે. આમ સમજીનેજ તેણે ભોળા ભાવે વચન આપી દીધું. વિનોદિની ચબરાક હતી. તેને વચન મળતાં અતી આનંદ થયો, તેણે મોહભર્યા નયને રસીક સામે જોઇ કહ્યું; " વ્હાલા માસ્તરસાહેબ! આપે વચન આપ્યું તેને માટે હું આપની ઉપકારી છું, હવે હું આ પળેજ મારા મનની વેદના પ્રકટ કરૂં છું. પણ તે પહેલાં આપ પ્રત્યે મારી નમ્ર પ્રાર્થના છે કે મારી વાત સાંભળી તમે ચમકતા નહિ યા તો આનંદથી ઘેલા બની જતા નહિ. સમજ્યા કે ?" વિનોદિનીએ રસીકની ખુરશીની અડોઅડ પોતાની ખુરશી લાવી કહ્યું. વિનોદિનીના વર્તનથી રસીક આશ્ચર્ય પામ્યો. તેણે કહ્યું; " મારી પ્રીય શિષ્યાનું આજનું વર્તન નિહાળી હું અજબ થાઉંછું."

" આપે મને પ્રિય શબ્દથી સંબોધી તેને માટે હું કૃતાર્થ થઇ છું. તમારી અજાયબી આ પળેજ દૂર થશે."

" ત્યારે હવે કહી નાખો."

" આજે આપણું પરીવર્તન થવાનું છે." વિનોદિનીએ

વિનોદથી કહ્યું.

" મને બરાબર સમજાવો ? "

" આજે તમે માસ્તર અને હું શિષ્યાને બદલે કંઇક બીજાંજ બનીશું. "

" એટલે ? " રસીકે આંખ્યો વિકાશી પૂછ્યું.

" તમે આજથી માસ્તરને બદલે મારા લવર–પ્રેમી બનશો. " વિનોદિનીએ કહી દીધું.

" કોનો પ્રેમી ? " રસીકે વિસ્મીત વદને પૂછ્યું.

" આ તમારી પ્રિય શિષ્યાના. "

રસીક ચમક્યો અને કંઇક આભો પણ બન્યો. કદાચ વિનોદિની વિનોદ કરતી હશે એમ સમજી બોલ્યો; " હું ક્યાં તમારી પ્રત્યે પ્રેમ નથી રાખતો ? "

" હું ક્યાં એમ કહું છું કે તમે મારીપર પ્રેમ નથી રાખતા ? "

" ત્યારે ? "

" આપણા પ્રેમનું પરીવર્તન થશે. "

" મને હજી પણ બરાબર સમજાવો ? "

" હવે તમે પ્રેમી અને હું પ્રેમીકા. "

" હજી પણ હું ન સમજ્યો ? " રસીકે વ્યાકુળ બનતાં પૂછ્યું.

" તમે ઘણા શાણા છો. માસ્તર સાહેબ ! આજથી આપણો સંબંધ પ્રેમના પંથમાં પ્રબળ બની આગળ વધ્યો છે. આપણે ભવિષ્યનાં દંપતિ બની ચૂક્યાં છીએ. "

" હેં ! તમે આ શું બોલો છો ? " રસીક સફાળો ઉભો થયો.

વિનોદિનીએ તેનો હાથ પકડી ખુરશીમાં બેસાડતાં કહ્યું,

"ડીયર ! ગભરાવ છો શાને ? આપણું જોડું મઝેનું બનશે. આપણે પરસ્પર આનંદ કરી દૂર રહેલા સ્વર્ગને આ પૃથ્વીની સપાટીપર ખેંચી લાવીશું."

"વિનોદિની ! બહુ થયું. હવે મારે કંઇપણ સાંભળવું નથી. આજના એકાન્ત સમયનો આવો દુરૂપયોગ થશે ધારીને હું પસ્તાઉં છું. શું તમે નથી જાણતાં કે હું કૈલાસને મારી કહી ચૂકયો છું ? વળી તમે અને હું જ્ઞાતિએ પણ જુદાં છીએ. આવું જાણવા છતાં તમે આવું બોલો છો જાણી મને ઘણી નવાઇ ઉપજે છે."

"રસીકલાલ ! એમાં નવાઈ પામવા જેવું કંઇજ નથી. હું અને મારા પિતાજી જ્ઞાતિને માનતાંજ નથી. જ્ઞાતિમાં લાયક વર નહિ હોવાથીજ હું હજી અવિવાહીત રહી છું અને પરીણામે ગોડ—ઇશ્વરની કૃપાથી અને મારા સુધારક વિચારથી તમારા જેવું ગુણીયલ રત્ન મેળવવામાં ફત્તેહ પામી છું."

"વિનોદિની ! આ સુધારો નહિ પણ કુધારો છે." રસીકે કંટાળીને કહ્યું.

"આવી માન્યતાથીજ જંગલી ઇન્ડીયનો હજી અવનતીના ઉંડાણમાં ગોથાં ખાયાજ કરે છે."

"વિનોદિની ! હું તમને આજપર્યંત વિશુદ્ધ માનતો હતો."

"હું વિશુદ્ધ જ છું અને મારા વ્હાલાની સાથે પરણી સદા વિશુદ્ધ જ રહીશ."

"મારી કૈલાસ..." રસીક આગળ બોલે એ પહેલાંજ વિનોદિનીના પિતા ત્યાં ઉપસ્થિત થયા અને પુત્રીને તથા માસ્તરને એકાન્તમાં જોઇ આનંદ પ્રદર્શિત કરતાં બોલ્યા; "મી. રસીકલાલ તમારે અને વિનોદિનીને આજે મારી સાથે આવવાનું છે."

"ક્યાં મુરબ્બી ? રસીકે નમ્રતાથી પૂછ્યુ.

"પેલા બાબુશેઠના અનાથાશ્રમમાં."

"ત્યાં આજે શું છે ?"

"મારો વિચાર ત્યાંનાં નિરાશ્રીતોને ઇનામ-દાન આપવાનો છે."

"આપનો વિચાર સ્તુત્ય છે. વારૂ કેટલા વાગે જવાનું છે ?"

"સ્ટાન્ડર્ડ ચારે આપણે ત્યાં જઇશું." કહી શેઠ ચાલતા થયા.

મદનમોહનના ગયા પછી રસીક પણ જવાને ઉભો થયો. વિનોદિનીએ તેનો હાથ પકડી પૂછ્યું; "કેમ શું નિરધાર્યું ?"

"શાનું ?"

"મારા કહેવાનું ?"

"તમારી ઇચ્છા અસ્થાને છે."

"હું માનતી નથી."

"હું મારો પ્રેમ કૈલાસને અર્પી ચૂકેલો છું."

"તે પ્રેમ મને સમર્પો. રસીક! મારૂં માનો, સુખી થશો. મારા પિતાને મારા વિના બીજું સંતાન નહિ હોવાથી જો મારી સાથે લગ્નથી જોડાશો તો લાખોના રૂપીયાના માલીક પણ તમેજ બનશો. માટે ખૂબ વિચાર કરો. બ્રાહ્મણની બુદ્ધિ પાછળ હોય છે. તમે તે બામણીયા બુદ્ધિ દૂર કરી મારી માગણી સ્વીકારો." વિનોદિની રસીકના મુખ તરફ અનિમેષ દ્રષ્ટે નિહાળી રહી. રસીક ગુંચવાયો, વિચારમાં પડયો. લાખ્ખોની મિલકત અને સુંદરી. આ મોહ ભલભલાને લોભાવે લલચાવે તો બીચારા રસીકનું શું ગજું ? તેનું મન ડગમગવા લાગ્યું. કૈલાસની મૂર્તિ નજર સમીપ દેખાઇ. રસીક મુંઝાયો. એટલામાંજ વિનોદિનીએ રસીકનો હાથ તેના હૃદય સાથે દાબ્યો. રસીકના શરીરમાં વિજળીનો સંચાર થયો. મન મોહાંધ અને બ્યા-

કુળ બન્યું. વિશુદ્ધ વિચાર તેને ધ્રુજાવવા લાગ્યા. કૈલાસની મૂર્તિ અદૃશ્ય થઇ. વિનોદિની મંદમંદ હસી રહી હતી. રસીકે મહા પ્રયત્ને મર્કટ સમાન મનને મનાવ્યું અને પછી પોતાનો હાથ ખેંચી લેતાં હસ્તાવદને કહ્યું, "વિનોદિની! તમે જીત્યાં અને હું હાર્યો."

"કેમ વારૂ?"

"તમે મને લલચાવ્યો અને વચનથી બાંધી લીધો."

"તેમાં મેં ખોટું શું કર્યું? સાકર દુધમાં ભળેજ. કહો હવે આપણા સંબંધની વાત પિતાજીને વિદિત કરૂંને?"

"ના, હાલ નહિ." રસીકે ગભરાઇને કહ્યું.

"ત્યારે?"

"મને એકવાર મારે ગામ જઇ આવવા દયો."

"હવે ત્યાં શું બળ્યું છે કે ત્યાં જવાની ઇચ્છા કરો છો?"

"મારો આત્મા મુંઝાય છે. ઘણા દિવસથી કાગળ નહિ હોવાથી બ્રહ્મચારી તથા કૈલાસના અમંગળની શંકા મારા હૃદયને વ્યાકુળ કરી રહી છે. મારે એકવાર જરૂર ત્યાં જવું જોઇએ."

"ત્યાં જશો અને પાછા પેલીને મળશો. વ્હાલા! હુંતો તમને વરીજ ચુકી છું. જો મને નિરાશા મળશે તો હું ઝેર ખાઇને જરૂર મરી જઇશ."

રસીકે તેને આશ્વાસન આપ્યું. આ પછી વધુ કંઇ વાતચિત નહિ કરતાં રસીક સાંજના આવવાનું કહી તેના ગૃહ તરફ જવા ચાલતો થયો. વિનોદિની તેની પાછળ જોઇ રહી. રસીક નજરથી અદૃશ્ય થતાંજ ચાલુ જમાનાના જાલીમ રંગે રંગાએલી એ રમણીએ આનંદના આવેશથી હારમોનીયમ બજાવી એક ગાન ગાવું શરૂ કર્યું.

—(૦)—

# પ્રકરણ ૨૩ મું.

## અનાથાશ્રમ.

સાંજ પડી. ચાર વાગ્યા. રસીક મદનમોહન શેઠને ત્યાં આવ્યો. શેઠ અને વિનોદિની જવાની તૈયારી કરી રહ્યાં હતાં. વિનોદિનીએ આ સમયે અપૂર્વ સ્વાંગ ધારણ કર્યો હતો. રસ્તે જનાર દરેક જનની નજર તેની તરફ આકર્ષાય એવો અપટુડેટ પોશાક પરીધાન કરી તે રસીકની પાસે આવી બોલી; "કેમ આ ડ્રેસ-પોશાક બરાબર છેની ?"

રસીક સુધારાના છેલ્લા પગથીએ ચઢેલી આ ચતુરાને એકાગ્રતાથી નિહાળી બોલ્યો; "ખરેખર આજે તો તમે ખૂબજ બન્યાં છો ! સ્વર્ગની જીવતી-જાગતી અપ્સરા જાણે આ જમીનપર ઉતરી આવી હોય એવાં સુંદર તમે જણાવ છો. હું પણ તમને નિહાળી ખુશ-ખુશ થયો છું." વિનોદિની જવાબ આપે તે પહેલાં તેના પિતા પણ અંગ્રેજી પહેરવેશથી ખુદ સાહેબ જેવા બની ત્યાં આવ્યા. તેમણે રસીકની સાથે હશી હસ્તધુનન કર્યું. મોટર તૈયાર થયાની ખબર સેવકે આપી. ત્રણે નીચે ઉતર્યા અને મોટરમાં બીરાજી અનાથાશ્રમમાં આવ્યાં. અનાથાશ્રમના કાર્યકર્તાઓએ તેમને આવકાર આપ્યો. સઘળી તૈયારી અગાઉથી કરી રાખી હતી. આશ્રમ બાળકોથી અને અન્ય જનોથી ભરાઇ ગયું હતું. ધ્વજા પતાકાઓથી આશ્રમની શોભા અવર્ણનીય બની રહી હતી. મદનમોહને પ્રમુખસ્થાન શોભાવ્યું. બાદ આશ્રમના બે બાળકોએ ઉભાં થઈ પ્રભુ સ્તુતિનું ગાન ગાયા બાદ એક નાટયમાં ગવાએલું ગાન થોડાક ફેરફાર સાથે ગાવું શરૂ કર્યું.

અમે તો અનાથ નિરાધાર, તમે સૌ કરો અમારી વ્હાર,
અમે માબાપ વગરનાં બાળ, અમારો એક પ્રભુ રખવાળ;
મળે નવ રહેવા ઘર કે બાર, રઝળતાં હાય ગરીબ લાચાર— અમે.

કળયુગ કેરા રાજ્યમાં પડે ભયંકર કાળ,
સુખની વાડી હિંદની, વરતે હાહાકાર:
ભુખ દુઃખના ત્રાસથી કંઇક બન્યાં કંગાલ,
વેચ્યો વ્હાલા ધર્મને, વેચ્યાં વ્હાલાં બાળ.

થયા એ દીન તણા એ હાલ, ઘુમતો દશ દિશમાં દુષ્કાલ,
કરીને ગર્જના અતિ વિકાળ, કુદતો ફાળ ઉપર દઈ ફાળ;
કરતો ઘેર ઘેર સંહાર, તમે સૌ કરો અમારી વ્હાર—અમે.

ટળ વળતી કંઇ માવડી, રડતી પડતી જાય.
પરને શરણે સોંપતી. મોંઘેરા નીજ બાળ.
ઝુરીઝુરી મરતી એ પછી, વચ્છ વિખુટી ગાય;
બાળુડાં એ બાપડાં, પર હસ્તે હિજરાય.

અમારા એવા બુરા હાલ, અરે ઓ ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ.
અહિંસા પરમ ધર્મ વદનાર, બચાવો દીન તમારાં બાળ;
સુણી આ અનાથના પોકાર, તમે સૌ કરો અમારી વ્હાર—અમે.

ગાન પુરૂ થતાં સર્વે જનોએ તાળીઓના ગડગડાટ સાથે ગાન વધાવી લીધું અને પછી બાળાઓએ સર્વ સજ્જનોને પુષ્પોથી વધાવ્યા. બાદ નીચે પ્રમાણે એક સંવાદ ચાલુ થયો.

* * * * *

દેશભક્તોના ઉત્તમ પાઠનું અધ્યન કરતો અને વિચારમાં તદ્રુપ બનેલો એક યુવક આમ તેમ આંટા મારી રહ્યો છે. આ યુવ-

કનું નામ વિનોદકાંત છે. તેણે બોલવા માંડયું.

મારૂં મુખ્ય કર્તવ્ય, હૃદયની આશ; આત્માનો આનંદ, જીંદગીની જરૂરીઆત શામાં સમાએલી હશે? તો હું એકજ અવાજ, પુરા પ્રેમથી, સાચા દિલથી પોકારીશ કે માતૃ ભક્તિ, અને તે માતૃ ભક્તિ માત્ર એક અવાજથીજ પૂર્ણ કરીશ. અહા તે ઉદ્‌ગાર અન્ય કોઇ નહિ પણ મારી ભારત માતાની જય:

આમ બોલી પુનઃ તે યુવક આમ તેમ આંટા મારવા લાગ્યો. એટલામાં તેનો મિત્ર કે જેનું નામ પ્રિયકાંત હતું તે ત્યાં આવી વિનોદને જોઈ બોલ્યો.

" કેમ ભાઇ ! શા વિચારમાં પડ્યા છો ? "

" પ્રિયકાંત ! વિચારનું શું કહું ! દેશના દુઃખ રૂપી વાદળને ભેદવા જેટલા વિચાર કરીએ તેટલા થોડાજ છે. સમયને અનુસરી પોતાના કાર્યમાં મશગુલ રહી દરેક મનુષ્યે પોતાથી બનતું માતૃભૂમિ માટે કરી સદા સર્વદા સત્યને પંથે ચાલવાની કોશીશ કરવી. "

**પ્રિયકાંત**—અલ્યા વિનોદ ! તું જ્યારે ને ત્યારે„ આવાંજ ટાયલાં કર્યા કરે છે. હાસ્ય વિનોદની વાતો કે ઘડીભર ગમત તો તું કરતો જ નથી, અરે આતે તને શી લ્હે લાગી છે?

**વિનોદ**—તું સુજ્ઞ હોવા છતાં તારા મુખમાંથી આવા શબ્દો સાંભળી મારૂં હૃદય કંપે છે. પ્રિયકાંત ! હિંદુસ્થાન સ્વતંત્ર નથી, ભારત માતા બંધીખાને છે; તો પછી હિંદીઓને હાસ્ય વિનોદ કેવા ? "

**પ્રિયકાંત**—વિનોદ ! એ સર્વ સત્ય છે, પરંતુ આપણે શું કરવા

શક્તિમાન છીએ ? આપણી આશા મૃગજળ સમાન છે. શું અશકય વસ્તુ કદાપિ શકય હોઇ શકિત હશે ?

વિનોદ—અરે ! તું આ શું બોલ્યો ? અશકય ! અશકય કોને કહે છે? કોઇપણ વસ્તુ અશકય છેજ નહિ. મહાન પુરૂષ નેપોલી-અનના વચનને યાદ કર ! તે કહે છે કે "અશકય શબ્દ મૂર્ખાઓના શબ્દ કોષમાંજ છે." આત્મ સંયમથી અને સત્યના શસ્ત્રોથી મનુષ્ય ધારે તે કરવા સમર્થ છે. જો સાંભળ! પ્રાચિનકાળમાં ભિષ્મપિતામહ આત્મ સંયમથી એક સમયે મરણને રોકવા પૂર્ણ સમર્થ થયા હતા. ભાઇ ! સંયમ શું ન કરી શકે?"

પ્રિયકાંત—વિનોદ ! એ સર્વ ખરૂં, પરંતુ મને આ સત્ય લાગતું નથી. દેશની મોટી મોટી વાતો કરનારા તો ઘણા છે પણ સ્વદેશ યજ્ઞમાં સ્વાર્થની આહુતિ આપનાર ઘણાજ થોડા માણસો છે. દેશોન્નતિ કરવાનું પ્રથમ સાદુ અને સરળ સાધન લોકોના અંતરમાં ઠસતું નથી, તો પછી અન્ય સ્વાર્થ ત્યાગની તો વાતજ શી કરવી. વિનોદ ! તારૂં કહેવું સત્ય છે. દરેક મનુષ્યને જન્મે ત્યારથીજ ત્રણ રૂણ અદા કરવાનાં હોય છે અને જ્યારે તે અદા કરી શકે ત્યારેજ મનુષ્યની જીવન યાત્રાની ખરેખર શાર્થકતા થઇ સમજવી." પ્રિયકાંતનું બોલવું પૂર્ણ થતાંજ એક છોકરાએ આવી જણાવ્યું કે, "દયા શ્રદ્ધા-ધર્મ, આત્મસંયમ વગેરેના પરીણામે આખરે ભારત માતાનો જય છે."

સંવાદ પૂર્ણ થયો અને સર્વત્ર શાન્તિ પથરાઇ ગઇ. મદનમોહને ઉભા થઇ ભાષણ કર્યું અને પછી એક પછી એક બાળકોને ઈનામ

આપ્યાં. છોકરાઓનું ઇનામ સંપૂર્ણ થયું અને છોકરીઓનું ઇનામ ચાલું થયું. પ્રથમ નંબરે જે બાલિકા આવી તેને ઇનામ આપતાં મદનમોહનની નજર તેની ઉપર પડી અને બાળીકાના ગળામાંના માંદળીઆને ધારી ધારી તે જોવા લાગ્યા; અને જોતાં જોતાં શેઠના મુખ મંડળ ઉપર અવનવા ફેરફારો થવા લાગ્યા. ઇનામ લઈ બાળા ચાલતી થઇ અને એક પછી એક એમ ઇનામ વ્હેંચી મદન-મોહન પુનઃ ખુરશી ઉપર બેઠા. બાદ બાળીકાઓએ પ્રભુ સ્તુતિ ગાવાનું શરૂ કર્યું.

હવે તો કૃપા કરો કિરતાર,
ધીમે ધીમે પાપ પુંજનો વધ્યો ભૂમિ પર ભાર— હવે.
અજ્ઞાન તિમિર અતિ ફેલાયો સૃષ્ટિ થઇ બેકાર
આશા રૂપી જ્યોતિ વિના પ્રભુ કેમ થાય ઉદ્ધાર.— હવે.
જીવન નૌકા દુઃખ દરિયામાં તરતી વિણ આધાર,
તમ વિના પ્રભુ કોણ ઉગારે કોણ ઉતારે પાર:— હવે.
આત્મશક્તિ દો, વિમલ બુદ્ધિ દયો, ઉપજે યુક્ત વિચાર
એકવાર પ્રભુ પુનઃ થાએ નવજીવન સંચાર— હવે.

ઇશ્વર સ્તુતિ નાઇ રહ્યા બાદ મીઠાઇ વ્હેંચાઈ. બાદ ધીમે ધીમે મેળાવડાનું વિસર્જન થયું એક શિક્ષીકા મદનમોહન–વિનોદિની અને રસીક સિવાય મેળાવડાના ઓરડામાં કોઇ રહ્યું નહિ. પોતાની શંકાનું સમાધાન કરવા શેઠે શિક્ષીકાને પૂછ્યું; બ્હેન ! આપણા આશ્રમમાં પ્રથમ નંબરની બાલિકા કોણ છે? તે શા નામથી ઓળખાય છે અને તે આ આશ્રમમાં કેવી રીતે આવી છે વગેરે જણાવી મારી શંકાનું સમાધાન કરો ? શેઠના પ્રશ્નનો ઉત્તર આપતાં શિક્ષીકા કહેવા લાગ્યાં.

પ્રથમ નંબરની બાલિકા આશ્રમમાં મનોરમાના નામથી ઓળખાય છે અને તે તેની દિવ્ય મુખાકૃતિ અને ઉત્તમ ગુણોથી સર્વને પ્રિય થઇ પડી છે. તેને હું મારા પ્રાણથી પણ વિશેષ ચાહું છું. લગભગ બે વર્ષપર હું આ ઓરડામાં બેઠી બેઠી વિચાર કરતી હતી. મારૂં મન આશ્રમની વ્યવસ્થા શી રીતે કરવી તે વિચારોમાં ગુંથાયું હતું. તે પ્રસંગે મારી ઓરડીનાં બારણા ખખડવા મંડ્યા. કૃષ્ણપક્ષની અંધારી રાત્રિ હતી. અને લગભગ એક પ્રહર રાત્રિ વીતી ચૂકી હતી. બારણાં ખખડતાંની સાથે હું એકદમ ઉભી થઈ દ્વાર પાસે ગઇ અને તેને ઉઘાડતાં એક ટોપલી મારી નજરે પડી. દ્વારની બહાર ભિષણ અંધકાર છવાએલો હતો અને તેથી ટોપલી સિવાય અન્ય કાંઇપણ મારા જોવામાં આવ્યું નહિ. ટોપલી ઉપાડી હું અંદર આવી અને જોઉછું તો એક બે વર્ષની બાલિકા પોતાના અંગુઠાને ધાવતી ટોપલીમાં નિર્દોષ રમત રમી રહી હતી. તેજ બાલિકા તે આ આશ્રમની મનોરમા. જ્યારે તેને ટોપલીમાંથી બહાર કાઢી ત્યારે તેના ગળામાં એક ત્રાંબાનું માદળીયું હતું અને તેની ઉપર પ્રાકૃત ભાષાના શબ્દો લખેલા હતા. તે શબ્દો હું વાંચી શકી નહિ. કારણકે તે તદ્દન ઘસાઇ ગએલા હતા. અત્યાર સુધી પણ તે માદળીયું તેના ગળામાં છે અને ઘસારાથી અક્ષરો દેખાતા બંધ થયા છે. આ ઘટનાને લગભગ બાર વર્ષ થવા આવ્યાં છે. આટલું બોલી શિક્ષીકા શાંત રહી. મનોરમાનું વૃત્તાંત શિક્ષીકાના મુખે સાંભળી શેઠના મનનું કંઇક અંશે સમાધાન થયું. આ પછી તેમણે જવાની તૈયારી કરી. રસીકે થોડીવાર આ સ્થળે રોકાવાની પોતાની ઇચ્છા જાહેર કરી. મદનમોહનશેઠ વિનોદિની સાથે મોટરમાં બેસી વિદાય થયા.



## પ્રકરણ ૨૪ મું.

### ચઢતી પડતીના ચમત્કાર.

સુખ સમયમાં છકી ન જાવું,
દુઃખમાં ન હિંમત હારવી;
સુખ દુઃખ સદા ટકતાં નથી,
એ નીતિ ઉર ઉતારવી.

ક. દ. ડા.

મદનમોહન અને વિનોદિનીના ગયા પછી એકલો પડેલો રસીક આશ્રમના મકાનમાં ફરી મકાનની સુંદર બાંધણી રચના વગેરેનું નિરિક્ષણ કરવા લાગ્યો. મકાન ભવ્ય હતું. બંધાવનાર બાબુશેઠે આ આશ્રમ બંધાવવા પાછળ ઘણા રૂપીઆ ખર્ચ્યા હતા. આવા ઉદારાત્માના આ શુભ કાર્યથી રસીકના હૃદય માંથી સ્વાભાવિક જ પ્રશંસાના ઉદ્ગાર નીકળી પડયા. આ અરસામાંજ આશ્રમના મેનેજરે આવી પૂછયું.

"કાં મહાશય ! શું વિચાર કરો છો ?"

રસીકે કહ્યું; "આ આશ્રમના બંધાવનાર શેઠને મારા મનથી ધન્યવાદ આપી રહ્યો છું. આવા શ્રીમાનોનું નામ અમર છે. હું આ આશ્રમના બંધાવનાર શેઠનું જીવન જાણવા ઈચ્છુંછું."

મેનેજર વૃદ્ધ હતો. બાબુશેઠનો તે જુનો નોકર હતો. રસી-

કનો આ પ્રશ્ન-ઇચ્છા જાણુતાં તેનું મુખ વિલાયું. અગાઉના બનાવ જાણે આજેજ બન્યા હોય એવા ભાવ તેના મુખપર થઇરહ્યા. તેણે ધીમે ધીમે કહેવા માંડયું, " ભાઇ ! આજ સુધી ઘણા જનોએ આ આશ્રમની મુલાકાત લીધી છે; પણ તેમાંના કોઇએ બાબુશેઠના જીવનની માહિતી મેળવવાની ઇચ્છા કરી નથી. તમે કોઇક સંસ્કારી છો. ભાઇ ! બાબુશેઠ જેવો દયાળુ-દાનો અને પરોપકારી માણસ હજી કોઇ થયો નથી અને થશે પણ નહી. તેણે તેની જીંદગીમાં ઘણું સહન કર્યું છે. ચઢતી પડતીના ચમત્કાર તેણે બરાબર અવલોક્યા છે. તેની પાસે વિપુલ દ્રવ્ય સંપત્તિ હતી; પણ તેના દિલમાં અભિમાનનો અંશ ન્હોતો. તેનું જીવન પ્રશંસનીય હતું. ભાઈ ! આવો, હું તમને નિરાંતથી તેમની સર્વ જીવનકથા કહી સંભળાવું." આટલું બોલી મેનેજર રસીકને એક ઓરડામાં લઇ ગયો. ત્યાં પાથરેલી ગાદીપર રસીકે સ્થાન લીધું.

મેનેજરે તેની સામે બેસી બાબુ શેઠનું જીવનવૃત્તાંત કહેવા માંડયું,

બંગાલ ઇલાકામાં શ્રીભદ્રા નામે એક નગરી આવેલી હતી. એ નગરીનો વેપાર બીજા દેશો સાથે ઘણી જ સારી રીતે ચાલતો હોવાથી તે એક વેપારનું મોટું મથક થઇ પડયું હતું. એ નગરીનો રાજા ઘણોજ ધર્મિષ્ઠ અને નીતિવાન હોઈ यथा राजा तथा प्रजा આ પ્રમાણભૂતવાકયના આધારે રાજાના ગુણો તેની રૈયતમાં ઉતર્યા હતા. મતલબ કે તેની નગરીની તમામ પ્રજા નીતિવાન હતી. પ્રજાહિતનાં કાર્યો કરવામાં તે રાજા પોતાના વખતનો અમુક કાળ ગાળતા. ભદ્રા નગરીમાં વિશેષે કરીને ધનાઢય પુરૂષો વસતા હતા. આ નગરીમાં દરરોજ હજ્જારો લાખ્ખો અને કરોડો ખાંડી માલની ઉથલપાથલ થતી અને સ્ટીમર મારફતે દેશા-

વરનો માલ પુશ્કળ પ્રમાણમાં આવતો જતો હતો. આ કારણના લીધે વેપાર રોજગાર સારી રીતે ચાલતો હોવાથી સામાન્ય વર્ગ પણ સુખી હતો અને રંક દારિદ્રયહિન હતા. આ નગરીમાં ધનાઢય પુરૂષોની પંકતિમાં ગણાતા બાબુ રસિકચંદ્રસેન એક ભવ્ય મહાલયમાં રહેતા હતા. તેમની પત્નીનું નામ વિભાવરી હતું. તે શ્રીમાનને સંતતિનું સુખ પણ સંપૂર્ણ હતું. બાબુ ઉદાર દીલના કર્ણ સમાન દાનેશ્વરી હતા. પાસે અઢળક દ્રવ્ય હોવા છતાં પતિપત્નિ ગર્વરહિત રહેતાં.

તેઓ દરિયાના વ્હેપારમાં એટલા બધા આગળ વધેલા હતા કે શ્રીભદ્રા નગરીના પ્રથમ પંકિતના પ્રતિષ્ઠિત વ્યાપારી ગણાતા હતા અને તેમનાં અનેક વહાણો ફરતાં હતાં અને તેમાં લાખ્ખો રૂપીઆનો માલ આવ જા થતો હતો. જેવોકે કરિયાણું, ચોખા વગેરે જાતનું અનાજ આવતું જતું હતું, જે અનાજ ભરવા માટે પણ મોટાં અનેક ગોડાઉન્સો—વખારો હતાં.

રહેવાને માટે ચાર ચાર માળનાં સુંદર બાંધણીનાં ભવ્ય મકાનો હતાં. તથા બીજાં આઠ દસ મ્હોટાં મકાનો હતાં. જે લોકોને સારા ભાડાથી આપેલાં હતાં. એ ઉપરાન્ત એક તેલની મિલ તથા એક ચોખા ખાંડવાની મિલ પણ હતી.

મિલો તથા વ્યાપારની બહોળી પ્રવૃત્તિને અંગે કેટલાક ઇજનેરો, ટંડેલો, મેનેજરો, ખલાસી, કારકુનો તથા કરાણીઓનો મ્હોટો પગાર દર મહિને ચૂકાવવામાં આવતો હતો. ઇશ્વર કૃપાથી દર વરસે શેઠને લાખ્ખો રૂપીઆનો નફો મળતો.

બાબુશેઠ સવારમાં દરરોજ મિલમાં ફરવા જતા અને બપોરે દસ વાગ્યે ઘર આગળ આવી મન માન્યાં ભોજનો આદિ જમતા હતા.

પોતે ઇશ્વર પ્રત્યે પૂર્ણ શ્રદ્ધાળુ હતા. પરંતુ ધંધાના વ્યવસાયથી ઇશ્વર ભજનનો સમય સાંજનો નિર્માણ કર્યો હતો.

ભોજનાદિ કાર્યથી વિમુક્ત થઇ આરામ લીધા બાદ સમય થતાં એક વિશ્વાસુ કોચમેન ( ગાડીવાળો ) ચાર ઘોડાની વિકટોરિઆ તૈયાર કરી તેમના મકાનના દરવાજા પાસે ઉભો રહેતો. ઘોડા સુંદર મજબુત અને એકજ રંગના હતા. જેથી ગાડી એક જોવા લાયક બની રહેતી. કોચમેન પોતાની પાસેથી એક નાના છોકરાને મોકલી ગાડી આવ્યાના સમાચાર મોકલાવતો. શેઠ પોતે પાનની બીડી ચાવતા ચાવતા આવતા અને ગાડીમાં બેસતાંજ ઘોડાનું ચાલવું શરૂ થતું હતું. રસ્તે ગાડી પૂરપાટ ચાલતી. તે વખતે બજારના વેપારીઓ એક પછી એક સલામો ભરતા હતા. પરંતુ બાબુભાઇને સલામો કરવાનો વખત મળતો ન હતો. આ બધું માન શ્રીમાનના વૈભવ અને વ્યાપારના યોગેજ હતું.

પેઢી ઉપર પહોંચતાંજ પ્રથમ દેશાવરથી આવેલી જરૂરી ટપાલ જોઇ લેતા અને હુંડીઓ ચેકોમાં જેજે ઠેકાણે સહીઓ કરવાની હોય ત્યાં કરી દેતા. અને પછી વિગતોની સૂચનાઓ મુનીમને પોતે આપી દઇ બપોરના ત્રણ વાગતાં પાછા ફરતા અને જાહેર મિટિંગો, તથા બીજાં લોકોપયોગી કાર્યોમાં જતા આવતા હતા.

તેઓશ્રી ધર્મનિષ્ટ હોવાથી જ્યારે જ્યારે ધર્મ કાર્યોમાં ટીપ વગેરે કરવાનો વખત આવતો ત્યારે ઇશ્વરની આપેલી સમૃદ્ધિનો યોગ્ય ઉપયોગ કરતા હતા અને સમજતા હતા કે:—

સૃજેલાં શ્રી પ્રભુજીએ, મનુષ્યો સર્વ સરખાં છે;
નથી કાંઇ ઉંચ કે નીચાં, જીવન તો સૌનાં સરખાં છે;

પ્રભુજીની જગત વાડી, તણાં ફુલડાં સૌ જીવો,
સુગંધિથી ભરેલાં સૌ, સમજીએ તોયે સરખાં છે;
વિષમ આ વિશ્વનો વાયુ, કરે જીવ ક્રોધીને ઘેલાં,
ન મનહર દોષ માનવનો, સકળ આત્માઓ સરખાં છે.

બાબુશેઠ સર્વની સાથે હેત પ્રીતિથી રહેતા હતા અને સમજતા હતા કે સર્વ મનુષ્યોના આત્મા એકજ છે. સર્વ ઈશ્વરનાં બનાવેલાં પુતળાં છે.

બાબુભાઇના મોટા પુત્ર વિલાયત જઇ આવી બારીષ્ટરની પદ્વી સંપાદન કરી આવેલા હતા, અને પોતાના કાર્યમાં સારા પૈસા કમાવા લાગ્યા હતા અને તેમની પછી થોડા વખતે તેમના નાના ભાઈ ડૉક્ટરી સિવિલસર્જનની પરીક્ષામાં ઉત્તમ પંક્તિએ પાસ થઈ આવ્યા હતા. પોતે બીજાની તાબેદારી નહિ સેવવી એવા વિચારના હતા અને કહ્યું છે કે પારકી આશ સદા નિરાશ, "પરાધીન સ્વપ્ને પણ સુખ નહિ" અનુસાર પોતે બજારના એક ખાસ ભાગમાં વિશાળ જગ્યા રાખીને તેમાં દવાખાનું શરૂ કર્યું હતું. જેનો હજારો સ્ત્રી, પુરૂષો લાભ લઈ સુખી થતાં અને આશિષ તથા પૈસા અર્પણ કરતાં હતાં.

ત્રીજા પુત્ર ઇન્જીનીઅરની વાર્ષિક પરીક્ષામાં નાપાસ થએલા હતા. પરંતુ ઉમેદ નહિ છોડતાં અભ્યાસ ચાલુ રાખી બહાર ગામજ રહેતા હતા.

હવે સૌથી :કનિષ્ટ—નાના પુત્રની ઉમ્મર તેરક વર્ષની હતી. તેઓ પોતાના વતનમાં વિદ્યાભ્યાસ કરતા હતા. તેઓ પોતાના વર્ગમાં હર વરસે પહેલેજ નંબરે પાસ થતા હતા. આથી તેમની ઉપર પણ શેઠની પ્રીતિ ઘણીજ હતી.

આપણા દેશમાં વિક્રમ રાજા થઇ ગયા. જે પરદુઃખભંજનને નામે આજે ઓળખાય છે. તેમ આ બાબુ શેઠના આગળ ભિક્ષુકો, બ્રાહ્મણો વગેરે આવતા હતા. તેમને પૈસા અનાજ વગેરે આપવામાં આવતું હતું. ગામમાં કુવાની પાણીઆરી કુવેથી પાણી વગર પાછી આવે તો શેઠને ઘેર ગએલો કોઇ અભ્યાગત પાછો આવે. આવાં અનેક દાનનાં સદાવ્રતો શેઠનાં પોતાના સ્થળમાં ચાલતાં હતાં. જેનો લાભ લઇ અસંખ્ય માણસો આશિષ દેતાં હતાં.

આવું અતિ મોટું કુટુંબ, પૈસા, વૈભવ હોવાં છતાં બાબુશેઠ પોતે મિતાહારી અને નિયમનું સંપૂર્ણ પાલન કરનારા હતા. જેથી લોકો તેમની ઉમ્મર બાવન–પંચાવન કલ્પી શકતા હતા, પરંતુ બાબુશેઠને વાસ્તવિક રીતે બાસઠ વરસ થયાં હતાં.

બાબુશેઠ પોતે ગાડીમાં, વાડીમાં અને પેઢીમાં બેસતા ત્યારે તેમને માટે સુંદર, સુંવાળા ગાલીચા પાથરેલા રહેતા. પોતે કદી પાયદળ ચાલેલા નહિ જેથી તેમને પગમાં કાંટો વાગે ત્યારે કેવો કડવો અનુભવ થાય છે તેનું યતકિંચિત્ પણ ભાન હતું નહિ.

બાબુશેઠ જેવા ધર્મિષ્ટ હતા તેવા ગર્વરહિત પણ હતા અને સર્વને સરખી રીતે સમજતા હતા. પરંતુ થવા કાળની આગળ કોઈ ડાહ્યું નથી. રાવણને મંદોદરીએ ઘણો સમજાવ્યો પરંતુ તેનું બુરૂં થવાનું હતું જેથી તેણે માન્યું નહિ.

ક્રોધ ચઢે છે ત્યારે મનુષ્ય અજ્ઞાની–સમજ વગરનો છતી આંખે અંધ બની જાય છે. એ અનુસારઃ—

બાબુશેઠ એક દિવસે ઘર આગળથી પરવારી પોતાની પેઢી ઉપર ગયા પણ ગાડીમાંથી ઉતરતા પહેલાં, જગતકર્તા અનહદ ચતુરાઇથી બીજી બાજુ રજુ કરી રહ્યા હતા. અને તે એજ કે બાબુશેઠ

ગાડીમાંથી ઉતરી ત્રણ પગથીઆં ચઢી પોતાની જગ્યા ઉપર જતા પહેલાં ત્યાં ઉભેલા એક યોગીમહારાજે પ્રશ્ન કર્યો " બાબુજી હમ ભૂખા હૈ, કુછ ખાનેકા દિલાઓ."

બાબુશેઠ આવા માણસોને કોઇ દિવસ નિરાશ કરતા નહિ. પરંતુ તેની અવળી ભાગ્યદશાનો નવો પડદો પડવાની તૈયારીમાં હોવાથી આ બધું બનતું હતું. જેથી બાબુશેઠ બોલ્યા. " મહારાજ અભી ઠહર જાઓ " આમ કહી બાબુશેઠ જેવા પોતાના રેશમી ગાલીચાપર પગ મુકવા જાય છે કે મહારાજ કુપિત થઇ બોલ્યા.

" ક્યા હમ કુછ દૌલત મંગતા હૈ યા કુછ કપડાં મંગતા હૈ કે તૂમ બોલતે હો કે અભી ઠહર જાવ ? "

શેઠ ભાવિના ભૂલાવાથી ક્રોધાવેશમાં બોલી ઉઠયા " ચલજા લુચ્ચા જોગટા, દુનિયામાં ફિરકે મુફતકા માલ ખાતા ઔર મિજાજ કરતા."

" મહારાજ બોલ્યાઃ—ક્યા તૂં ભૂખા ઘરસે આયા હૈ કે હમ ભી બપોરકા બે બજે તક ભૂખા રહે. "

આવું સાંભળતાંજ શેઠનો ક્રોધ વધી ગયો અને પેલા જોગીમહારાજને જરા ધક્કો લગાવ્યો. સાધુ પગથીઆના પત્થર સાથે જોરથી અથડાયો અને તેના કપાળમાંથી લોહી વહેવા લાગ્યું.

સાહસ કર્મ કર્યા થકી, હોય હર્ષનો નાશ;
દેખો એ દષ્ટાન્તથી, કહે કવિ સામળદાસ.

ઉપરની કવી સામળની કવિતાના બોધ અનુસાર જોગિમહારાજે શેઠના ક્રોધના પ્રતિ ધ્વનિ રૂપે શાપ દીધો કે " જા તેરા સત્યાનાશ હો જાયગા. "

શાપ દઇ યોગીરાજ ચાલી નીકળ્યા. બાબુએ અત્યારે યોગી-

મહારાજના શબ્દો નિરર્થક માની લઇ તે તરફ ધ્યાન આપ્યું નહિ અને પોતાની ગાદી ઉપર બિરાજ્યા અને દરેકનાં કામકાજ તપાસવા લાગ્યા, બાદ યોગ્ય સૂચનાઓ કરી અંતે બહાર આવી ગાડીમાં બેસી ઘર તરફ વળ્યા. રસ્તામાં પેલા યોગીમહારાજને વાગવાના તથા તેને ભૂખ્યો કાઢયાના તરંગના ઘોડા મનઃવ્યાપાર કરવા લાગ્યા ચીત અસ્વસ્થ થવા લાગ્યું અને ઉતાવળમાં કરેલી નાની પણ નહિ ઇચ્છવા જેવી ભૂલનો પશ્ચાતાપ કરવા લાગ્યા. છેવટે ઘેર આવ્યા ત્યાં પોતાનાં શિયળવતિ પત્નીએ આવકાર સાથે પાન સોપારી તથા પાણી આપી નિત્યના નિયમ મુજબનો પતિનો સતિને છાજતો સત્કાર કર્યો.

વિભાવરી સતિ અને વિદ્વાન હતી. સ્વામિનો ચ્હેરો ઉદાસ જોઇ સહજ પૂછવા લાગી " કેમ આજે આપનો ચ્હેરો મને નિસ્તેજ જણાય છે ? શું વિચારમાં છો ? બાબુશેઠે જવાબ આપ્યો, " કંઇ નહિ." પરંતુ સ્ત્રીહઠ વધી જાય છે અને ફરી શેઠાણીએ પ્રશ્ન કર્યો, "શું મારે જાણવા જેવું નથી?" બાબુશેઠે કહેવા માંડયું કેટલાક અલ્પ જ્ઞાનવાળા માણસો પોતાની વિદ્યાનો જુવાનીનો પૈસાનો મનમાં અહંકાર લાવી છકી જાય છે ત્યારે મને મારી બાલ્યાવસ્થાની ગરીબાઇ જોવીને તેવી આબેહુબ યાદ આવે છે ને તેથી ગરીબો તરફ મને લાગણીની નજરથી જોવાની ખાસ ટેવ પડેલી છે, પરંતુ આજે કોણ જાણે કયા વખતના પાપના કારણને લઇને એક અઘોર પાતક મારી ઉતાવળમાં છે, જે મારા મનમાં કંટકની પેઠે સાલે છે." પત્નિએ પ્રશ્ન કર્યો " પ્રાણેશ બોલો ? એવું તે શું પાતક આપનાથી થઇ ગયુંછે ? "

બાબુશેઠ કહે, આજે મેં કયા નર પિશાચ કે ઘોર કાર્ય કરવાવાળી સ્ત્રીનું મુખ જોયું હશે કે ઘેરથી જેવો હું પેઢી ઉપર ગયો કે ત્યાં

એક વયોવૃદ્ધ યોગી મહારાજ આવી ઉભેલા હતા અને તેણે મારી દુકાનમાં પેસવાના સમયેજ સવાલ કર્યો કે "બાબુશેઠ હમકો કૂછ ખાનેકા, દિલાઓ ?" મેં મારા કામની ઉતાવળમાં તેના દુઃખીત પ્રશ્ન ઉપર ધ્યાન દીધું નહિ અને તેનો બીજો પ્રશ્ન નીકળતાં ક્રોધાતુર થઇ મહાન ભૂલ કરી તે એજ કે તે બિચારા નિર્દોષ યોગી મહારાજને મેં ધક્કો દઈ ખસેડવા જતાં તે પડી ગયો અને તેના બદલામાં હું તેના દુઃખીત હૃદયથી શાપ પામ્યો કે જા તેરા સત્યાનાશ હો જાયગા. મને યાદ આવે છે કે મનુષ્યને બુરૂં થવાની નિશાનીઓ આવી અને આવા પ્રકારનીજ હોય છે. પરંતુ ભાવિ મિથ્યા થાય નહિ. પોતાનાં કરેલાં કર્મો પછીથી યાદ આવતાં ઘણો પશ્ચાતાપ થાય છે, પરંતુ તે બધું કંઇ કામનું નથી.

બગડેલી બુદ્ધિને શિખામણ કેઃ—

સમજાવી ત્યારે સમજી નહિ,
વચ્ચે ભાંજગડી આ ગર્વીજી;
ઘરનો ધણી જ્યારે ગોસાંઇ થયો
ત્યારે વળતી પાછળથી વનિતા સમજીજી.

પાપ બુદ્ધિ સૂઝી આવતાં મનુષ્યને કંઇ સૂઝતું નથી, કારણ કે તેની આગળ અહંકારનો ડુંગર આવી મદદ રૂપે ખડો થાય છે અને જ્યારે ગોસાંઇ (લંગોટધારી) ની પેઠે સર્વ સુખ નાશ પામે છે ત્યારે બુદ્ધિ વનિતાને સમજ આવે છે.

શેઠની સઘળી વાત ધ્યાન પૂર્વક શ્રવણ કરી શેઠાણીએ યોગ્ય શબ્દોમાં શેઠના મનનું શાંતવન કરી કહ્યું,

જો મતિ પહેલે ઉપજે વો મતિ પીછે હોય;
વિચારી જુઓ મન વિષે, વિઘ્ન ન વેઠે કોય.

માટે હવે ગત વસ્તુનો શોક કર્યા વિના શ્રી પ્રભુજીનું સ્મરણ કરી કરેલા સાહસનો પશ્ચાતાપ કરી પ્રભુની ક્ષમા યાચો. આ પછી શેઠાણી શેઠને ભોજનાલયમાં લઇ ગયાં. પરંતુ શેઠનું મન અસ્વસ્થ હોવાથી બરાબર ભોજન પણ કરી શકાયું નહિ. શેઠ કરેલા કર્મના પશ્ચાતાપમાં તદ્રુપ બન્યા હતા અને તે વિચારાવસ્થામાંજ શયનાલય તરફ પ્રયાણ કર્યું. પણ માર્ગમાંજ કોઇ વસ્તુ પડેલી હોવાથી તેની સખત ઠોકર વાગવાથી શેઠ પડી ગયા. નોકરોએ તેમની યોગ્ય સારવાર કરી પર્યંકમાં પોરાઢયા. શેઠની દશા આ સમયે અસ્વસ્થ હતી. એક તરફ ઠોકારના વાગવાની વેદના અને બીજી તરફ સાધુના ભયંકર શ્રાપના વિચાર શેઠને સંતપ્ત કરી રહ્યા હતા. છેવટે શેઠ શ્વાન નિંદ્રામાં પડ્યા. પરંતુ તેમના નશિબમાં એટલી પણ નિંદ્રા લખાયેલી નહોતી. મોટા મળસ્કે એકાએક મોટો કોલાહલ મચી રહ્યો. શેઠે સફાળા જાગી તપાસ કરી તો માલુમ પડયું કે દરિયા કિનારે મ્હોટું તોફાન થવાથી સઘળાં વહાણોના ચૂરેચૂરા થઇ ગયા છે. આ દુઃખી-માઠા સમાચાર સાંભળી શેઠે દરિયા કિનારાપર જવાની તૈયારી કરવા માંડી પણ એ અરસામાંજ એક તારવાળા સિપાહીએ ત્યાં શેઠની સમિપ આવી હાથમાં બે તાર મૂકયા.

શેઠના દરેક તાર ઓફિસે આવતા, પણ આજે એકાએક તાર ઘેર આવવાથી શેઠને ફાળ પડી. તેમણે અતિ ત્વરાથી પ્રથમનો તાર વાંચવા માંડયો. આ તારમાં પોતાની પરદેશની પેઢીમાં મ્હોટી ચોરી થવાના શોકમય સમાચાર અને પુષ્કળ દ્રવ્યની જરૂર છે એવું લખેલું હતું. શેઠે બીજો તાર હાથમાં લીધો. આ બીજા તારમાં શેઠના એક પુત્રના સ્ટીમરમાં ડુબી જવાના હદવ દ્રાવક-દુઃખી સમાચાર હતા. આ બીના જાણતાંજ શેઠને વિજળીની માફક આંચકો લાગ્યો અને

મ્હોટેથી રૂદન કરવા માંડયું. શેઠના રડવાના અવાજથી મહાલયમાંનાં સર્વજનો જાગ્રત થઈ શેઠના દિવાનખાનામાં દોડી આવ્યાં, અને દુઃખદાયક સમાચાર શ્રવણ કરતાંજ સઘળાંના શોક સંતાપની સિમા રહી નહિ. કુદરતને નિયમ છે કે જ્યારે દુઃખ આવે છે ત્યારે ચોતરફથી આવે છે. અભિમાની જનોને દુઃખમાંજ પ્રભુ યાદ આવે છે. સાધુ પુરુષોના શ્રાપ કદી નિષ્ફળ જતા નથી. એક વખતના શ્રીમાન શેઠને ઉપરા ઉપરી દુઃખના સમાચાર મળ્યા. પણ હજી તો આ વાત આટલેથીજ અટકે તેમ નથી. પુરા બે કલાક પણ થયા નથી એટલામાં તો નજીકના મકાનમાંથી ભયાનક આગની પ્રચંડ જ્વાળાઓ નિકળતી જણાઈ. આ આગ લાગવાનું કારણ એજ હતું કે તે ઘરમાં એક નોકરના હાથે ચ્હા બનાવતાં સ્ટવ ઉપર સ્પિરિટ વધારે રેડાયું. અને પછી તેનો મોટો ભડકો થયો. ભાગ્યના ભૂલાવાથી ખૂલ્લો રહી ગએલો સ્પિરિટનો ડબ્બો પણ પાસેજ પડેલો હતો. તે સળગ્યો. તેની સાંથેજ નજીકમાં પડેલા ગ્યાસતેલના ડબ્બા પણ એકેએક સળગી ઉઠયા. જોત જોતામાં આગે પ્રચંડ સ્વરૂપ ધારણ કર્યું. તેમાં શેઠનાં રહેવાનાં મકાનો અનેક પ્રયત્નો કરવા છતાં આખરે ભસ્મી ભૂત થયાં. ફક્ત પોતે રહેતા હતા તેજ મકાન બચ્યું.

શેઠના ઉપરની આ આફતની વાત વાને વેગે આખા નગરમાં પ્રસરી રહી. જેમ વૃક્ષ સૂકું થતાં તેની પર બેઠેલાં પક્ષીઓ તે વૃક્ષ નો ત્યાગ કરી ઉડી જાય છે; તે પ્રમાણે આ બાબુશેઠ પાયમાલ થઈ જવાથી દરેક નોકર ચાકરોએ પણ તેમનો ત્યાગ કર્યો. શેઠનાં બીજા પુત્રો અને આપ્ત જનોપર વિવિધ વિપત્તિઓ આવી પડી. આ બધી આફત અણધારી આવી પડી. આ આપત્તિનું કારણ ફક્ત બાબુશેઠ પોતેજ સમજતા હતા, તેમણે પોતાને શ્રાપ આપનાર

સાધુને ખોળવા અનેકાનેક પ્રયત્નો કર્યા પણ તે સાધુ તેને કયાંથી મળે. બાબુ બિચારાની કફોડી સ્થિતિ થઈ રહી. રસ્તે નિકળતાં જેને હજારો માણસો સલામો ભરતા અને પ્રેમથી બોલાવતા તે શેઠને જોઇ હવે સઘળા તેમની તરફથી દૃષ્ટિ ખેંચી લેતા.

બાબુશેઠની પાસે જમે અનામત મૂકેલાં નાણાં ઉપાડવાને દરોડો પડયો સાંપ્રત સમયમાં જે જનો જબરજસ્ત વ્યાપારનું સાહસ ખેડે છે તે સર્વે પોતાનાં નાણાંથી ભાગ્યેજ ધંધો કરતા હોય છે. બાકી પોતાનાં નાણાંથી મોટા વેપારનો સાહસ ખેડનારતો વિરલાજ હોય છે. અત્યારે તો વ્યાજે લીધેલાં નાણાંપરજ વ્યાપારો ચાલે છે. વ્યાજે નાણાં લેનાર વેપારીઓ પોતાની ત્રિજોરીઓને શોભાવવા નથી લેતા પણ પોતાના વ્યાપાર સારૂ લઇ યોગ્ય ઉથલ પાથલ કરેજ જાય છે. વળી સેંકડે અર્ધો આનો વ્યાજનો ભાવ વધારી વેપારી નાણાં લેવા માગે તો વ્યાજ ખાઉઓ તેવા વેપારીઓને પણ નાણાં આપે ખરા. પરંતુ તેવાઓને અધિરાઈ ગણ તુરત આવે. તેથી જતે દિવસે છતે નાણે દેવાળું પણ તેવા વ્યાજ લોભીઓ–કાંધીઆઓ ફુંકાવે પણ ખરા, બિચારા બાબુશેઠને આવોજ વખત આવ્યો. બાબુએ વ્યાજનો ભાવ સમય સૂચકતા વાપરીને એક આનો વધાર્યો અને પાકેલી મુદતની હુંડીઓ તથા બેંકોના ડ્રાફટ ભરવા જેટલી રકમની જોગવાઇ તે દિવસે પરાણે કરી લીધી. પોતાના સેંકડો વહાણોમાંથી અનેક વહાણો તોફાનમાં તૂટ્યાં. સુશોભિત મોટાં મકાનો પણ બળીને ભસ્મ થઇ ગયાં. બાબુશેઠની ઉપર આવેલી આ અકસ્માત આફતની ખબર ચંદગંજમાં પડતાં ત્યાંના નાણાવટી–શરાફને બાબુશેઠ પ્રત્યે શંકા ઉદ્ભવી અને તેથી માર્ગેજ ખત પત્રો વગેરે લઈ તુરત શ્રીભદ્રાનગરમાં આવી બાબુ-શેઠને મળી પોતાનાં નાણાં પોતાને મળવાની માગણી કરી. બાબુશેઠ

તેમનો યોગ્ય સત્કાર કરી તેમના માટે ઉતારો ભોજનાદિની વ્યવસ્થા કરી દીધી. બાબુએ વ્યાજનો ભાવ વધારેલો હોવાથી શ્રીભદ્રા નગરીના વેપારીઓ—વ્યાજખાઉ કાંધીઆઓને પણ શક પડયો. તેઓ પરસ્પરમાં જૂદી જૂદી વાતો કરવા લાગ્યા. કોઇ કહે કે ભાઈ બાબુશેઠ તો કરોડાધિપતિ છે, ત્યારે બીજો કહે; નહિરેજી એતો જાગિરદાર છે, ઇમાનદાર છે માટે કોઈએ ફિકર ચિંતા કરવાની જરૂર નથી. એવામાં વળી એક ત્રીજાએ તરતજ કહી નાખ્યું કે એ બધું હંબગ છે.

ચાંદગંજનગરથી ત્યાંના સુપ્રસિદ્ધ નાણાવટી પણ તેમના સાડાનવ લાખ રૂપીઆની મ્હોટી રકમ લેવા ગઈ રાત્રેજ દોડી આવ્યા છે. માટે મારૂં માનો તો આપણે પણ ઉપડો, જે વહેલો તે પહેલો. હુંતો મારાં નાણાં આજેજ ઉપાડી લઇશ. પછી ભલેને શેઠ ઇમાનદાર—જાગિરદાર રહ્યા તે આપણે જુની આંખ્યે નવા તમાસા જોઇશું. આવી રીતની અફવાઓ અને વાતોથી બાબુશેઠની પેઢીપર લેણદારોનો મ્હોટો હૂમલો ચાલુ રહ્યો. આથી બાબુશેઠના હૃદયમાં કોઇ પણ જાતની વ્યાકુળતા ઉદ્‌ભવી નહિ પણ તેઓ પૂર્ણ શાન્તિથી અને ગંભિરતાથી સઘળાનું લ્હેણું ચૂકાવી આપતા હતા. પરિણામે સાંજ પડતાં ત્રિજોરીનું તળીચું દેખાવા માંડયું. અન્ય લ્હેણદારોને બીજા દિવસે આવવાનું કહી બાબુશેઠે ત્રિજોરી બંધ કરી અને પોતે ત્યાંથી જવાને તૈયાર થયા. આથી બાકી રહેલા કેટલાક કાંધીયા લ્હેણદારો અને પૈસાના પૂજારીઓ ઘણા જ ગભરાયા, પણ શેઠને સ્પષ્ટ કહેવાની હિંમત કરી શક્યા નહિ. બાબુશેઠે ઘેર આવી પોતાની સ્થાવર મિલ્કત વેચવાને માટે વિચાર કર્યો. કારણકે તેમ કર્યા સિવાય તેમનાથી બાકી રહેલા લ્હેણદારોની રકમો આપી શકાય એમ નહોતું. પોતે બાહોશ વ્યાપારી હતા. તેમનીપર અચાનક કુદરતિ આફત—ઉપાધિ આવી પડી હતી.

તેમની સ્થાવર મિલ્કતો મહાન કિંમતી હતી. પણ તત્કાળ વેચતાં તેની તેટલી કિંમત મળે કે કેમ એતો કોઈ એવો આફતવાળો માણસ સમજી શકે. કારણકે વેચવા જનાર વેચાઇને જ આવે. ગરજ હોય ત્યારે માલ કોડીની કિંમતે પણ આપવો પડે, પણ કોઇ સામો લેવા આવે તો વ્યાજબી-ઘણાં નાણાં મળે. આ સઘળું શેઠ સારી રીતે સમજતા હતા પણ દૈવ રૂઠે ત્યાં દોષ કોને દેવો.

શેઠે પોતાની તમામ સ્થાવર મિલ્કત, ગોડાઉન્સો વગેરે વેચી સાટીને નાણાં મેળવ્યાં. આમાંથી તેમણે લ્હેણદારોને તેમનાં નાણાં ચૂકવવા માંડયાં.

વાચકોએ યાદ રાખવાનું છે કે બાબુશેઠને કેટલાંકોએ એવી પણ સલાહ આપી હતી કે કોઇ પણ માગનારને એક રાતી દમડી પણ નહિ આપવી અને પોતે ઠાઠમાઠથી રહેવું. પણ બાબુશેઠ જેવો ધર્માત્મા, દયાળુ અને સત્ય નીતિનો દાસ પારકા પૈસા નહિ આપવાનું ભયંકર પાપ કેવી રીતે કરી શકે ?

વનરાજ લાંઘણો ખેંચી મરણને શરણ થાય પણ ઘાસ કદિ ન ખાય. સુખડને અગ્નિના પ્રચંડ તાપમાં ભસ્મ કરવામાં આવે તદપિ તે તેની સુવાસ નજ તજે. તદનુંસાર બાબુશેઠ અને તેમનું કુટુંબ પૂરે પુરૂં પાયમાલ થઈ ગયું હતું અને આગળના દિવસે શું ખાવું તેનો પણ વિચાર થઇ પડયો હતો છતાં પણ તેણે એક પાઈ પણ પોતાની પાસે નહિ રાખતાં દરેક લ્હેણદારનું લેણું ચૂકાવી દીધું.

બાબુશેઠનાં મકાનો ધન માન વગેરે સ્વપ્નવત્ થઇ પડયું. બાબુશેઠના મિત્રો, સગાઓ, સંબંધીઓ, સ્નેહિઓ, નોકર, ચાકરો જેમ સૂકા વૃક્ષનો પક્ષિઓ ત્યાગ કરે છે, ખાલી થયેલા મધપૂડાઓ છોડીને

મક્ષિકાઓ ઉડી જાય છે; તે પ્રમાણે બાણુશેઠનો સઘળાંઓએ પરિત્યાગ કર્યો.

ભયાનક ભાવિના પરિવર્તને પીડાતા બાણુશેઠે છેવટે કુટુંબ સાથે પોતાના નગરનો ત્યાગ કરવાનો નિશ્ચય કર્યો. આ સમય બાણુ-શેઠના અનેક સેવકોમાંથી ફક્ત એકજ સેવક વફાદાર રહ્યો હતો અને તેણેજ પોતાના જીવન પર્યંત પોતાના માલિકની સાથે સુખ–દુઃખમાં રહેવાનો નિશ્ચય કર્યો હતો. બાણુશેઠના મોટા પુત્રો અને અન્ય સંબંધિઓ આગમાંજ ભસ્મ થયાં હતાં. બાણુના કુટુંબમાં વિભાવરી અને નાના પુત્ર અન્ય સિવાય કોઈ હયાત ન્હોતું.

એક મધ્ય રાતના બાણુશેઠે પત્નિ, પુત્ર અને સેવક સાથે નગરનો પરિત્યાગ કરી ઘોર અરણ્ય પ્રતિ પ્રયાણ કર્યું. કોઇ દિવસ પગે નહી ચાલેલાં શેઠાણી અને પુત્ર કર્મના અંતરાયે કરી બાણુશેઠની સાથે માર્ગ પ્રતિક્રમણ કરવા લાગ્યાં. ઘોર અંધારી રાત્રિ ભયાનક ભાસતી હતી. ભયના પડઘા પ્રતિપળે થઇ રહ્યા હતા. સર્વત્ર શૂન્યકાર દિસતું હતું. આવા વિકટ સમયે ગમન કરતા શેઠ અને તેમનાં આપ્ત જનોના પગમાં માર્ગ વચ્ચે પડેલા પત્થરોની ઠોકરો વાગતી હતી, પડતાં આખડતાં તેઓ ભગવતને ભરોસે આગળ ગમન કરી રહ્યાં હતાં. બાણુશેઠ પોતાની પત્નિ અને બાળકને વિવિધ દાખલા, દૃષ્ટાંતો સમજાવી સંકટમાં ધૈર્ય ધરવાનું સૂચવતા હતા. એતો સત્યજ છે કે જેનામાં મરવાની હિંમત હોઇ શકે તેજ અન્યને મારી શકે છે. જેનામાં સંકટના સાગરમાં ડૂબવાની શક્તિ રહેલી છે. તેજ અંતે સંકટોના સાગરમાં નિર્વિઘ્ને તરી શકે છે. સુવર્ણ અગ્નિમાં ભસ્મ થઇનેજ ઉત્તમ પંક્તિ પ્રાપ્ત કરી શકે છે. ધર્મી; ધ્યાની, દાની વગેરે જનોની કસોટી તો સંકટ સમયેજ થઇ શકે છે. દુઃખના

ડુંગરા તળે દબાયલા બાણુ શેઠે અપૂર્વ ધૈર્યનું અવલંબન કર્યું હતું. અને સઘળું પ્રભુ ઇચ્છા મુજબ બન્યુ છે, બને છે અને હવે બનશે એ સૂત્રમાં અચળ દઢ શ્રદ્ધા ધરાવી હતી.

પ્રાતઃકાળ થતામાં તો શેઠ અને તેમની સાથેનાં જનો તેમના નગરથી દસેક ગાઉ દૂર આવી પહોંચ્યાં. મુસાફરીના શ્રમથી સઘળાંના પગ અશ્રાન્ત બની ગયા હતા. શેઠાણી અને લઘુ પુત્રથી હવે આગળ ચાલી શકાય એમ નહોતું. વફાદાર સેવકે શેઠને થોડીકવાર વિશ્રાન્તિ લેવાનું સૂચવ્યું. બપોર થતાં સુધી વિશ્રાન્તિ લઇ પુનઃ પ્રયાણ શરૂ થયું. સાંજ પડતાં તેઓ એક ઘોર અરણ્યમાં આવી અટવાયાં. આગળ જવાનો માર્ગ સૂઝે નહિ, સર્વત્ર ઘનઘોર ઝાડી આવેલી હતી. દિવસ છતાં ઘોર અંધકાર વ્યાપેલો હતો. ભાગ્ય યોગે આકાશમાં પણ મેઘ રાજાનું આચ્છાદન થઇ ચૂકયું હતું. પવન પણ ધીમે ધીમે તોફાને ચઢતો હતો. વિજળીઓના ચમકારા પ્રતિપળે થતા હતા. બાણુશેઠ અને તેમના સેવકે આગળ વધવાનો માર્ગ મેળવવાને ઘણા પ્રયત્નો કર્યા, પણ નિષ્ફળતા સિવાય કંઇ પણ પ્રાપ્ત થયું નહિ. કોઈ દિવસે આટલુ [illegible] ચાલેલાં શેઠ શેઠાણી અને તેમનો સુકુમાર પુત્ર છેવટે ચાલવાના દુઃખથી એકાએક આંખે અંધારાં વળવાથી એ સમયેજ જમીનપર બેભાન થઇને ઢળી પડયાં. સાથેનો સેવક પાણીની શોધમાં દોડ્યો. શેઠ વ્યાકુલ બન્યા, ગભરાયા અને આર્તનાદે બોલી ઉઠયા પ્રભુ! મ્હારી ઉપર આ શો સિતમ ? ફક્ત એક સાધુના શ્રાપના કારણે મારી આટલી બધી કસોટી શું હોઇ શકે ? છતાં જો હજુ મને દુઃખની ભઠ્ઠીમાં વધુ ભસ્મ કરવો હોય, તો પણ હું તૈયાર છું, પણ મારી આ સુકોમળ પત્નિ અને સુકુમાર બાળકને તમારી દયામય દષ્ટિથી અવલોકો. દુઃખના ડુંગરાઓ તળે દટાવા હું પોતે તૈયાર છું. આ જગતનાં

તમામ દુઃખો! આવો, આવો; હું તમને પ્રેમથી બોલાવું છું. તમારી ગાઢ મિત્રાચારી કરવા હું ઇચ્છું છું, તો તમે જ્યાં હો ત્યાંથી દોડી આવો અને આ તમારા નૂતન મિત્રને ભેટી પડો. આમ બોલતા બાબુશેઠ દિવાના જેવી સ્થિતિ અનુભવવા લાગ્યા અને બે હાથ પ્હોળા કરી જાણે કોઇને ભેટવા ઉભા હોય એવી રીતે ઉભા રહ્યા. બાબુશેઠની જે સમયે આવી અસ્વસ્થ–ઉન્મત્ત દશા થઈ રહી હતી, તે સમયે નજીકની ઝાડીમાં થઇને ચારેક લુંટારા ચાલ્યા જતા હતા. જનશૂન્ય અરણ્યમાં માણસનો અવાજ સાંભળી તેઓ ચમકયા અને ધીમે પગલે જ્યાં બાબુશેઠ ઉભા–ઉભા દુઃખના પ્રચંડ પોકાર પાડી રહ્યા હતા ત્યાં આવ્યા. અને દૂરથીજ વિલક્ષણ પ્રકાર અવલોકી તે ચોર લોકોના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેઓ થોડેક દૂર ઉભા રહી વિસ્મિત વદને સર્વ પ્રકાર અવલોકી રહ્યા. એવામાંજ બાબુશેઠની દૃષ્ટિ તેમની ઉપર પડી. બાબુશેઠ ચમકયા અને વિચારવા લાગ્યા કે; નક્કી મારા પોકાર અને પ્રાર્થના સાંભળી દુઃખદેવ મનુષ્ય રૂપે મારી સામે આવીને ઉભાછે. આમ સમજીને તેમણે અતી ઝડપે તે લુંટારા લોકોની નજીક જઇ કહ્યું. “પધારો; પધારો; હું આપનેજ પોકારી રહ્યો છું. દેવ! મારીપર કૃપા કરો. હવે મારીપર એવા દુઃખના પ્હાડ નાખો કે જેથી મારૂં જીવન નષ્ટ થઈ જાય અને હું આ જગતમાંથી છુટું વગેરે કહી બાબુશેઠ વ્યાકુળતાથી તેઓને વિનવવા લાગ્યા. લુંટારા સ્તબ્ધ બન્યા અને શેઠને દિવાના સમજી તેમાંના એક વૃધ્ધ લુંટારાએ શેઠની સામે જોઇ કહ્યું; “તમે કોણ છો?”

“તમારો ભકત.” શેઠે વિચિત્ર જવાબ આપ્યો.

વૃધ્ધ લુંટારાને હસવું આવ્યું. તે બોલ્યો; “અમે દેવ નથી

કે જેથી તમે અમારા ભક્ત બની શકો."

શેઠને કંઈક ભાન આવતાં પૂછ્યું, "ત્યારે તમે કોણ છો?"

"અમે લુંટારા છીએ."

"એમ, ત્યારે તો સારૂં ઘણું થયું કે તમે અહિં આવ્યા. ભાઇ! હવે એક ઉપકાર કરો અને તે એકે તમારી પાસેના હથીઆરથી મારૂં માથું ઉડાવી દયો."

"તમે શામાટે મરવા ઇચ્છો છો?" વૃધ્ધ લુંટારાએ પૂછ્યું.

"મારા જીવવામાં સાર નથી. જુઓ આ મારાં સ્ત્રી પુત્રની દશા." શેઠે નજીકમાં બેશુદ્ધ થઇ પડેલાં પોતાનાં આપ્ત જનને બતાવ્યાં. લુંટારા વીચારમાં પડયા. એવામાંજ સાથેનો સેવક પાણી લઇ આવ્યો અને બેશુદ્ધ શેઠાણીને તથા શેઠના પુત્રને સાવધ કરવાના ઉપચાર કરવા લાગ્યો. તેજોમય-ભવ્ય મુખાકૃત્તિ વાળાં માણસોની દુર્દશા નિહાળી આ ભયાનક લુંટારાઓના દિલમાં પણ કરૂણા ઉત્પન્ન થઇ. લુંટારા ત્યાં બેઠા અને શેઠનું શાન્તવન કરવા લાગ્યા. બાળકે સાવધ થઇ ખાવાનું માગ્યું. લુંટારામાંના એક તરતજ પોતાની પાસેના ભાતામાંથી તેને ખાવાનું આપ્યું. શેઠે શાન્ત થતાં પોતાની તમામ દુઃખદ્ વાર્તા લુંટારાઓને વિદિત કરી. લુંટારાઓ આશ્ચર્ય પામ્યા. તેમને શેઠના કથનમાંથી ઘણું શીખવાનું મળ્યું. અરે! એક આવો લાખ્ખોપતિ શેઠીયો કે જે મહાન દયાળુ-પરોપકારી અને ધર્મીષ્ટ હતો; તેને ફક્ત એકજ અપરાધથી-સાધુના તિરસ્કારથી આટલું બધું કષ્ટ પડયું; તો અમારી શી ગતી? અમે તો ઘણાંજ કુકર્મો કર્યાં છે; અનેક નિરપરાધી જનોને સતાવ્યાં છે; હાય તે દુઃખી જનોના શ્રાપથી-કકળતી આંતરડીયોથી ભવિષ્યમાં અમારી શી દશા થશે? આમ વિચારતા લુંટારાઓના

હૃદયનો એકાએક પલટો થયો. તે ચારે લુંટારાઓએ બાબુ શેઠને મનથી ગુરૂ માન્યા અને તેમના દુઃખમાં દિલાસો આપવા માંડયો. રાત્રિ પડી ચૂકી હતી. આકાશમાં ચઢેલા વરસાદને પવન બીજે ખેંચી ગયો કે જેથી શેઠ વગેરે વરસાદની આફતથી બચ્યા. લુંટારાએ પોતાના ભાતામાંથી સર્વને ખાવાનું આપ્યું. શેઠે તેમનો ઉપકાર માની ખાવાનું ખાઈ ક્ષુધાને સંતોષી. વિકટ અરણ્યમાં શેઠને આ લુંટારા દુઃખમાં દિલાસા રૂપ થઇ પડ્યા. શેઠ અને તેમની વચ્ચે આખી રાત જ્ઞાનની વાતો ચાલી. લુંટારાઓનાં હૃદયમાં રહેલો થોડો ઘણો મેલ-પાપ દૂર થયાં. સારો સહવાસ શું ન કરે ? સવાર થયું. એક લુંટારાએ જણાવ્યું કે અહીંથી એકાદ ગાઉપર એક વૃદ્ધ સંન્યાસી રહે છે. ચાલો આપણે ત્યાં જઇએ. બાબુશેઠ અને તેમની સાથેનાં જનો લુંટારાઓની સાથે સંન્યાસીના આશ્રમ તરફ ગયાં. આશ્રમનો દેખાવ નંદનવન સમાન હતો. દુઃખ શોકથી પિડીત આત્માને શાન્તિ મળે એવો અનુપમ દેખાવ હતો. સંન્યાસી મહારાજ ગંભીર તેજોમય હતા. સઘળાએ ત્યાં આવી તેમના ચરણકમળમાં પ્રણામ કર્યા. સાધુએ સર્વને શુભાશિર્વાદ આપ્યા. આ પછી બાબુશેઠે તેમની કષ્ટ કથા સંન્યાસી મહારાજને વિદિત કરી. લુંટારાઓએ પણ પોતાનાં પાપકર્મો પ્રકટ કરી પ્રચંડ પશ્ચાતાપ કર્યો. સાધુએ શાન્તિથી સઘળું શ્રવણ કરી દરેકને શાન્તવન આપ્યું અને પછી અહિંસા-સત્ય-શીયળ-ક્ષમા-દયા-સદ્‌ભાવ-પરોપકાર વગેરેનાં સુબોધક દાખલા-દ્રષ્ટાંતો સમજાવી એ દુઃખીયાઓનાં દિલ નિર્મળ અને આનંદમય બનાવ્યાં. બાબુશેઠને કંઇક વિચાર ઉદ્‌ભવતાં પૂછ્યું, " બાપજી ! એક બાબતમાં મારા મનનું સમાધાન થતું નથી. તે એ કે આ જગતમાં સત્ય માર્ગે ગમન કરનાર દુઃખી થાય છે અને અસત્ય માર્ગે ગમન કરનાર સુખી જણાય છે એનું શું કારણ ?"

શેઠનો પ્રશ્ન સાંભળી સંન્યાસીને પ્રથમતો સ્હેજ હસવું આવ્યું. અને પછી મુખ ગંભીર રાખી કહેવા માંડયું, " હું આ પળેજ તારા પ્રશ્નનુ સમાધાન કરૂં છું તે તું સાંભળ. " એક ગામમાં બે મિત્રો રહેતા હતા. તેમાં એક સારો અને બીજો બુરો હતો. એક દિવસે બન્ને સાથેજ બહાર નીકળ્યા. થોડેક દૂર જતાં એક ધર્મશાળા આવી. ત્યાંસાધુની કથા થતી હતી. પેલા સારા મિત્રે કહ્યું; " ભાઇ ! ચાલતો આપણે મહારાજના વ્યાખ્યાનમાંજઈ કંઇક બોધ સાંભળીએ ?"

તરત બીજાએ કહ્યુ; " નારે ભાઈ ના, તારે જવું હોય તો જા. હું એવાં ધતિંગમાં કંઇએ આવતો નથી. સઘળું ખોટું છે. મારેતો આજે જુગારખાનામાં જાતું છે. ત્યાં આજે ખૂબ મોટા દાવ ચાલનાર છે. મોટા પૈસાવાળા આજે રમવા આવનાર છે. માટે હુંતો ત્યાંજ જઈશ."

પેલા સન્મિત્રે તેને ઘણુંએ સમજાવ્યો; પણ તે અધમ બુદ્ધિવાળાએ તેનું કહેવું કબુલ કર્યું જ નહિ. પેલો સન્મીત્ર કથાના સ્થળે જવા લાગ્યો. પેલો જુગારખાના તરફ ચાલ્યો. દૈવયોગે કથામાં જનારને વચ્ચે પડેલો એક કાચનો કટકો વાગ્યો. કાચ પગમાં ઉંડો પેઠો. પુશ્કળ લોહી નીકળ્યું, આંખે અંધારાં વળવાથી તે બિચારો ચકરી ખાઇ જમીનપર પડ્યો. દયાળુ જનોએ તેને ઉંચકી તેના ગૃહે પહોંચાડયો. જ્યારે આ સારા માણસની આવી દશા થઇ ત્યારે પેલા હરામખોરનું શું થયું તે સાંભળો. મિત્રથી છૂટો પડી તે જુગારખાનામાં ગયો અને ત્યાં એકત્ર થએલા દુષ્ટો સાથે ખૂબ દાવ ખેલવા લાગ્યો. છેવટે તે ઘણા રૂપીઆ જીત્યો. આથી તમારા જેવાને ખૂબ નવાઇ ઉત્પન્ન થાય જ, પણ પછી શું થાય છે એ સાંભળો. પેલો જે સન્મીત્ર કથામાં જવાનો હતો; તે જો આગળ જાત તો તે જરૂર કાળનો ગ્રાસ થાત. કારણકે તેના આ... પહેલા એક અજબ બનાવ બન્યો હતો. એક છીંકે-

ડાએલો નાગ કથાના સ્થળની બહાર કે જ્યાંથી પેલા માણસને જવાનો માર્ગ હતો; ત્યાં એક પત્થર તળે છૂપાઇ રહ્યો હતો. જો તે માણસ ત્યાં થઇને ગયો હોત, તો તે નાગ જરૂર તેને દંશ દઇ તેના પ્રાણ પરહરત. પણ ઈશ્વરે તેની સદ્‌ભાવનાથી તેને નજીવું દુઃખ આપી કાળનો કોળીયો થતો બચાવ્યો. પેલો જુગારી જે ખુબ પૈસા કમાયો તેણે એ પૈસા ખરાબ રસ્તે ઉડાવા માંડ્યા. હરામનું હરામે જાય. તે નાણાં અને તેની પાસેની મિલ્કત થોડા દિવસે જતી રહી. દુષ્ટ બુદ્ધિનો તે મીત્ર છેવટે ભયંકર રોગને શરણ થઇ મરી ગયો. તાત્પર્ય એ કે; સારા કામનું પરીણામ સારૂં જ આવે છે. ભગવાન તેના ભકતની જ કસોટી કરે છે અને એ કસોટીમાંથી પાર ઉતરનારનેજ અક્ષય સુખ સમર્પે છે. બાકી પાપીઓનાં સુખ–આનંદ–વૈભવ તો ક્ષણીક હોય છે. મૃગજળ સમાન હોય છે. તેમના નશીબમાં તો અંત રીબાઇનેજ મરવાનું નિર્માણ થએલું હોય છે. બાણુશેઠ ! તું નીતિ અને ધર્મનો દાસ છે. પ્રભુએ તને આ દુઃખી રૂપી કસોટીએ ચઢાવ્યો છે. દુઃખમાં પણ તેં પૂર્ણ પ્રમાણીકતા અને સત્યનું પાલન કર્યું છે. ઉઠ; ઉભો થા. તારો વૈભવ હવે તારી રાહ જોઈ રહ્યો છે." સાધુના આ કથનથી બાણુશેઠના આશ્ચર્યની સીમા રહી નહિ. તેમણે આંખ્યો બંધ કરી પ્રભુનું ધ્યાન ધર્યું. બાદ થોડીકવારે આંખ્યો ઉઘાડી. તરત સાધુમહારાજે કહ્યું; "શેઠ ! જો તારી પાછળ કોણ ઉભું છે ?"

બાણુશેઠે પાછળ જોયું; તો તેમની અજબ અજાયબીની અંદર જણાયું કે જે સાધુના શ્રાપથી તે સંકટના સાગરમાં ડુબ્યા હતા, તેજ સાધુ શાન્ત–ગંભીર મુખે ઉભા રહ્યા છે. તત્કાળ બાણુ શેઠે ઉભા થઇ તેમના ચરણમાં પ્રણામ કરી પોતાના અવિનયની ક્ષમા

યાચવા માંડી. સાધુએ શુભાશિર્વાદ આપી તેને ચાર અમૂલ્ય રત્નો આપ્યાં અને પછી જોતજોતામાં સાધુ મહારાજ અલોપ થઈ ગયા. બાણુશેઠ સંન્યાસીમહારાજને ત્યાં થોડાક દિવસ રહી પેલા લુંટારાઓને લઈ પોતાની ભદ્રાનગરીમાં આવ્યા. પછી નગરના ઝવેરીઓને બોલાવી એક રત્ન બતાવ્યું. ઝવેરીઓએ એક રત્નના એક કરોડ રૂપીઆ કિંમત આંકી. પણ તેને કોણ ખરીદે? છેવટે બંગદેશના રાજાએ એક રત્ન ખરીદ્યું. શેઠે પૂર્વવત્ મહાલયો બાંધ્યા અને વ્યાપાર ચાલુ કર્યો. બાણુશેઠ મહાન્ ધનાઢ્ય થયા. પરોપકારાર્થે દ્રવ્યનો ઉપયોગ છૂટે હાથે કરવા લાગ્યા. દેશદેશાન્તરમાં ધર્મશાળાઓ–અનાથાશ્રમો–વાંચનાલયો–જળાશયો–સદાવ્રતો સ્થાપ્યાં. આજે પણ તે સઘળાં એક પરોપકારી મહાન નરની યાદ જગતને જણાવી રહ્યાં છે. શેઠે તેમના દિવાનખાનામાં મોટા અક્ષરે લખેલું હતું કે, " જે કોઇ નિરાભિમાની રહી વિશ્વપ્રેમી બનશે અને અહિંસાવ્રતનું યથાર્થ પાલન કરશે, તે આ ભવમાં અને પરભવમાં સુખની પરીસીમાએ પહોંચશે. " આ સુત્રનું બાણુશેઠે તેમનાં આત્મીય જનોએ અને પેલા લુંટારાઓ કે જે બાણુ શેઠની કૃપાએ જ્ઞાનવાન બની સુખની પરીસીમાએ પહોંચ્યા હતા; તે સઘળાંએ જીવન પર્યંત પાલન કર્યું.

અનાથાશ્રમના સ્થાપકની સઘળી કથા ધ્યાન પૂર્વક શ્રવણ કરી રસીકે આત્મગત્ બાણુશેઠનું કલ્યાણ ઇચ્છયું અને પછી મેનેજરની રજા લઇ પોતાના નિવાસસ્થાન પ્રતિ પ્રયાણ કર્યું.

## પ્રકરણ ૨૪ મું.

---

### સમાચાર.

બાબુશેઠના અનાથાશ્રમમાંથી નીકળી રસીક મોડી રાત્રે ઘેર આવ્યો. તેના મનમાં બાબુશેઠના વિચાર થઇ રહ્યા. જમી પરવારીને તેણે પ્રભુ સ્મરણ કર્યું અને પછી શયન કર્યું. સ્વપ્નામાં નવાં કૌતકો દેખાયાં. કૈલાસની દુર્દશા અને પછી વિનોદિની સાથેનાં સ્નેહલગ્ન આ સઘળું સ્વપ્નમાં અવલોકયું. પ્રાતઃકાળ થતાં રસીક જાગૃત થયો. સ્વપ્ન યાદ આવ્યું. કૈલાસ સંકટમાં છે એમ તેનું મન માનવા લાગ્યું, રસીકે નિશ્ચય કર્યો કે જો આજે કાગળ ન આવે તો રાતની ગાડીમાં ઉપડી જવું. રસીક ઉઠયો અને પ્રાતઃકાર્યમાં પ્રવૃત્ત થયો. હજી સૂર્યોદયને વાર હતી. રસીક સ્નાન–પૂજા આટોપી નિવૃત્ત થયો. તેના મનમાં કૈલાસના વિચાર તરવરવા લાગ્યા. વિનોદિની સાથેનો પ્રસંગ યાદ આવ્યો. શું કરવું ? વિનોદિની સાથે લગ્નથી જોડાઈ લક્ષાપતિ બનવું કે કૈલાસને ધર્મપત્નિ બનાવી જીવન પર્યંત ગરીબ રહેવું ? આવા અનેક વિચારને અંતે રસીકે છેવટે પોતાના મિત્ર ગુણવંતની સલાહ લેવાનો વિચાર કર્યો. પ્રથમ નારાયણપુર જવું અને પછી અમદાવાદ જઇ ગુણવંતને મળવું. આવો નિશ્ચય કરી રસીક ઉભો થયો અને બહાર નિકળી ખુલ્લા ચોગાનમાં આમ તેમ આંટા મારવા લાગ્યો. પ્રાતઃકાળનો સુરમ્ય સમય આનંદ જનક લાગતો હતો. મદમંદ ગતિએ વહન કરતો પવન મનુષ્યનાં મનને આનંદિત કરતો હતો. પ્રભાકર પોતાનાં સોનેરી કિરણો વડે

અંધકારનો નાશ કરી પોતાની ઉજ્વળ સત્તા પ્રસારવા લાગ્યા હતા. ઉદ્યોગી મનુષ્યો આખી રાત્રિ વિશ્રાંતિમાં ગાળી અને પ્રાતઃ સમય થતાંજ નિત્ય કર્મથી નિવૃત્ત થઈ પોતાને ધંધે વળગવા લાગ્યાં. ભુદેવો પોતાના શિષ્યોને નવા શ્લોકો–પાઠ ગોખાવવા લાગ્યા. શહેર સુધરાઇ તરફથી રસ્તાઓ સાફ થવા લાગ્યા; ચોગાનમાં આંટા મારતા રસીકને અનાથાશ્રમમાં બાળકોએ ભજવેલો સંવાદ યાદ આવ્યો. દેશની દશાનું ભાન થયું. આ સાથેજ તેના મુખમાંથી એક ગાન સ્રવવા લાગ્યું.

જ્યાં સુધી દેહમાં જીવ હાલી રહ્યો, ત્યાં સુધી નહિ તજું માતૃ ભક્તિ,
માતૃ ભક્તિ અને દેશ સેવા થકી થાય મહા પુણ્યને મળે મૂક્તિ.
કાર્ય મારૂં અતિ પ્રેમથી સાધીને દેશ ભક્તિ તણા પાઠ પઢશું.
દેશના સુત્રને પ્રેમે વળગી રહી માતૃ ભક્તિ શિર સાટ કરશું.

જ્યાં દેશ ભક્તિ નથી ત્યાં સુખ નથી. દરેક મનુષ્યે પોતાની માતૃ ભૂમીના રૂણમાંથી મુક્ત થવા ઉત્સાહથી અને પ્રેમથી દેશ સેવા કરી પોતાના નામને ઉજ્વળ કરવું જોઇએ. ઉત્સાહી પુરૂષોને કોઈ પણ કાર્ય દુષ્કર નથી. આ સુત્રાનુસાર પોતાના કર્તવ્યને વળગી રહી જે મનુષ્યો પોતાના દેશની ઉન્નતિ માટે કાર્ય કરે છે તેને કોઈ પણ કાર્ય અસાધ્ય નથી. છત્રપતિ મહારાજ શિવાજીનો દાખલો જગ પ્રસિદ્ધ છે. પોતાના આત્મબળથી અને એક નિષ્ઠાથી દેશસેવા અને સ્વાભિમાન ખાતર સ્વદેશ યજ્ઞમાં આહુતી આપી પ્રાણની પરવાહ નહિ કરનાર વિર સીશોદીયા તથા મરાઠાઓનાં નામ આજ પણ મશહુર છે. ભારતવાસીજનો ! અત્યારે નથી શિવાજી છત્રપતિ કે નથી સિસોદીઆ વિર પ્રતાપસિંહ તમારા દેશનો ઉદ્ધાર કરે એવા વીર આજ જણાતા નથી. તમારી માતૃભૂમિનો ઉદ્ધાર તમારે જ કરવાનો છે. તમારે જ પરસ્પરમાં ભાતૃ

ભાવ ધારણ કરી, સ્વાર્થત્યાગી આ ગરીબડા દેશની ગુલામી સાંકળો તોડવાની દિક્ષા લેવાની છે. ભારતીયજનો ! તમારે દેશની પડતી દશા જોઇ વિમાસવું નહિ, પણ જે સંકટો પડે છે તે સુખને જ માટે છે એમ ધારી ઉમંગથી કાર્ય કરવું અને દુ:ખમાં પાછી પાની કરવી નહિ. પણ અરે ! મેં શું કર્યું છે કે જેથી હું અન્યને ઉપદેશ આપી રહ્યો છું ? રસીક વિચારવશ બન્યો અને પછી વિચાર ત્યાગી બોલ્યો; " મેં મારી માતૃભૂમિ માટે હજી કંઇજ કર્યું નથી. દેશ સેવાનો અમૂલ્ય લાભ મારાથી લઇ શકાયો નથી. જે ભાગ્યવાન હોય છે તેને જ દેશ સેવાનો અલભ્ય લાભ પ્રાપ્ત થાય છે. હું એવા પુણ્ય કાર્યથી હજી વંચિત છું. મારા દેશની દુર્દશા હું નજરે જોઉં છું. મારાં અનેક દુ:ખી બાંધવોને ભૂખે પિડાતાં અને વસ્ત્ર-વિહીન દશામાં ટાઢે-તાપે ધ્રુજતાં અવલોકુ છું. પણ હું તેમને માટે કંઇ કરી શકતો નથી. મારૂં હૃદય જડ છે. હું પ્રમાદી બન્યો છું. પ્રભુ ! મને બચાવો અને સત્ય પંથે પ્રેરો." રસીક પુન: થોડીકવાર વિચારવશ રહી બોલ્યો, બસ એમજ ! જો ગુણવંત સલાહ આપે તો વિનોદિની સાથે લગ્ન કરવું. કૈલાસને પણ કોઇ સારા સ્થળે પરણાવી સુખી કરવી. મદનમોહન શેઠ લાખ્ખો પતિ છે; તેમનો વારસ મારા સિવાય કોણ ? બસ પછી મારે રળવા કમાવાની જરૂર રહેશે નહિ અને સુખેથી દેશ સેવા કરી શકાશે. પણ ગુણવંત મને આ સ્નેહ લગ્ન કરવાની સંમતિ આપશે ? મારૂં મન કહે છે કે જરૂર તે હા પાડશેજ. કારણ કે તે મને સુખી જોવાને ઘણો જ આતુર છે. અહા ! તેના જેવું મિત્ર રત્ન આ જગતમાં ક્યાંઇ પણ હશેજ નહિ. આમ વિચારતા રસીકે મદનમોહનશેઠના મકાને જવાની તૈયારી કરવા માંડી. એટલામાં જ ટપાલવાળાએ એક બંધ પાટીટ રસીકની ઓરડીમાં નાખ્યું. કાગળ

આવ્યો જાણી રસીકના આનંદનો પાર રહ્યો નહિ. તેણે અતી ત્વરાએ કાગળ લઈ લીધો અને પછી પાકીટ ઉઘાડી વાંચવા મંડ્યો કાગળ ગુણવંતનો લખેલો હતો. તેમાં આ પ્રમાણે લખેલું હતું.

વ્હાલાભાઇ રસીકચંદ્ર !

હાલમાં તારો પત્ર નથી. હું આશ્ચર્ય પામું છું. એવા શું વ્યવસાયમાં ગુંથાયો છે કે જેથી પત્ર લખવાનું પણ ભૂલી ગયો છે? મેં પણ કેટલાંક કારણસર તને પત્ર લખવામાં વિલંબ કર્યો છે. માફ કરજે. જગતની ઘટમાળજ એવી છે. પ્રત્યેક પળે નવ નવી ઉપાધીયો આવી પડે છે. જગતમાં ગરીબોનું જીવન દુ:ખમય છે. મને આ ટુંક સમયમાં ઘણા અનુભવો થયા છે. તે સઘળા લખવાનો મને અત્યારે અવકાશ નથી. આપણે મળીશું ત્યારે ખૂબ-ખૂલાસાથી વાતો કરીશું. હું ખુશી આનંદમાં છું. તારી ભાભી દરરોજ તારી ખબર પૂછે છે અને તું એકવાર આવી જાય એમ ઇચ્છે છે. તું સુખમાં છે જાણી અમને સંતોષ છે. પ્રભુ તને હરદમ સુખી રાખે. પ્રમાણીકતા એ સજ્જન મનુષ્યનું ભુષણ છે. પ્રમાણીક માણસ આખરે સુખની પરીસિમાએ પહોંચે છે આ સૂત્ર ખાસ ધ્યાનમાં રાખજે. સુખમાં અભીમાન થાય છે, માટે સંભાળજે. નીતિને વિસારીશ નહિ. બીજી નવીનતા નથી. પણ એક બાબત એવી છે કે જે જાણતાં તું દુ:ખના સાગરમાં ડુબીશ. પણ હિંમત રાખજે, ગભરાઇશ નહિ. ઇશ્વર તારી કસોટી કરી રહ્યા છે. એ બીના એવી છે કે કેટલાક સમયથી બ્રહ્મચારી અને કૈલાસ ગૂમ થયાં છે. તેમના સંબંધમાં અનેક અફવાઓ ચાલે છે. કોઇ કહે છે કે સરકારે તેમને પકડી કેદમાં નાખ્યાં છે; તો કોઇ કહે છે કે દુ:ખથી કંટાળી તેઓ નર્મદામાં પડ્યાં છે. વળી કોઇક એમ પણ કહે છે કે બ્રહ્મચારી પાસે સારૂં ધન હોવાની

માન્યતાના કારણે બહારવટીયાએ તે બન્નેનાં ખૂન કર્યાં છે. આવી અનેક અફવાઓ મારા સાંભળવામાં આવી છે. આમાં સત્ય શું છે એની ખબરતો ત્યાં જઇ તપાસ કરીએ ત્યારેજ ખબર પડે. બ્રહ્મચારી અને કૈલાસના પત્રો અવારનવાર મારીપર આવતા; પણ હાલમાં ઘણા સમયથી આવ્યા નથી. મેં એક પત્ર લખ્યો તેના જવાબમાં નારાયણપુરના એક સજ્જને બન્નેના ગૂમ થવાની હકીકત જણાવી. મને પણ આ સમાચારથી ઘણું કષ્ટ ઉત્પન્ન થયું છે. કૈલાસ તારે લાયક જ હતી. એવું ગુણીયલ રત્ન ભાગ્યવાનનેજ મળે. પણ ગરીબનાં નશીબ ગરીબજ. તું ગભરાઈશ નહિ. મારો આત્મા કહે છે કે એ તમામ અફવાઓ ખોટી છે. કૈલાસ જીવતી છે. તું મારો આ પત્ર મળે એટલે તારૂં કામ આટોપી નારાયણપુર જજે અને સઘળી તપાસ કરી અમદાવાદ આવજે. પછી શું કરવું તેના વિચાર આપણે બન્ને મળીને કરીશું. હાલ એજ. બને તો સ્વદેશીસ્ટોરમાંથી તારી ભાભીને માટે બે ખાદીની સાડીયો લેતો આવજે. મદનમોહન શેઠને મારા પ્રણામ–આનંદ. તરત આવજે. પ્રમાદ કરીશ નહિ. એજ વિનંતિ.

લી.

તને હરઘડી યાદ કરનાર

તારો ગુણવંત.

પત્ર પૂરો વાંચી રસીક વિચાર સાગરમાં ડૂબ્યો. કૈલાસ અને બ્રહ્મચારીના એકાએક ગૂમ થઈ જવાના તથા તેમના વિશે ચાલતી અફવાઓના સમાચારે રસીકનું હૃદય વ્યાકુળ બન્યું. કૈલાસ યાદ આવી. તેનું નિર્દોષ મુખ, સ્નેહભરી વાતો વગેરે સ્મરણ તાજું થતાં રસીકની આંખ્યોમાં ઝળઝળીયાં આવ્યાં. તેનું મન બોલતું હતું કે,

"શું કૈલાસ હવે મને નહિ મળે? તેના સુંદર મુખનું દર્શન હવે ક્યારે થશે? શું કૈલાસ અને બ્રહ્મચારી આ જગતમાંથી ચાલ્યાં ગયાં હશે? શું ખબર પડે? અરેરે! હું મારા મનમાં કેવી કેવી આશાઓને સ્થાન આપતો હતો. કૈલાસના પૂર્ણ પ્રેમ આગળ મેં વિનોદિનીના પ્રેમને પણ ઓછો ગણ્યો. કૈલાસ! પ્રિય કૈલાસ! તારા માટે, અરે તારા સુખની ખાતર હું કેવા કેવા વિચાર કરતો હતો? અફસોસ. મારા તે વિચાર હવે જમીનદોસ્ત થયા છે. મારી આશા નિરાશામાં બદલાઇ છે. પ્રભો! નશીબના આ શા લેખ? શું ધારતો હતો અને શું થઇ ગયું? હા! મને પ્રથમથીજ શંકા હતી કે તેઓનીપર કંઇક આફત ઝઝુમી રહી છે. આજે તે શંકા સત્ય થઈ છે. મારે હવે વગર વિલંબે નારાયણપુર જઈ તેમની તપાસ કરવી જોઇએ. જો હું શાન્ત બેસી રહું અને વિનોદિની સાથે સ્નેહલગ્નથી જોડાઉં તો કૈલાસ પ્રત્યે બેવફા થયો ગણાઉં. મારે પ્રથમ કૈલાસની તપાસ કરવી જોઇએ. જો તે જીવતી મળે અને ખરા હૃદયથી હા પાડે તોજ મારે વિનોદિનીના પ્રેમને સ્વિકારવો. પણ કૈલાસ હા પાડે?" રસીક થોડીકવાર વિચારમાં રહી બોલ્યો; "કૈલાસ મને સુખી જોવાને ઘણી ખુશી છે. તે જરૂર હા પાડશે, પણ પછી તેનું શું? બસ એજ કે જો તેની ઇચ્છા હોય તો તેને અન્યત્ર પરણાવી સુખી કરવી અને જો તેની ઇચ્છા મારી સાથેજ રહેવાની—પરણવાની હોય તો મારે તેની સાથે પણ પરણવું. પરંતુ પછી વિનોદિની અને કૈલાસને બનશે? બે પત્નીવાળો પતિ સુખી થશે? કૈલાસ શાન્ત છે, ત્યારે વિનોદિની ઉગ્ર છે. ઠીક છે. આ બધું પછીથી થઈ પડશે. મારે પ્રથમ તો બ્રહ્મચારી અને તેની ખબર લેવી જોઈએ. આમ વિચારતા રસીક

સામાન વગેરે એકત્ર કરવા માંડયું. મધ્યાન્હ થયા. રસીકે હજી ભોજન કર્યું ન્હોતું. સામાન એકત્ર કરી તેણે કરી રાખેલી પૂરી વગેરે ખાઈ લીધું. આજે તેનું મુખ ઉદાશ હતું. તે જો કે વિનોદિનીને પરણવા ઇચ્છતો હતો; પણ કૈલાસને ભૂલવા અસમર્થ હતો.

રસીકનું હૃદય ભોળું હતું. સુધરેલા કુટુંબના સહવાસે-વિચારે અને મુંબાઇના મોહક વાતાવરણે તેના મનનું કંઇક અંશે પરીવર્તન થયું હતું. તે વિનોદિનીને પરણવાની ઇચ્છા કરતો હતો, પણ કૈલાસને ત્યાગી તેને પોતાની બનાવવાની તેની ઇચ્છા વિરૂદ્ધ તેનો અંતરાત્મા દુઃખાતો હતો. શું કરવું અને શું ન કરવું ? આ કરવું કે તે કરવું વગેરેના ચોક્કસ નિર્ણયપર તે હજી આવી શકયો ન્હોતો. કૈલાસનો પત્તો મેળવ્યા બાદ ગુણવંતની સલાહ લઇનેજ તેણે વિનોદિની સાથે પરણવાનો વિચાર કરી રાખ્યો. રસીક બપોર સુધી બહાર નીકળ્યો નહિ. આથી તેની કોટડીની જોડે એક બીજી કોટડીમાં રહેતો એક બારોટ તેની ખબર કાઢવા આવ્યો અને રસીકને ગમગીન જોઈ બોલ્યો, " કાં રસીકભાઇ! આજે ઉદાશ કેમ જણાવ છો? આજે બહાર કેમ નથી નીકળ્યા? " રસીકે તેને બેસવા સાદડી આપતાં કહ્યું, " આવો; આજે અમદાવાદથી મારા મિત્રનો કાગળ આવ્યો છે. તેમાંના સમાચારે મને ગમગીન કર્યો છે. "

" શું સમાચાર છે ? " બારોટે સાદડીપર બેસતાં પૂછયું.

રસીકે તમામ વાત બારોટને જણાવી. બારોટને હસવું આવ્યું અને કહ્યું.

" ભાઈ! એમાં ઉદાશ શાને થાવ છો ? જગતમાં એમજ બને છે. "

"કૈલાસ મારો આત્મા છે."

"પણ કરવું શું?"

"પ્રભુ કરે એ ખરૂં. મારો વિચાર આજેજ ઉપડી જવાનો છે."

"ક્યાં જવું છે?"

"પ્રથમ નારાયણપુર અને પછી અમદાવાદ."

"નારાયણપુર જઈ ખૂબ ધ્યાનપૂર્વક તપાસ કરજો. પ્રભુકૃપાએ અફવાઓ ખોટી પડશે અને તમને તમારાં પ્રિયજનોનો મેળાપ થશે. રસીકભાઇ! કદાચ મેળાપ થાય અને પાછા આવો ત્યારે એ સુંદર બાળાને અને તમારા મિત્રને જરૂર મુંબાઇ લેતા આવજો."

"એમજ કરીશ. બારોટ! એક પળવારમાં શુંનુંશું થઈ જાય છે. આ પત્ર આવ્યા પહેલાં મને ખબર ન્હોતી કે ઘડી પછી મારે આવા દુ:ખદ સમાચાર શ્રવણ કરવા પડશે."

"રસીકભાઈ! એ તો પ્રભુની ઘટમાળ. પળે પળે નવનવા રંગ બદલાય છે. પ્રભુ ઘડીમાં હસાવે, ઘડીમાં રડાવે. પ્રભુ પળમાં ચાહે તે કરે. રસીક! સાંભળો હું તમને એક બાદશાહની ટુંકી વાત સંભળાવું. તે બાદશાહ ખુદાને માનતો ન્હોતો અને સર્વ જુઠું છે એમ માનતો. એ બાદશાહનું અભિમાન પ્રભુએ કેવી રીતે ઉતાર્યું તે હું તમને સંભળાવવા ઇચ્છું છું. સાંભળવાની ફુરસદ છે ને?" બારોટે રમુજી સ્વભાવે હસીને પૂછ્યું.

"હું તમારી વાત સાંભળવાને ઘણો ખુશી છું. તમારી વાતો મેં ઘણી સાંભળી છે અને તેમાંથી મને ઘણું જાણવાનું તથા શીખવાનું મળ્યું છે." રસીકે કહ્યું.

"આ વાતથી તમારી ખાત્રી થશે કે, **પ્રભુ પળમાં ચાહે**

તે કરે. જો આ વાત તમને યાદ રહેશે તો તમે કોઈ દિવસ પણ નીતિના માર્ગનું ઉલ્લંઘન કરી શકશો નહિ. તમારી પ્રભુ પ્રત્યે સર્વદા શ્રદ્ધા રહેશે."

રસીક સ્વસ્થ થઇ બારોટની સામે બેઠો. હસમુખા અને આનંદી સ્વભાવના બારોટે તેની રમુજી ભાષામાં નીચે પ્રમાણે એક વાત શરૂ કરી. રસીક ધ્યાનથી સાંભળી રહ્યો.

---

## પ્રકરણ ૨૬ મું.

---

### "પ્રભુ પળમાં ચાહે તે કરે."

એક બાદશાહની સાહ્યબી અતુલીત હતી. તેને પોતાના લશ્કર, હયદળ, ગજદળ તથા લશ્કરી બળપર ઘણોજ વિશ્વાસ હતો. અને તેથી તે એમ સમજતો હતો કે તે પોતે ચાહે તે કરી શકે. તે નિરંતર વિચારતો કે આજે આખા દેશમાં કોઈ પણ રાજપુત યા મુસલમાન મારા સામે ટકી શકે તેમ નથી. કેમકે બળિષ્ટને મારા કપટ ચાતુર્યથી અને દુર્બળને તાડનથી હું વશ કરી શકું તેમ છું.

એક દિવસે તે આવા વિચારો કરતો પોતાના શયન મંદિરમાં પલંગપર હુક્કો ગગડાવતો પડયો હતો; તે અરસામાં એક શાયર વંદન કરી ત્યાં આવી ઉભો રહ્યો. તેને જોઈ બાદશાહે પૂછ્યું, અય શાયર તુમ બગલમેં ક્યા છુપાકે આયે હૈ!

શાયરે કહ્યું, બાદશાહ સલામત એક ઉમદા કિતાબ હૈ. મૈં બારા વર્ષકા શ્રમસે બનાઇ હૈ, વહી કીતાબ આપકું એનાયત કરને હું આયા હું

બાદશાહ—ઇધર રખકે ચલે જાઓ.

બાદ શાયર ત્યાં પુસ્તક મૂકી ચાલતો થયો. ત્યાર બાદ પાદશાહે પુસ્તક હાથમાં લઇ તેનાં પાનાં ફેરવવા માંડ્યાં. એક પૃષ્ટપર તેણે આ પ્રમાણે વાંચ્યું." ખુદા પલમાં ચાહ્ય સો કરે " આવું વાંચતાંજ તેનાં મુખપર ગુસ્સાની લાગણી છવાઇ ગઈ. નેત્રો લાલચોળ કરી બાદશાહ મનમાં બડબડવા લાગ્યો.

" ઓહ ! એ કયા લીખા હૈ ! ખુદા ચ્હાયે સો કરેં ! લીખનેવાલે કૈસે પાગલ ! ખુદા એકીલે આદમી ! વો બિચારા કયા કર શકે ! જો કુછ કર શકું વો મૈં કર શકું. હમારી પાસ લાખ્ખો આદમીકા લશ્કર હૈ. હજારો હાથી ઔર ઘોડા હૈ ! પૈસેકીબી કુછ પરવાહ નહિ હય. હમ કયા ન કર શકે ? અબ તો યહી કિતાબકો આગમેં જલા દેઉંગા. " બાદશાહે મોટા બરાડા પાડી દ્વારપાળને બોલાવવા માંડયો. દ્વારપાળ ખૂબ ઝડપથી સીડીપર ચઢવા લાગ્યો. ઉતાવળમાં પગ લપસવાથી એકવાર તો બિચારો ભોંય પટકાયો. છેવટે મહા મુશ્કેલીએ ઉપર ચઢયો અને હાથ જોડી બાદશાહ સામે ઉભો રહ્યો.

બાદશાહ—અયે બેવકુફ ! નહિ સૂનતા હય ! કીતની દેર ! હમને કીતને અવાજ કીયા ? "

બિચારા દ્વારપારને તો પડતા ઉપર પાટું જેવું થયું. તે કંઇપણ બોલ્યો નહિ. પછી પાદશાહે કહ્યું, જલ્દસેં જા, ઔર આગ લા દે. "

દ્વારપાળ જી હુજુર કરી પાછે પગલે આસ્તેથી ચાલી ફરી કુરનીશ બજાવી પીઠ ફેરવી ચાલતો થયો. દ્વારપાળ વિચાર કરવા

લાગ્યો. અરે! ભગવાન! મોટાઓને બિચારા ગરીબોની શી પડી હોય? મને વાગ્યું તેની બાદશાહને શી દરકાર. ઉલટું મને ખૂબ ધમકાવ્યો. હું શું કરૂં? તેનો ગરીબ નોકર, મારાથી કંઇ પણ કહેવાય નહિ, છાના માના સઘળું સાંભળી નીચું મોં રાખી ઉભું રહેવું પડયું. આ બધું શા માટે? અરેરે ફક્ત એક પાપી પેટને માટે. બસ, એ ખરૂં છે કેઃ—

પેટ કરાવે વેઠ, પેટ વાજાં વગડાવે;
પેટ મૂકાવે માન, પેટ પરદેશ કઢાવે.

હે પ્રભુ! તેં આ પેટ શા માટે આપ્યું? આપ્યું તો મને ગરીબ કેમ બનાવ્યો? હા, હું કેમ ભૂલું છું? મારી પૂર્વની કરણી કંઇક એવીજ હશે. એમાં પ્રભુ શું કરે? એતો દયાળુ છે. "જેવી કરણી તેવી પાર ઉતરણી. પ્રભો! પ્રભો! આમ સંતોષ માની દ્વારપાળ દેવતા લઇ પાદશાહ પાસે જવા લાગ્યો.

અહીં પાદશાહ પણ વિચાર વમળમાં ગોથાં ખાતો મનમાં બડબડવા લાગ્યો, શાયરો, મોલવીઓ, ઔર ધર્મકા ઢોંગ લગાને વાલા કૈસે કૈસે ફતવે ઔર શેર-બેત લીખતે હૈં? લોગ ભી બડે બેવકુફ હૈ. ક્યોં કે વોહિ જો કુછ બકતે ઉસકું સચ્ચા માન લેતે હૈ. ખુદા કયા કર શકે? વો એકીલા હૈ. બસ સબ ઝુઠા હૈ. મૈં કયા ન કર શકું? મેરી પાસ બડે બડે હાથી ઘોડે, લશ્કર, પૈસે સબહી હય. મૈં ચાહું ઉસકો જીલાઉ ઔર માર ડાલું. મેરે રાજ્ય ભી બડે હૈ, ઉસમેં બડે બડે ધનવાલે ગબ્બર આદમી રહતે હૈ, ઔર મેરે હુકમ ઉઠાતે હૈ. બસ, બસ સબી ઝુઠા. બસ અબ મય સારી આલમકા સુના દઉંગાકે, શાયરો-મોલવીઓંકી કિતાબો

મત દેખના સુનના ઔર પઢના.

આવા વિચાર બાદશાહ કરી રહ્યો હતો એવામાં બારીપર એક મોટો અવાજ થયો. બાદશાહ ઝબકી ઉઠયો, એટલામાં એક સુંદર મહાકાય પક્ષીને તેણે જોયું. જોતાં મોહ થયો અને તેને પકડવા ઉઠયો. બાદશાહ તેને પકડવા માટે જેવા બે હાથ લાંબા કરે છે તેવોજ ચતુર પક્ષી સમજી ગયો. અને આસ્તેથી પોતાના ન્હોર પસારી, બાદશાહના હાથ કબજે કર્યા અને એકદમ પાદશાહને ઉપાડી તે એટલે દૂર ગયો કે જ્યાં મોટા પહાડો અને ઝાડી સિવાય કંઇપણ હતું નહીં. ત્યાં એક પહાડના શિખરપર બાદશાહને ફેંકી પક્ષી પસાર થયું. આ આકસ્માત બનાવથી બાદશાહ બેભાન થઇ ગયો. તે કયાં આવ્યો છે તેનું પણ તેને ભાન ન હતું. કેટલીકવારે જયારે તે શુદ્ધિમાં આવ્યો ત્યારે શોક કરવા લાગ્યો.

અરે મૈં કૈસે બેવકુફ ઔર પાગલ કે મૈંને પંખીકુ પકડનેકે બિચાર કીયા? પક્ષી બડા સયતાન થા કે જીસને મુજકુ ઇધર ગીરા દીયા, અબ રાજય કૌન કરેંગે? મેં કીસ તરહસેં રાજયમે જાઉંગા? મેરી ઔરત, લડકા કયા હાલમેં હોયંગે? મુજકું ઇસ જગહપર શેર ફાડ ખાયેંગેં. હાય મેં કયા કરૂં? આ પ્રમાણે શોક કરતો બાદ-શાહ ફરી બેભાન થયો.

મૂર્છા વળતાં સાવધ થઇ બાદશાહ કંઇક નિશ્ચયપર આ-વ્યો અને પછી પહાડપરથી નીચે ઉતરવા લાગ્યો. નીચે આવતાંની સાથે તળેટીમાં તેને એક રમ્ય મહેલ દેખાયો. એટલે તે જોવાની તેને ઇચ્છા થઇ. બાદશાહ મહેલ પાસે આવીને જુએ છે તો તેનાં દ્વાર ખુલ્લાં દીઠાં, પણ આસપાસ કોઇ માણસ તેની નજરે પડયું નહિ.

આથી તે સ્વગત વિચારવા લાગ્યો.

ઐસા સુંદર મહલ કિસીકા હોગા?! ઈધિર તો ઇન્સાનકા પૈરકીં કુછભી નિશાની ન મીલતી! કયા બાત! ઈસિકી ભીતર મૈં કીસીકી રજા લેકે જાઉં?!! આવા વિચાર કરતો તે કેટલોક વખત બહાર ઉભો રહ્યો, પણ ત્યાં કોઇ માણસ અંદર કે બહાર દીઠું નહિ. છેવટે હિંમત કરી બાદશાહ અંદર દાખલ થયો. છેક ભોંય તળીએ ફરસબંધી દેખી તાજુબ થયો અને તે મહેલ ઉપર ચઢીને જોવાની તેને પ્રબળ ઇચ્છા થઇ. આ ઇચ્છાને આધિન બનતાં દુઃખ, રાજ્ય, ઘર, બાળક સ્ત્રી વગેરેનું તેને વિસ્મરણ થયું.

મહેલની કારીગરી, ચિત્રો, રચના, ઓરડાઓની જોગવાઇ, ઇત્યાદિ વિલોકતાં બાદશાહ છેક ચોથે મજલે જઇ ચઢયો. ત્યાં તેને સુવાસિત પરિમલ આવવા લાગ્યો. અને આનંદથી સૃષ્ટિ સૌન્દર્ય નિહાળવા લાગ્યો. એવામાં એકાએક ચાર સુંદર સ્ત્રીઓ તેની નજરે પડી. બાદશાહ ચમકયો, ગભરાયો અને પોતાના નશિબને પુશ્કળ ફિટકાર આપવા લાગ્યો. સાથે સાથે નાસવાનો પણ વિચાર કરવા લાગ્યો. પણ લાચાર. નાઇલાજ, જાય કયાં? છેવટે તે હિંમતધરી ઉભો રહ્યો. બાદ તે રમણીઓમાંની એકે પૂછ્યું, તમે કોણ છો? આ મકાનમાં કોની રજાથી પેઠા છો? તમને કોણે બો-લાવ્યા છે? ઇત્યાદિ ઉપરાસાપરી સવાલો થયા. બાદશાહ એક પણ ઉત્તર ન આપી શકયો અને છાનોમાનો પલાયન કરવાનો લાગ શોધવા લાગ્યો. એટલામાં બીજી રમણી પાસે આવી જરા ગુસ્સો કરી બોલવા લાગી. "કેમ નથી સાંભળતા? આડું અવળું નીચું ઘાલી શું જુઓ છો? મનમાં નાસવાનો વિચાર કરતા હશો પણ યાદ રાખજો કે અમારા પંજામાંથી તમે છૂટકી શકશો નહિ. હવે

તમે અમારા ગુન્હેગાર છો, માટે જેમ અમે કહીએ તેમ તમારે વર્તવું પડશે." એટલામાં ત્રીજી ત્રીયાએ બીજીને શાન્ત પાડી વચમાં બોલવું શરૂ કર્યું અને નેત્રોથી કટાક્ષ ફેંકતી તે રમણી ભૂપને બોળવતાં કહેવા લાગી.

અરે મુસાફર? તમે કેટલા મૂર્ખ! કોઇને પૂછ્યા ગાછ્યા સિવાય આ સ્ત્રીભુવનમાં શામાટે આવ્યા? શું તમે વ્યભિચારી છો? ચોર છો? ઠગારા છો? તમે કોણ છો? તમે ગમે તે હશો પણ તમારો ન્યાય અમારા મનેશ્વર પાસે કરાવીશું અને તે જેમ વર્તવા આજ્ઞા કરશે તે પ્રમાણે તમને સજા કરવામાં આવશે.

બાદશાહ ચિત્રવત્ ઉભોજ રહ્યો. શું બોલવું તેનો તેને કાંઇ ખ્યાલ રહ્યોજ નહિ અને જેવો જેમ તેમ કરી બોલવા જાય છે, તેવી જ ચોથી રમા બોલી ઉઠી. "અરે ઓ મૂઢ! જરા વિચાર કર, વિષયાંધની માફક શું ત્હેં અમને એકલી જાણી ત્હેં અમારી લાજ લેવાનો ઇરાદો રાખ્યો છે?

પાદશાહ તો આભોજ બની ગયો. કોને અને શું ઉત્તર આપવો તે સુઝયું નહિ અને નાસવાનો લાગ પણ મળે નહિ. પોતાની પાસે હથિયાર પણ કંઈ નહિ. શું કરે? તો પણ જરા હિંમત ધરી ધીમે પગલે ત્યાંથી નીકળી જવાનો પ્રયત્ન કરવા લાગ્યો. પણ તરતજ તેને માલમ પડયું કે તેના પગ જમીન સાથે સજ્જડ ચોંટી ગયા છે. એટલે દયામણે વદને નિઃશબ્દ ઉભો રહ્યો.

વળી એવામાંજ એક સ્ત્રી બોલી—કાં નાસવાનો વિચાર કરી રહ્યા છો કે? પગ ન ઉપડયા? શું ચોર વિદ્યા જ કરવી હતી ને! શરમ છે તમારા જેવા મર્દને કે પારકા મકાનમાં પેસવાનો

સંતોષકારક જવાબ ન આપતાં નાશી છૂટવા યત્ન કરો છો."

હવે પાદશાહથી સહન ન થયું, એટલે તેણે દીનતાથી પણ ધૈર્ય-યુક્ત બોલવું શરૂ કર્યું. "અયે બાનુસાહિબા ! જરા શાન્તિસેં હમારી અર્જ ધ્યાનમાં લીજીએ. હમ ન ચોર હય યા શયતાન હય, મગર ઇન્સાન હું. મૈં મેરા મહલમેં બૈઠે બૈઠે કુચ્છ બિચાર કર રહા થા ઇતનેમેં એક બડા જબરજસ્ત પંખા મેરકું ઉઠાકે લે ચલે. બાદ મેરેકું બેફામ દશામેં એક પ્હાડપર ફેંક દીયા. જબ મય સાવધ હુવા તબ મૈને એ મહેલ દેખા અને હ્યાં ચલા આયા. મૈં એક બાદશાહ હું."

એક સ્ત્રી કહે તમે ગમે તે હો પણ હવે અમારા કબજામાંથી છૂટવું મુશ્કેલ છે. તમે જો નાસવાનો પ્રયત્ન કરશો તો જરૂર માનજો કે તમારો જીવ જશે. આવું સાંભળી પાદશાહ કરગરવા લાગ્યો. ત્યારે બીજી સ્ત્રી બોલી ઉઠી, ગભરાશો નહિ. અમે પુરૂષને શોધતી હતી. માટે તમારે મરણને શરણ થવું નહિ પડે. તેમ તમે કોઇ પ્રકારે અહિંથી જઇ શકો તેમ પણ નથી.

પાદશાહે જીવ બચાવવા તેમની વાત કબુલ કરી અને પોતાનો સંસાર ત્યાંજ માંડ્યો. સુખવિલાસ, ઉદ્યાનનો મોજશોખ, ગાયન, ઇત્યાદિ રંગભોગોથી તેને પોતાની પૂર્વાવસ્થાનું વિસ્મરણ થયું. બાર બાર વર્ષ વીતી ગયાં. દરેક સ્ત્રીથી તેને ચારચાર પુત્ર-પુત્રીઓ ઉત્પન્ન થયાં.

એક સમયે હિંચોળાખાટપર બે પડખે બે સ્ત્રીઓ અને વચમાં પોતે બેઠો બેઠો ગપ્પાનંદમાં ચઢયો હતો. એવામાં પેલો જ કદાવર પક્ષી બારીપર આવી બેઠો. તેને જોતાંજ બાદશાહને ત્રાસ

મુક્યો. પક્ષીએ એકદમ તરાપ મારી ફરીથી પાદશાહને ઉપાડ્યો અને તેના અસલ સ્થળે લાવી મુકયો. બાદ તે પક્ષી ઉડી ગયો. બાદશાહને થોડીવારે શુદ્ધિ આવી એટલે આંખ ઉઘાડી જુએ છે તો દ્વારપાળ પોતાની સ્હામે આગ લઈ ઉભો છે. બાદશાહ વિચાર કરે છે કે "ઓહ એ કયા બાત ? મૈં કયા દેખતા હું ! મેરી પ્રેમ પ્રતિમાઓ કહાં ગઈ ? મૈં કહાં આયા ? ઇધર કૌન હે ?" બાદશાહ દિવાનાની માફક ચારે તરફ નજર ફેરવવા લાગ્યો. પેલો દ્વારપાળ વિચારવા લાગ્યો કે આ શું ? બાદશાહ શું બકે છે ! થોડીવારે આસ્તેથી તેણે પૂછ્યું, નામવર, હું કયારનો આપની સામે આ આગ લઇ ઉભો છું. બેગમ સાહિબા તથા આપનાં કુમારો મહેલમાં છે. આપને શું કામ છે ? બોલાવું ?

બાદશાહ આ સાંભળી ચમકી ઉઠયો અને સાવધ થઇ બોલ્યો. દ્વારપાળ તુમ ઇધરસે ચલા જાઓ અને લશ્કર લેકે વોહિ પંખીકું પકડનેકી કૂચ્છ તદ્બીર કરો.

દ્વારપાળ બાદશાહને દિવાનો કલ્પી પ્રધાન તથા સેનાપતિ પાસે આવ્યો અને પાદશાહની હકીકત નિવેદન કરી. પ્રધાન તથા સેનાપતિએ વિચાર્યું કે બાદશાહ ગાંડો થઇ ગયો છે, માટે કોઈ વૈદ્યને બોલાવી દવા કરવી જોઇએ.

વજીર તથા સેનાપતિએ વિચાર કરી એક ઉંટ વૈદ્યને બોલાવ્યો. ઉંટ વૈદ્યે આવી સલાહ આપી કે બાદશાહ સલામતને લમણામાં ટાઢા દેવરાવવા જોઇએ, જેથી તેમના મગજને આરામ થતાં શુદ્ધિ આવશે. આ વાતને સર્વેએ અનુમતિ આપી અને એક સિપાઇ-જમાદારને કે જેનું નામ રાઘુ હતું તેને ડાંમ દેનારાને બોલાવવા મોકલ્યો.

આ ટાઢા ( ડામ ) દેનાર વૈદ પોતાના ગામથી દસ ગાઉ દૂર રહેતો હતો ત્યાં જમાદાર સાહેબ ગયા અને "પોપાં બાઇની પોલમ પોલ" એટલે ત્યાં તેઓ ફાવે તેમ વર્તવા લાગ્યા. ગામમાંથી મુખી મતાદાર, રાવણીઆ, વહેપારી વગેરેને બોલાવી ધમકાવ્યા અને ત્રણ ચાર દિવસ રહી મિષ્ટાન્ન પાણી ઉડાવી ઘણા દિવસની ભૂખને શાન્ત કરી કેટલુંક સીધુ સામાન અને જોગાન લઇ સ્વગ્રહે પધાર્યા. ત્યારે અહીં તો સર્વ કામ પતી ગયું હતું.

આટલા લાંબા વખત સુધી ધીરજ ન રહેવાથી એક અહમદ નામના હવાલદારે તે કામ માથે લીધું અને ડામ દેવા માટે મોટા લોઢાના સળીઆ મંગાવી તપાવી ખૂબ લાલ ચોળ કર્યા. પછી પાદશાહને બરાબર પકડી રેશમની દોરીવડે સજ્જડ જકડીને ખાટલા સાથે બાંધી ડામ દેવાની તૈયારી કરી, એટલામાંજ પાદશાહ બોલી ઉઠયો.

"ખરેખર ખુદા પલમેં ચાહેસો કરે." ઓહ ! એ કયા ? ભયતો મેરા અસલ મકાન પર હું. અય વજીરજી મેં પુરા સાવધ હું, મુજકો છોડો. દ્વારપાલ ! જાવ. અબ આગકી કુછ જરૂરત નહિ હૈ. થોડી દેર મેં ખુદાતાલાને કૈસા દિખાવ દિખલાયા. બસ જરૂર "પલમેં ખુદા ચાહેસો કરે." હે પરવર દિગાર તેરા મેરે પર બડા અહેશાન હુવા હૈ મૈં નાપાકકું પાક બનાયા. ખુદા ! મેરા ગૂન્હા માફ કીજીએ.

બાદશાહને ખુદાની ગયબી ઘટમાળનું જ્ઞાન થયું. તેનું અભિમાન જતું રહ્યું અને પછી નીતિમય જીવન ગુજારી પ્રજાનું પાલન કરવા માંડયું.



# પ્રકરણ ૨૭ મું.

## રસીકનું ગમન.

રસીકે બારોટની વાત ધ્યાન પૂર્વક સાંભળી. બારોટ ચાલ્યો ગયો, રસીક વિચારમાં ડુબ્યો. તે વિચારવા લાગ્યો કે પ્રભુ પળમાં ચાબખો કરે એ સત્ય છે. અભિમાનીઓનો મદ ઉતારવા અને અધર્મીઓને નીતિને રસ્તે ચઢાવવા પ્રભુ અવનવા રંગ બતાવે છે. મને દુ:ખદ સમાચાર મળ્યા એમાં પણ કંઇક પ્રભુનો ભેદ હશે. મારા અપરાધનું પણ એ ફળ કાં નહોય? પણ મેં એવો એકે ગૂન્હો કે પાપ કર્યું નથી કે જેથી ઇશ્વર મારીપર અસંતુષ્ટ થાય. હું ગરીબ છું. દુ:ખમાં જન્મ્યો છું અને દુ:ખમાંજ મોટો થયો છું. પ્રભુ મારાપર દયાળુ થાવ. આમ શોચતો રસીક ઉભો થયો અને શેઠના મકાન તરફ જવા નીકળ્યો. રસ્તે ચાલતાં તેના મનમાં કૈલાસનાજ વિચાર થઇ રહ્યા હતા. પોતે કૈલાસને બેવફા નિવડ્યો છે એમ તેનો આત્મા કહેવા લાગ્યો. મનમાં તે કૈલાસની ક્ષમા માગવા લાગ્યો. આવી રીતે વિચાર વમળમાં ઘસડાતો રસીક શેઠની પાસે આવ્યો. મદનમોહન શેઠ દિવાનખાનામાં બેસી ન્યુસપેપર વાંચતા હતા. રસીકને જોતાંજ તેમણે પેપર ટેબલ પર મૂકી આંખ્યો પરનાં ચશ્માં કપાળે ચઢાવી પૂછ્યું, " કાં મીસ્ટર! આજે લેઇટ—મોડા કેમ છો."

રસીકે પત્ર સંબંધી વાત કરી કહ્યું, " હું આજે મારે ગામ જવાનો ઇરાદો રાખું છું. "

" ખુશીથી જાવ; પણ પાછા કયારે આવશો ? " શેઠે પૂછ્યું.

" લગભગ પંદરેક દિવસ થશે. "

"ઠીક, બનતા સુધી વ્હેલા આવજો."

"આપની કૃપાને માટે ઉપકારી છું."

"વિનોદિનીને મળતા જજો. તેને તમારા વિના ગમશે નહિ. દિવસમાં તે અનેક વાર તમને યાદ કરે છે. મી. રસીક! તમે મારી વિનોદિનીનું દિલ એકદમ જીતી લીધું તેને માટે હું આશ્ચર્ય પામું છું."

"તેમનો સ્વભાવજ એવો છે કે તે એક પલકવારમાં અન્યને આકર્ષી શકે છે." રસીકે જવાબ આપ્યો.

મદનમોહને મુખપર રૂમાલ ફેરવતાં કહ્યું; "તમે એક બીજાને ચાહો છો અને ખુલ્લા દિલથી વાતો કરો છો જાણી હું ઘણોજ ખુશી છું."

રસીક મૌન રહ્યો. પુનઃ શેઠ બોલ્યા, "મી. રસીક! મારી વાત ધ્યાન પૂર્વક સાંભળજો. હું લાખ્ખોપતિ છું. મારો વ્યાપાર બ્હોળો છે. હું સુધારાનો હિમાયતી છું. મારી વિનોદિની મારે પુત્ર સમાન છે. તે હવે પરણાવવા લાયક થઇ છે, પણ અમારી ગ્નાતિમાં સઘળા ઇડીયટ–મૂર્ખ છે. ગ્નાતિમાં તેને લાયક એકપણ વર નથી. રસીકલાલ! વિનોદિની માટે મારી ગ્નાતિમાંથી વર મળવાનો સંભવજ નહિ હોવાથી હું બહુ મુંઝાતો હતો. વિનોદિની પણ લવરને માટે આતુર બનેલી મને સમજાતી આ અરસ્સામાંજ તમારો અને તેનો મેળાપ થયો. તમારો બન્નેનો સહવાસ વધ્યો. તમારા વિચાર અને મન એક થયાં. તમે ગુરૂ–શિષ્યા મટી પરસ્પરનાં પ્રેમિ બન્યાં. આ જોઈ જાણી મને બેહદ આનંદ થયો છે. મેં આજેજ વિનોદિનીને બોલાવી તેની ઇચ્છા પૂછી. મારી શરમાળ પુત્રીએ શરમાતાં તમને તેના લવર

તરીકે મારી આગળ જાહેર કર્યા. હું ખુશખુશાલ બન્યો; અને પછી હવે શું કરવું તેનો નિર્ણય કરી નાખ્યો. તમે તમારા ગામ જઈ આવો, તે પછી મેં કરેલો નિર્ણય તમને જણાવીશ. મી. રસીક સમજજો કે તમે સુખની પરીસીમાએ પહોંચ્યા છો અને આજથી અમારા સંબંધી બન્યા છો." મદનમોહને બોલવું પૂરૂં કર્યું. રસીકે શેઠની વાત ધ્યાનથી સાંભળી. તેનું મન ખુશી થયું, પણ તેનો આત્મા કકળવા લાગ્યો. રસીકે શેઠનો ઉપકાર માન્યો. આ પછી મદનમોહને રસીકના હાથમાં સો સોના પાંચ નોટ મુસાફરી ખર્ચના મૂકયા. રસીક શેઠની ઉદારતા જોઇ ગળગળો બન્યો અને પછી ત્યાંથી નીકળી વિનોદિનીના રૂમમાં આવ્યો. વિનોદિની આ વખતે એક મોટા આયના આગળ ઉભી રહી મુખપર પાઉડર લગાવી રહી હતી. આયનામાં રસીક જણાયો. તરતજ વિનોદિનીએ તેની નજીક દોડી જઈ તેનો હાથ પકડી કહ્યું; "વેલકમ ડીઅર."

રસીકે હાસ્ય કર્યું. બન્ને સામસામે ખુરશીઓ પર ગોઠવાયાં. વિનોદિનીએ કહ્યું, "મારા ફાધર સર્વવાત જાણી ગયા છે."

"તેની મને હમણાંજ ખબર પડી."

"શું પિતાજીએ પોતેજ તમને વાત કરી?" વિનોદિનીએ આતુરતાથી પૂછ્યું.

"હા." રસીકે મદનમોહને પ્રકટ કરેલી ઇચ્છા વિનોદિનીને વિદિત કરી અને પછી પોતાપર આવેલા પત્ર વગેરેની વાત પણ તેને જણાવી. કૈલાસના ગૂમ થવાના સમાચાર જાણતાં વિનોદિનીના મનમાં અપાર આનંદ થયો. તેણે સંતોષનો એક લાંબો શ્વાસ મૂક્યો. આ પછી તેણે પૂછ્યું; "ત્યારે શું તમે જશોજ?"

" તમને છોડીને જવું ગમતું નથી; પણ શું કરૂં ! એક વાર જઇ આવું એવી મારી પ્રબળ ઇચ્છા છે."

" ત્યાં કેટલા દિવસ રોકાશો ?"

" ઘણું થશે તો પંદર દિવસ."

" સોળમા દિવસે નહિ આવોતો તાર કરીશ."

" હું જરૂર તે પહેલાંજ આવી જઇશ."

" તમારા મિત્રને મળશોને ?"

" હા, તેની સલાહનીતો ખાસ જરૂર છે."

" શાની સલાહ ?"

રસીકને એકદમ બોલવાને માટે પશ્ચાતાપ થયો, પણ તરતજ મુખ ગંભીર રાખી તેણે વિનોદિનીને જુદુંજ સમજાવ્યું. બન્ને વચ્ચે ઘણી વાતો થઇ. વિનોદિનીએ અનેક પ્રેમચેષ્ટાઓ કરી રસીકને લોભાવ્યો. આત્માની અનિચ્છા છતાં મનના પ્રબળ મોહના પ્રવાહમાં ખેંચાઇ રસીક પરવશ બન્યો. ભાન-જ્ઞાન અને કૈલાસને આપેલું વચન વગેરે સઘળું ભૂલ્યો. તેણે મોહાંધ બની વિનોદિનીને હૃદય દાન દીધું.

વિનોદિનીએ પણ રસીકના કંઠે વળગી પ્રેમનું સીલ દ્રઢ કર્યું. બાદ વિનોદિનીએ એક હિરાજડિત વિંટી અને ત્રણેક રેશમી રૂમાલ રસીકને આપ્યા. સાંજ પડી. રસીકે ત્યાંજ જમી લીધું. સુંદર મહાલયમાં રૂપવાન રમણીના સહવાસથી જે રસીક કૈલાસ બ્રહ્મચારીના સમાચારથી દિલગીર અને દુઃખી બન્યો હતો; તે રસીક અત્યારે આનંદ સાગરમાં ડુબ્યો હતો. પળમાં પ્રભુ ચાહે સો કરે એ બારોટની વાત પણ કદાચ તેને વિસ્મૃત થઇ હોયતો કંઇ નવાઇ જેવું નહિ. પૂર્ણ માનથી ભોજન કરી રસીક સર્વની રજા લઇ જવાને તૈયાર થયો.

પોતાની કોટડીએથી સાથે લઈ જવાને તૈયાર કરેલો સામાન એક નોકરને મોકલી મંગાવી લીધો. ટ્રેઇનનો ટાઇમ થતાં રસીક વિક્ટોરીયામાં બેસી સ્ટેશને આવ્યો અને સેકન્ડ કલાસની ટીકીટ કઢાવી ટ્રેઇનમાં બેઠો. ગાડી ઉપડી અને અનેક સ્ટેશનો પસાર કરતી છેવટે ભરૂચ આવી ઉભી. રાત્રિના ચારેક વાગે રસીક ભરૂચ ઉતર્યો; અને પછી ગુણવંતના એક મિત્ર કે જેમનું નામ મી. પટેલ હતું અને જેઓની સાયકલ, ફોનોગ્રાફ, સ્ટવ વગેરે વેચવા દુરસ્ત કરવાની મોટી સુપ્રસિદ્ધ દુકાન ભરૂચમાં આવેલી હતી; ત્યાં રસીક ગાડી ભાડે કરી ગયો. રાત્રિનો છેલ્લો પ્રહર હતો. શાન્તિ વ્યાપેલી હતી. ગાડીવાળાએ ગર્જના જેવા મોટા અવાજે મી. પટેલને જગાડ્યા. મ્હેમાન–અતીથીનો પૂર્ણ સત્કાર કરનારા અને તેને પોતાની ફરજ સમજનારા એ સુપ્રસિદ્ધ નીતિવાન વ્યાપારી મી. પટેલે જાગૃત થઇ દ્વાર ઉઘાડી રસીકનો સત્કાર કર્યો. પટેલ રસીકને ઓળખતા ન્હોતા. રસીકે ગુણવંત પોતાનો મિત્ર છે વગેરે જણાવી મી. પટેલને પોતાનો પરિચય કરાવ્યો. પ્રાતઃકાળ થતાં રસીક જમી પરવારી રજા લઇ વ્હાણમાં બેઠો અને સાંજના સમયે નારાયણપુર પહોંચ્યો. રસ્તો શૂન્યકાર જણાયો. રસીક તેના ગૃહે આવ્યો. પડોશીયો ટોળે વળી રસીકની ખુશ ખબર જાણી વિવિધ પ્રશ્નો પૂછવા લાગ્યાં. રસીકે સર્વના મનનું સમાધાન કરી કૈલાસ સંબંધી હકીકત પૂછી. પડોશીઓએ જુદી જુદી વાતો જણાવવા માંડી. રસીકના મનનું સમાધાન થયું નહિ. મોડી રાત્રે પડોશીયો વિખરાયાં. રસીક એકલો પડ્યો. ભાતુખાઈ ક્ષુધાને સંતોષી. એકલો પડેલો રસીક અનેક વિચારો કરવા લાગ્યો. બાલ્યકાળ, માતાનું મૃત્યુ કૈલાસ વગેરે એક પછી એક બનાવો તેને યાદ આવ્યા. માતાનું મૃત્યુ અને પ્રેમ યાદ આવતાં રસીક થોડીવાર રડ્યો અને પછી મોડી રાતે નિદ્રાધિન થયો.

બીજે દિવસે તેણે ઘણી તપાસ કરી, સરકારી માણસોને મળ્યો; પણ સંતોષકારક જવાબ મેળવી શક્યો નહિ. છેવટે એક સિપાહીએ રતનલાલે કરેલા જુલ્મની વાત તેને જણાવી. રસીકના અંતરમાં ક્રોધની આગ સળગી. પણ શું કરે ? તે રતનલાલને કેવી રીતે મળી સઘળી હકીકત જાણી શકે ? કારણકે રતનલાલે થોડા મહીનાથી નોકરી છોડી ધાર્મીક જીવન ગુજારવા માંડયું હતું અને તે હાલ નારાયણ-પુરમાં પણ ન્હોતો. તેનાં સ્નેહિયો કહેતાં કે તે હિમાલયમાં છે; તો કોઇ કહેતાં કે તે બીજે છે. રસીકે આઠ દિવસ સુધી સતત પ્રયાસ કર્યા, પણ તેને કૈલાસ કે રતનલાલના કંઇ પણ સમાચાર મળ્યા નહિ- આથી છેવટે તેણે કંટાળી અમદાવાદ જવાનો નિશ્ચય કર્યો. એક સાયંકાળે રસીક ફરતો-ફરતો ગામથી ઘણે દૂર નીકળી ગયો. નર્મદાજીનાં કોતરો ચારે તરફ આવી રહ્યાં હતાં. ઝાડી વિકટ આવેલી હતી. પવન મંદમંદ વ્હાતો હતો. રસીક વિચારમાં એટલોતો મશગુલ બન્યો હતો કે તેને આ વખતે સમય કે સ્થળનું ભાન ન્હોતું. જ્યારે અંધારૂં થયું અને આગળનો માર્ગ દેખાતો બંધ થયો ત્યારેજ તેની વિચાર માળા તુટી. રસીકે જોયું તો તેને જણાયું કે પોતે વિકટ સ્થાનમાં ફસાયો છે, હવે પાછા શી રીતે ફરવું ? તેમ આગળ પણ ક્યાં જવું ? રાત્રિ ક્યાં ગાળવી ? હિંસક જનાવરોથી શીરીતે બચવું ? વગેરે વિચારતો રસીક થોડેક આગળ ચાલી આસપાસ જોવા લાગ્યો તો તેની નજરે દૂર કંઇક દીવા જેવું જણાયું. રસીક હિંમત રાખી તે તરફ ચાલ્યો. થોડેક દૂર જતાં તેની નજરે એક ઝુંપડું જણાયું અને તેમાં દીપકનું એક કોડીયું સળગતું માલમ પડયું

રસીક ઝુંપડી નજીક આવ્યો. ચોગાનમાં લાકડાં સળગતાં હતાં. ઝુંપડીની અંદર ભગવાં ધારી એક સાધુ પુસ્તક વાંચવામાં તલ્લીન

થયેલો જણાયો. સાધુ શાન્ત અને ગંભીર જણાતો હતો. રસીકે તેની પાસે જઇ પ્રણામ કર્યા.

રાત્રિએ અને કોઇ આવી શકે નહિ એવા વિકટ સ્થાનમાં માણસને જોતાંજ સાધુ મહારાજ પ્રથમ તો ચમકયા, પણ પછી રસીકે પોતાનું આવવું શી રીતે થયું વગેરે જણાવતાં તે શાન્ત થયા. સાધુએ રસીકની આગળ કેટલાંક ફળ મકયાં. રસીકે થોડાં ફળ ખાધાં. આ પછી તે અને સાધુ ધર્મ સંબંધી ચર્ચા ચલાવવા લાગ્યા. સાધુએ અહિંસા ધર્મને ઉત્તમ જણાવ્યો. સાધુ સ્વદેશપ્રેમી હતો. સ્વદેશાભિમાન તેની રગેરગમાં હતું. સ્વદેશસેવા એજ મનુષ્યનો ધર્મ અને કર્મ છે. સ્વદેશ સેવા વિના મનુષ્યની મૂકિત નથી. જે દેવાંશી છે એજ દેશસેવા કરી શકે છે વગેરે ખૂબ ઉપદેશ રસીકને સમજાવ્યો. અન્ય વિચારના રંગે રંગાએલા રસીકનુ મન પણ સ્વદેશભાવનાથી રંગાયું. તેણે પણ પોતાના દેશ પ્રત્યેની ભાવના સાધુ મહારાજને વિદિત કરી. સાધુ મહારાજ પ્રસન્ન થયા અને જણાવ્યું કે “ભાઈ! સ્વદેશસેવા કરનારે આ વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે કે, તે સેવા દેવને પણ દુર્લભ છે અને તે સેવામાંજ મનુષ્ય જન્મની સાફલ્યતા છે; પણ તેની સાથે તેમાં ઘણાં જોખમો અને સંકટો રહેલાં છે. દેશસેવા કરનારે પ્રથમ તો પોતાનામાંથી દ્વેષ–ઝેર–વૈર–કામ–લોભ–મોહ સ્વાર્થ વગેરે દુર્ગુણો દૂર કરવા જોઇએ અને પછી અનેક સંકટો સહન કરી આત્મબળ પ્રાપ્ત કરી દેશસેવાની દિક્ષા લેવી જોઇએ. જગતમાં તમામ દુઃખોને હસ્તા મુખે જે સહન કરી શકે, તેજ સાચ્ચો દેશભક્ત થઈ શકે; અને તેજ આ દુઃખીઆરા દેશનાં દુઃખ કંઇક અંશે દૂર કરી શકે. માટે મારી તને વિનંતિ છે કે મારા ઉપદેશ માત્રથીજ ક્ષણિક ઉભરાને વશ થઇ તું તારા અમૂલ્ય શબ્દોને

નકામા કરીશ નહિ. તારો આત્મા જ્યારે તને કહે ત્યારેજ તું દેશ-સેવાની દિક્ષા લેજે. બાકી ત્યાં સુધી તું સંસારમાંજ રહીને જનસેવા કર્યા કરજે. જનસેવા એ સાક્ષાત દેવસેવા છે એ તું ખૂબ યાદ રાખજે." સાધુનાં વચનામૃતનું પાન કરી રસીક પ્રસન્ન થયો. પોતાનું આ સ્થળે આવવું સાર્થક સમજાયું. એક પવિત્ર મહાત્માના મેળાપથી તેનું હૃદય પણ નિર્મળ બન્યું. તેણે સાધુ મહારાજને તેમના પૂર્વાશ્રમ વિશે પૂછ્યું. સાધુ કંઇ દુ:ખી થયો હોય એમ જણાયું. તેણે પોતાનો પૂર્વાશ્રમ જણાવવાની ના પાડી, પણ રસીક અતિ આગ્રહ કરવા માંડયો. સાધુએ કહ્યું, "ભાઇ! મેં આજસુધી મારો પૂર્વાશ્રમ હજી સુધી કોઇને જણાવ્યો નથી, પણ આજે તારા અતી આગ્રહથી હું મારૂં પૂર્વવૃત્તાંત જણાવું છું. આ વૃત્તાંત તું કોઇને જણાવીશ નહિ. અને તેમાંથી તને જે ઠીક લાગે તે ગૃહણ કરજે કે જેથી મને આનંદ થશે." આટલું કહી સાધુએ પોતાની પૂર્વ વાત કહેવી શરૂ કરી.

---

## પ્રકરણ ૨૮ મું.

### સાધુનું પૂર્વવૃત્તાંત

પ્રતાપચંદ્ર નામક મહિપતિના નગર પ્રતાપપુરમાં મારાં માતા પિતા રહેતાં હતાં. તે પવિત્ર ભૂમિમાંજ મારો જન્મ થયો હતો. અહા! તે પ્રભુ સ્વરૂપ ભૂમિનું મને આ વખતે સ્મરણ થતાં મારાં રોમાંચ ખડાં થાય છે અને મનમાં એમ થયા કરે છે કે તે વ્હાલી જન્મભૂમિનાં દર્શન હવે ક્યારે થશે? મારા

પિતાની પાસે સારી સંપત્તિ હતી. હું તેમનો એકનો એકજ પુત્ર હતો. મારૂં નામ નારાયણ. મારી બાર વરસની ઉમ્મરે મારી માતા મરણ પામી. પિતાએ મારી પર પૂર્ણ પ્રેમ રાખી સારી કેળવણીથી વિભુષિત કર્યો અને પછી મારી સોળ વર્ષની ઉમ્મર થતાં પરણાવ્યો. મારી પત્નીનું નામ લક્ષ્મી હતું. તેનામાં નામ પ્રમાણે ના તમામ ગુણો હતા. તેણે મારૂં દિલ જીતી લીધું. અમારા હૃદયની ઐકયતા થઇ. મારા પિતા અમને બંનેને પાસે બેસારી નિરંતર સદ્બોધ દેતા. સંસારીક કર્તવ્ય સાથે જીવનનું સાર્થક પણ સમજાવતા. રાજ્યમાં મારા પિતાની સારી પ્રતિષ્ઠા હતી. રાજ્ય તરફથી તેમને કેટલીક જમીન મળેલી હતી. એ જમીનની ઉપજ પરજ અમે અમારૂં ગુજરાન સંતોષથી ચલાવતાં. પિતાના સ્વતંત્ર વિચાર અને સ્વભાવથી હું અન્ય ધંધો યા નોકરી નહિ કરતાં ખેતી ઉપર વિશેષ ધ્યાન રાખવા લાગ્યો. મારી ખંત અને શ્રદ્ધાથી ખેતીની ઉન્નતિ થઇ. મારા પિતા પણ ખુશી થયા. મેં પિતાની સંપત્તિમાં વધારો કર્યો. મારી ઉમ્મર બાવીસ વર્ષની થતાં પિતા પરલોક પધાર્યા. જગતમાં જેનો જન્મ છે તેનું મરણ અવશ્ય છે, પિતાના એ વાકયનું નિરંતર સ્મરણ કરી પિતાનો શોક ઓછો કર્યો. અમે પતિ-પત્ની આનંદ સંતોષથી કાળક્ષેપ કરતાં હતાં. આ અરસામાં પ્રભુ કૃપાએ મને પુત્રી રત્ન પ્રાપ્ત થયું. અમે તેનું નામ ચંદ્રિકા રાખ્યું. અમે તેને પુત્ર સમાન પ્યારથી મ્હાઇ તેનું પાલન કરતાં. પિતા કરતાં વધુ કીર્તિ અને દ્રવ્ય પ્રાપ્ત કરે તે પુત્ર સવાયો ગણાય. એવી સંસારીક માન્યતા પ્રમાણે શ્રી પ્રભુ કૃપાએ મેં પણ સત્ય નિતીનું પાલન કરી સારી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી. નગરનાં તમામ જનો મારી પ્રત્યે પ્રેમ રાખતાં. રાજ્યના અમલદારો પણ મારા મિત્ર બન્યા હતા. અમ લ-

દાર વર્ગમાં તો હું એક કુટુંબીજન જેવો મનાવા લાગ્યો. અમે પતી પત્નિ દરરોજ સાંજના સમયે ગરીબ જનોના નિવાસસ્થાનમાં ફરવા જતાં. રંક મનુષ્યો અમારી આસપાસ ટોળે વળતાં. અમે તેમને સદ્બોધ આપી તેમનાં સંકટો ટાળવાને યથાસાધ્ય પ્રયત્નો આદરતાં. સંપત્તિ મૃગજળ જેવી છે, તે આજે છે તો કાલે નથી; માટે તેનો સદ્ઉપયોગ તરત કરી લેવો જોઇએ. માનવ જન્મની સાફલ્યતા ધનના ઢગલા એકત્ર કરી ધનાઢ્ય થઇ ગાડી–વાડીના વૈભવ વિલાસોમાં નથી, પણ સન્માર્ગે દ્રવ્ય સંપાદન કરી સાત્વીક જીવન ગુજારી જન સેવા કરવામાંજ જીવનની સાફલ્યતા અને કર્તવ્ય સમાએલું છે. મારા પિતા આ શુભ સિદ્ધાંત મને ઘણીવાર સમજાવતા, અમે પતિ–પત્નીએ કેટલોક નિવૃત્તિનો સમય મેળવી જન સેવકરવાની દિક્ષા સ્વિકારી હતી. મારા કાર્યથી મહારાજા પ્રતાપરૂદ્ર આનંદ પામ્યા. એક દિવસે તેમણે મને રૂબરૂમાં બોલાવી મારૂં સન્માન કર્યું અને મારા કાર્ય તરફ પૂર્ણસહાનુભૂતી દર્શાવી. મહારાજાની કૃપાથી મેં એક સેવા મંડળ સ્થાપ્યું. મંડળમાં દેશહિત હૃદયે ધરાવનારા અને જગતમાં સત્ય જ્ઞાન, બંધુત્વ સ્થાપિ જનસેવા કરવા ઇચ્છનારા અનેક યુવકોજોડાયા, અમારા મંડળમાંના યુવકો ગામે ગામ ફરતા. લોકોનાં ટોળે ટોળાં ભાષણ સાંભળવાને એકત્ર થતાં. સેવા મંડળના પ્રયાસથી એક વરસમાંતો અજબ ફેરફાર થઇ ગયો. મુસલમાન અને હિંદુઓમાં ભ્રાતૃભાવના વધી. કજીયા કંકાશ ઓછા થયા.અનેક દારૂડીયા–જુગારી વગેરે દુષ્ટો પવિત્ર–નિર્મળ મનના બન્યા. પણ પ્રભુની કળાને પાર પામવા કોણ સમર્થ છે? અમારી સેવા ભાવનાને પ્રોત્સાહન આપનાર; અમને પૂર્ણ મદદ કરનાર અમારા મહારાજા પ્રતાપરૂદ્રનું એકાએક અવસાન થયું. કેટલાકનું માનવું એવું હતું કે તેમના એક પિત્રાઇના દગાથી

મહારાજાનું મરણ થયું. ગમે તેમ હોય પણ અમારા મહારાજાની શુભવૃત્તિઓની ઈર્ષ્યા કરનારા કોઇક રત્નદ્વેશી કુટિલ જનના દગાના કારણેજ મહારાજા એકાએક પંચત્વ પામ્યા. ગામમાં હાહાકાર થયો. અમે પણ કેટલાક દિવસ સુધી શોકપ્રદર્શિત કર્યો. મહારાજા સંતાન વિહિન ગુજરવાથી જેનીપર મહારાજાને મારી નાખવાનો સંશય હતો; તેજ માણસ અનેક ખટપટો અને દ્રવ્યનો પાણીની માફક વ્યય કરી ગાદીપર આવ્યો. આ નવા રાજાનું નામ શોકસદન હતું. તે સ્વભાવે ઉગ્ર અને વૈભવ વિલાસમાં તદ્રુપ રહેનારો હતો. ગાદી-પર આવતાંજ તેણે ઘણા ફેરફાર કરી દીધા. રાજ્યમાં એક પણ દારૂનું પીઠું ન્હોતું ત્યાં અનેક દારૂનાં પીઠાં ઉભાં થયાં. દારૂના આગમનથી ધીમે ધીમે દારૂનાં નીકટનાં સંબંધીઓ જુગાર–ચોરી કજીયા કંકાશની પણ વૃદ્ધિ થતી રહી. રૈયતના રક્ષક ગણાતા ભલા અમલદારો રાજ્યની નોકરીમાંથી અલગ થયા અને તેમની જગ્યાએ રાજાની હાજી હા ભણનારા ખુશામતીયા અજ્ઞાન લાંચીયા અમલદારો ભરાયા. રાજા એશઆરામી નીકળ્યો. આ સાથે તે કાનનો કાચો અને અમલદારો પર પૂર્ણ વિશ્વાસ રાખનારો હોવાથી રાજ્યની રાંકડી રૈયત લુચ્ચા અમલદારોના અત્યા-ચારની ભોગ થઇ પડી. રાજ્યમાં અંધેર ચાલી રહ્યું. ખરૂં રાજ્ય અમલદારોનું થઈ પડયું. રાજાએ તેમને એટલીતો સત્તા આપી હતી કે તેઓ જો ધારે તો એક સારામાં સારા શ્રીમાનને પણ ઘડીના છઠ્ઠા ભાગમાં પાયમાલ કરી શકે. પ્રતાપનગરમાં રૂસ્વતનું જોર વધ્યું. અમારા સેવા મંડળ પર પણ રાજાની અને તેના અમલદારોની ઇતરાજી થઈ ચૂકી હતી. એતો નિયમ છે કે જે પ્રજાસેવક બને તે રાજ્યકર્તાનો રીપુ ગણાય

અને જે રાજાનો સેવક બને એ પ્રજાને અપ્રિતી પાત્ર થઇ પડે. અમે બન્નેને રાજી રાખવાના પ્રયત્ન કરતા; પણ પ્રજાની ઉન્નતિ નહિ ઇચ્છનારા; સ્વદેશ સેવાનું નામ સાંભળી જેમ એક ઝેરી નાગને જોઇ માણુસ ચમકે એમ ચમકનારા અમલદારો નિરંતર અમારા પ્રત્યે આંતરીક કોપ દર્શાવી રહ્યા. અમારી આસપાસ અમલદારોના અનેક ગુપ્ત ચરો ફરતા અને અમારાં દરેક કાર્યો–હિલચાલો વગેરેની બારીક તપાસ રાખી–ખોટી નોંધ લેતા.

આ ઉપરાંત કેટલાક કારસ્થાની કુટિલ અમલદારો તો અમારા સેવામંડળને રાજ્યદ્રોહી ઠરાવી મંડળની જડ ઉખેડી નાખવાના કાવત્રાં રચી રહ્યા હતા. આ સઘળું મારાથી સહન થયું નહિ. મેં એક અરજી તૈયાર કરી પ્રજાજનોની સહીઓ લીધી અને પછી હું રાજાની પાસે જવા તૈયાર થયો. કેટલાક દિવસ ધક્કા ખાઈ અંતે રાજાની રૂબરૂ હાજર થયો. દારૂના સેવનથી અને બીજાં અનેક દુરાચરણોથી રાક્ષસ રૂપ ભાસતો રાજા મને પ્રજાસેવક જાણી મારી તરફ વિકાળ દ્રષ્ટે જોઇ રહ્યો. મેં તેને નમન કરી અરજી આપી. અરજીમાં પ્રજાનાં દુઃખ અને અમલદારોના અત્યાચારની બીના લખેલી હતી અને છેવટમાં પ્રજાને રક્ષવાની રાજાને કરૂણ શબ્દોમાં અરજ ગુજારી હતી. રાજાએ અરજી તરફ નજર કરી અને તેમાંનો એક અક્ષર પણ વાંચ્યા વિના દિવાનને બોલાવી એ અરજી તેને સ્વાધિન કરતાં જણાવ્યું કે આનો યોગ્ય ઇન્સાફ આપજો. બસ આટલું કહી રાજાજી ચાલતા થયા. દિવાન તાલીમબાજ હતો. તેણે હસ્તા વદને અરજી વાંચી મને જણાવ્યું કે જાવ આ બાબતની ઘટતી તપાસ થશે. હું જવાને તૈયાર થયો પણ એવામાં દિવાનને કંઇક વિચાર આવતાં મને પાછો બોલાવ્યો. તેણે પ્રથમ મારાં લોક હિતનાં કાર્યોનાં વખાણ કરી જણાવ્યું કે;

તમારા પ્રયાસથી અજ્ઞાન લોકો તોફાની બને છે અને રાજ્યના કાયદાનો ભંગ થાય છે. માટે તમારે દરેક કાર્ય પુરતા વિચારથી કરવું જોઈએ વગેરે કહી તેણે પ્રજાની નિંદા કરવા માંડી. મેં મૌનતાથી તેનું સઘળું કહેવું સાંભળી ત્યાંથી ગમન કર્યું. એવામાં એક વિદ્વાન દેશભક્તનું આગમન અમારા નગરમાં થયું. મેં તેનો સત્કાર કરી સભાની ગોઠવણ કરી. એક મોટા મેદાનમાં સભા થઈ. લોકોની મોટી મેદની મળી. પ્રમુખપદ મારે સ્વીકારવું પડયું. તે વિદ્વાન વક્તાએ પ્રજા સમક્ષ રાજા અને પ્રજાના ધર્મનું વિસ્તૃત વ્યાખ્યાન આપ્યું. તેના ભાષણ પછી અન્ય વક્તાઓએ અને મેં પણ ઘટતા શબ્દોમાં વિવેચન કરી પ્રજાને સત્ય માર્ગનું અવલંબન અને અન્યાયનું ઉલ્લંઘન નિડરતાથી કરવાનું સૂચવ્યું. સભા સમાપ્ત થઇ. ભાષણના શબ્દોનો યથાર્થ અર્થ નહિ સમજનારા અને સ્વદેશ ભાવનાથી ભયભીત બનનારા અમલદારોને અમારૂં ભાષણ રાજ્યને અહિત કર્તા જણાયું. અમલદારોની તરકટી ટોળી એકત્ર થઇ અમારી પાયમાલી કરવાના વિચાર કરવા લાગી. એવામાં એક અજબ બનાવ બન્યો. કેટલાક લુંટારાઓએ રાત્રિના સમયે નગરમાં પ્રવેશી એક મહેલ્લામાં ધાડ પાડી. રાજ્યરક્ષકો પ્રજાને રક્ષવાને બદલે નાશી છૂપાઇ પેઠા. ધાડપાડુઓ બે ખૂન કરી કેટલોક માલ લુંટી જતા રહ્યા. સવાર થતાં અમલદાર સિપાહિઓ સાથે તપાસને અર્થે આવ્યા. લુંટાએલા માલની અને ખૂનની નોંધ કરી તેમણે લુંટ કરનારાઓની તપાસ કરવા માંડી. ખરા ધાડપાડુઓને બદલે શાન્ત પ્રજાજનો અમલદારના શિકાર બન્યા તેમાંના ઘણાખરા તો અમારા સેવામંડળના હતા. અમલદારોએ અમને પાયમાલ કરવાનો નિશ્ચય જ કર્યો હતો. અમે પણ અનેક આફતો આવે છતાં અમારા

સત્ય કર્તવ્યથી વિચલીત નહિ થવાનો દ્દઢ સંકલ્પ કર્યો હતો. પકડાએલા જનોપર ગુન્હો કબુલ કરાવવાને માટે અનેક સીતમો ગુજરવા માંડયા. ગુન્હો કબુલ કરાવવા અનેક જનોને ઉંચે લટકાવવામાં આવ્યા હતા. કેટલાકને અંગુઠા પકડાવી તેમની પીઠ પર ભાર મૂકી નરપિશાચો હશી રહ્યા હતા. એક વિદ્વાન ડાહ્યા માણુસના ગળામાં વાદીનાં કરંડીયામાં રહેતા સાપ નાખવામાં આવ્યા હતા, કેટલીક સ્ત્રીઓને પણુ પકડી આણુવામાં આવી હતી. અમારી સાથે રહેતા પેલા વિદ્વાન વક્તા કે જેઓ તપાસ જોવા અચાનક જઈ ચઢયા હતા તેમનાથી આ શયતાની દેખાવ જોઇ શકાયો નહિ. તેણે હિંમતથી અમલદારોની સમક્ષ ઉભા રહી તેમનાં આ ત્રાસજનક કાર્યોને કાયદા વિરૂદ્ધનાં જણુાવ્યાં. પણુ અમલદારો કાયદાને કયાં માને એવા હતા ? તે વિદ્વાનને દોઢ ડાહ્યો કહી જતા રહેવાની આજ્ઞા કરી, પણુ એ દેશભક્ત ત્યાંથી ખસ્યો નહિ. તેણે સ્પષ્ટ શબ્દોમાં જણુાવ્યું કે તમે કાયદાના રક્ષક બની કાયદાના ભક્ષક બન્યા છો. રાજ્યને બેવફા થયા છો. આ નિર્દોષ જનો પર થતા અત્યાચાર તમે બંધ નહિ કરો ત્યાંસુધી હું અત્રેથી ખસનાર નથી. અમલદારો હસ્યા અને અંતે મદમાં મદાંધ થએલા તે લોકોએ તે વિદ્વાન પ્રજાપ્રિય દેશસેવકને પણુ ત્યાં પરહેજ કર્યો. આખા નગરમાં આ વાત ફેલાઈ રહી. લોકો ઉશ્કેરાયા અને ટોળાબંધ બની હાથમાં જે આવ્યું તે લઇ દોડયા. આ લોકોમાં બીજા તોફાનીઓ પણુ ભળ્યા. સઘળાઓએ રાજ્ય રક્ષકોને મારવા માંડયા. સિપાહીઓ અમલદારો ગભરાયા અને જીવ બચાવવાનો માર્ગ ખોળવા લાગ્યા. લોકોના ટોળાં મારો-મારોના પોકાર પાડી રહ્યાં હતાં. ત્રાસ જુલ્મ અને વૈરની આગ તેમના દિલમાં સળગી રહી હતી. કેટલાક અમલદારો અને

સિપાહીઓના જીવ ગયા. કેટલાક અમલદારો નાશી છૂટયા. કેદીઓ બંધન મુકત થયા. નગરમાં હાહાકાર થઇ રહ્યો. જેમ જેમ સમય વિતતો ગયો તેમ તેમ લોકોનું ટોળું વધતું ગયું. અમલદારો અને સિપાહીઓ જીવ બચાવવા ગુપ્ત સ્થાનોમાં ભરાઇ પેઠા તોફાની લોકોએ નગરમા લુંટ ચલાવી કેટલેક સ્થળે ભાંગ–ફોડ કરી આગ સળગાવી. પકડાએલા લોકોને પણ તોફાનીયોએ છૂટા કર્યા. રાજાને તોફાનની ખબર પડી. તેણે લશ્કર બોલાવ્યું. પ્રજા અને સૈનિકો વચ્ચે લડાઈ શરૂ થઇ. બન્ને પક્ષમાંથી ઘણા ઘવાયા મરાયા. આ વખતે હું એક કાર્ય પ્રસંગે નજીકના ગામ તરફ ગયો હતો, તેજ ગામમાં મને તોફાનની ખબર મળી. હું તરતજ ઘોડેસ્વાર થઇ નગરમાં આવ્યો. સાંજ પડવા આવી હતી. બંને પક્ષ વચ્ચે મારામારી ચાલતી હતી. પ્રાણના જોખમે પણ આ લડાઇ અટકાવવી એવો મેં નિશ્ચય કર્યો અને દરેક મને જોઇ શકે એવી રીતે એક ઉંચી જગા પર મેં ઉભા રહી મારા બન્ને હાથ ઉંચા કરી મોટા અવાજે લડાઇ બંધ કરવાનું જણાવ્યું. પ્રભુકૃપાએ મારી ઇચ્છા સફળ થઇ. લડાઇ અટકી. મેં અને પેલા દેશભકતે ત્યાંજ સભા કરી લોકોને તોફાન કરવા બાબત સખ્ત ઠપકો આપ્યો અને પછી સૌને શાન્તિથી પોતપોતાને ઘેર ચાલ્યા જવાનું સૂચવ્યું. ઉશ્કેરાએલા લોકો આવેશમુક્ત થઇ શાન્તિથી વેરાઇ ગયા. અમે પણ અમારા સ્થાને આવી આજના ઉલ્કાપાત જેવા તોફાનની વાત વિચારવા લાગ્યા. નગરમાં ઘણું નુકશાન થયું હતું. બીજા દિવસનો પ્રાતઃકાળ થયો. હું દેવસેવા કરતો હતો એવામાંજ એક માણસે ધસમસ્યા મારા ઘરમાં દોડી આવી ખબર આપી કે નગરમાં મોટું લશ્કર આવ્યું છે અને લોકોની પકડાપકડી પાછી શરૂ થઈ છે. રાજ્ય રક્ષકોની આંખોએ ચડેલા

અને જનસેવા કરનારા તમામ નિર્દોષ માણસોને વળી પાછા કેદ કરવામાં આવ્યા છે. આપણા પેલા વિદ્વાન મહાશયને તો પકડીને કોઇ અજાણ્યા સ્થળે ઉપાડી ગયા છે. તમને પણ પકડવાની વાતો થઇ રહી છે. સિપાહીઓ ભૂખ્યા વરૂની માફક નગરમાં દોડાદોડી કરી નિર્દોશ પ્રજાજનોને રંજાડી રહ્યા છે. તમે જતા રહો, તમારા માટે આ અમૂલ્ય સમય જાય છે. આવા સમાચાર શ્રવણ કરતાંજ હું આશ્ચર્યના સાગરમાં ડૂબ્યો. પેલો માણસ મને નાશી જવાને વિનવવા લાગ્યો. પણ મારે શા માટે નાશવું જોઇએ ? મેં એવો શું ગુન્હો કર્યો હતો કે જેથી મારે ભાગી જવું જોઇએ ? અમલદારો વૈરભાવે પકડે તો હું પકડાવા તૈયાર છું. બાકી મેં એવો એક પણ ગુન્હો કે પાપ કર્યું નહોતું કે જેથી મારે ભયભિત થવું પડે. મેં પેલા માણસને નાશી જવાને સ્પષ્ટ ના પાડી. મારી પ્રત્યે પૂજ્યભાવ ધરાવનાર તે માણસ મારી તરફ દયાની દ્દષ્ટે જોતો જોતો ચાલ્યો ગયો. તેના ગયા પછી હું પ્રભુના ધ્યાનમાં ધ્યાનસ્થ થયો. લક્ષ્મીએ રસોઇ તૈયાર કરી હતી. મારી પુત્રી ચંદ્રિકા પારણામાં ઝુલતી હતી. આ વખતેજ એક યમસ્વરૂપ સિપાહીએ મારા મકાનમાં પ્રવેશી મારી પાસે આવી કહ્યું, “આપને હવાલદાર સાહેબ બોલાવે છે.” મારા હૃદયમાં કંઇક ભયનો સંચાર થયો. મેં તરતજ કપડાં પહેરી સિપાહી સાથે જવા માંડયું. મારી લક્ષ્મીએ ગભરાતા હૃદયે મારા તરફ નિહાળ્યું. મેં તેને હિંમત ધરવા ઈસારતથી સૂચવ્યું. સિપાહીની સાથે હું કોટવાલી પર આવ્યો. હવાલદાર સાહેબ આ વખતે એક ખુરશી પર સ્થાન લઇ દુવાલની દોરીયો વણી રહ્યા હતા. મેં તેમને બોલાવવાનું કારણ પૂછ્યું. હવાલદારે થોડીકવાર કંઇક વિચાર કરી કહ્યું; “કોટવાળ સાહેબ આપને મળવાની ઇચ્છા ધરાવે છે. હું તેજ વખતે કોટવાળ પાસે જવાને

તૈયાર થયો; પણ હવાલદારે જણાવ્યું છે કે કોટવાળ સાહેબ કેસની તપાસને અર્થે નગર બહાર ગયા છે; માટે બપોરના સમયે તમે અહિં આવજો. આપણે સાથેજ સાહેબની પાસે જઇશું. હું ઘેર આવ્યો. લક્ષ્મીએ ભોજન પીરસ્યું. મેં અતિ આનંદથી પ્રેમાળ પત્નીના હાથનું ભોજન છેલ્લી વારને માટે જમી લીધું. મારા હૃદયમાં કંઈ પણ ભય નહોતો, પણ મારી ભાગ્યદેવી ભયાનક લેખ લખી રહી હતી. મારા જેવા એક નિર્દોષને ફસાવવાનું ષડયંત્ર રચાઇ ચૂકયું હતું. ભાવીની ભયંકર ઉથલપાથલની તૈયારી થઇ ચૂકી હતી. જમ્યા બાદ અમે પતિ-પત્નીએ પુષ્કળ વાતો કરી. કદાચ ન કરે ને નારાયણ આફત આવે તો તેને હિંમત ધરવાની શીખામણ દીધી. મારી ચંદ્રિકાને તે દિવસે ખૂબ રમાડી. મધ્યાન્હકાળ થયો, બાર વાગ્યા, હું કપડાં પહેરી જવાને તૈયાર થયો. પ્રભુ જાણે કે શાથી મારા પગ ઢીલા થયા. મારૂં હૃદય ધબકવા લાગ્યું, ભયની આગાહી થવા લાગી. વામ અંગ ફરકવા લાગ્યું. મન મુંઝાયું; પણ પ્રભુ પર ભરોંસો રાખી પત્નીને પુનઃ ધીરજ ધરવાનું સૂચવી હું કોટવાલી પર હવાલદાર પાસે જવા ઘેરથી નીકળ્યો.



# પ્રકરણ ૨૯ મું.

## પૂર્વ વૃત્તાંતની પૂર્ણાહુતી.

બરાબર સાડાબાર વાગે હું કોટવાલી પર આવ્યો. હવાલદાર સાહેબ હાજર હતા. તેમણે કૃત્રિમ વિવેક યુક્ત શબ્દો વાપરી મને ખુરસી પર બેસવાનું સૂચવ્યું. હું બેઠો. હવાલદાર તૈયાર થયો. બાદ અમે બન્ને ત્યાંથી નીકળી કોટવાલ સાહેબની પાસે ગયા. કોટવાળ જાતનો મુસલમાન હતો. સાચ્ચા મુસલમાનને છાજે તેવો એક પણ ગુણ તેનામાં નહોતો. નિર્દોષ પ્રજાના હરામના પૈસા પડાવવાથી તેના મુખ પર પિશાચ તુલ્ય કાળાશ છવાએલી હતી. તેનો દેખાવ કાફર જેવો જણાતો હતો. આ નર-પિશાચનું નામ અબ્દુલરહીમ હતું. તેનું આવું શુભ નામ પાડવામાં તેના માતા-પિતાની ભયંકર ભૂલ થયેલી માલમ પડતી. મેં તેને જોઇ સલામ કરી. તેણે મારી સામે જોઈ સ્મિત હાસ્ય કરી મને નજીકમાં પડેલી ગાદી પર બેસવાનું સૂચવ્યું. હું ગાદીપર બેઠો. ઓફીસમાં આ વખતે કોટવાળ-હવાલદાર-હું અને એક ચોથા માણસ સિવાય અન્ય કોઈ નહોતું. સાહેબ બહાદુરની સામે લાંબી નળી વાળો હુકકો પડયો હતો. પ્રજાના રકતપાનથી પરિતૃપ્ત થએલો રાક્ષસ શાન્તિથી હુકકો ગગડાવી રહ્યો હતો. તેની નજીકમાં જે ચોથો માણસ બેઠો હતો તેનું નામ કેશવ હતું. કેશવ ઉજળો ઠગ હતો. કોટવાળાના ખાનગી કાર્યોનો મદદગાર-કારભારી હતો. મને જોઇ કોટવાળા અને તે પર-સ્પર આંખ્યો મચકારી ગર હસ્યા. તેમના એ હાસ્યમાં મને ભયાનકતા

ભાસી. ઘણા વખત શાન્ત બેસી રહ્યા પછી મને બોલાવવાનું કારણ મેં પૂછ્યું. જવાબમાં હસતું મુખ રાખી તેણે જણાવ્યું કે તમારી ઉપર એક મકાન બાળી નાખવાનો આરોપ છે. આવું હડહડતું જુઠું ત્હોમત સાંભળતાંજ હું સ્તબ્ધ બન્યો અને એક ક્ષણવારમાં સઘળું રહસ્ય સમજી ગયો. હું વિચાર વંટોળે ચઢયો. કોટવાળે પેલા કેશવને ઇસારતથી કંઇક સમજાવ્યું. કેશવે મારી નજીક આવી મારા ખભાપર હાથ મૂકી કહ્યું, "નારાયણ! શું વિચાર કરો છો? તમારી ઉપર આવેલો આ આરોપ જેવો તેવો નથી. તમે પ્રમાણિક અને સતપુરૂષ છો એવું સાહેબ સારી રીતે સમજે છે અને તમે આ કામમાં કદાચ નહિ હો એમ પણ તેઓ માને છે; પરંતુ તપાસ કરતાં મકાન બાળવામાં તમારૂં નામ આવે છે. વળી તેના પૂરાવા આપવા પણ અનેક માણસો તૈયાર છે. તમે પૂરેપૂરા ગુન્હેગાર ઠરી ચૂકયા છો, પણ તમારા જેવા એક સજ્જનને બચાવવાની ખાસ ઇચ્છાથીજ સાહેબ બહાદુરે અહિં ખાનગીમાં તમને બોલાવ્યા છે. જો તમારે બચવું હોય તો પાણી પહેલાં પાળ બાંધો. રૂપીઆ પાંચેક હજાર મારા હાથમાં મૂકી દ્યો, હું તમારી વિરૂદ્ધના તમામ પૂરાવા તોડી નાખીશ. તમે..." કેશવના શબ્દો સાંભળી હું અકળાગો. મેં તરતજ એ લાંચીઆ ભીખારીને વધુ લવારો કરતો અટકાવી રૂપીઆ આપવાની ચોકખી ના પાડી. કોટવાળે હવાલદારને મોકલી કેટલાક માણસોને બોલાવી મંગાવી હારબંધ ઉભા રાખ્યા. આ તમામ માણસો અજાણ્યા અને બહાર ગામના હતા. સઘળા હરામખોરો હતા. તેઓને અગાઉથી ભણાવી મૂકેલા હતા. કોટવાળે મારા સામે હાથ કરી તેઓને પૂછ્યું કે આ માણસને તમે ઓળખો છો? જવાબમાં તે શીખવાડી રાખેલા તમામ માણસોએ કહ્યું કે હા; આગ લગાડનાર આજ

માણસ છે. થઇ ચૂકયું. હું ગુન્હેગાર ઠરી ચૂકયો. મને સર્વાંગે પસીનો વળ્યો. મનમાં ક્રોધનો આવિર્ભાવ પણ થયો. મેં મહા મુશ્કેલીએ મનને શાન્ત કરી કોટવાળે પૂછ્યા તે તમામ જવાબ આપ્યા. મેં સઘળી સત્ય હકીકત જણાવી. આ પછી કોટવાળની આજ્ઞાથી મને તરતજ કેદ કરવામાં આવ્યો. મેં છૂટવાને માટે કાંઈ પણ આજીજી કરી નહિ. પ્રભુ પર મારી ખૂબ શ્રદ્ધા હતી. હું માનતો હતો કે સાચને કદી આંચ આવનાર નથી. સિપાહીઓ ત્યાંથી મને લઇ ગયા અને એક એકાન્ત કોટડીમાં મને પૂરવામાં આવ્યો. સાંજની સમાપ્તિ થઈ ચૂકી હતી. મારા પકડાયાની વાત આખા નગરમાં પ્રસરી રહી. લોકો વ્યાકુળ બન્યા, પણ રાક્ષસોથી પીડાએલા–દબાએલા નિઃશસ્ત્ર માણસો શું કરે ? સઘળાએ મારા છૂટકારાને માટે પ્રભુની પ્રાર્થના કરી. મારી પ્રિય પત્નીને મારા કેદ થયાની ખબર પડતાંજ તેના શોક સંતાપની સીમા રહી નહિ. મને ચ્હાનાર માણસોએ તેને આશ્વાસન આપી પ્રભુ પ્રત્યે શ્રદ્ધા રાખવાનું જણાવ્યું. હું એકાન્ત કોટડીમાં પૂરાયો. મને સૂવાને માટે ઘેટાના વાળનો ખૂંચે એવો કામળો મળ્યો. તેની પર શયન કરી રાત્રિ વીતાવી. સવાર થયું. મને બહાર કાઢયો. મારા હાથે આ વખતે બેડી નાખેલી નહોતી, પણ બીજા કેદીઓનું દૃશ્ય દિલ પીગળાવે એવું હતું. બિચારા કેદીઓની દશા પશુઓ કરતાં પણ અધમ હતી. મને બપોરના સમયે ન્યાયાધિશ સમક્ષ લઇ જવામાં આવ્યો. ન્યાયાધિશે મને પૂછ્યું; "તમારૂં નામ ?" મેં મારૂં નામ જણાવ્યું. આ પછી તેણે ધંધો ઉમ્મર વગેરે પૂછ્યું. મેં તેને યોગ્ય જવાબ આપ્યા. તે તેણે લખી લીધા. બાદ વિશેષમાં અમારી વચ્ચે આ પ્રમાણે સવાલ–જવાબ થયા.

"તમને માર મારવામાં આવ્યો છે ? મેં કહ્યું, "ના." પુનઃ

તેણે પૂછ્યું. "તમે પૂરતાં કપડાં કેમ પહેર્યાં નથી?" મેં તરતજ જવાબ આપ્યો "કોટવાળના હુકમથી મારો કોટ–જોડા વગેરે લઇ લેવામાં આવ્યું છે."

"હજી આ સ્થળે કેટલા આવવાના બાકી છે?"

"કોટવાળ સાહેબ ધારશે એટલા પકડી લાવશે."

આ પછી ન્યાયાધિશે મને કંઇ પણ પૂછ્યું નહિ. મને મારા સ્થાને લઇ જવામાં આવ્યો. સમય થતાં દાંત ઉખડી પડે એવા સૂકા રોટલા ખાવાને મળ્યા. મેં જેમ તેમ કરી અર્ધો રોટલો ખાઇ ક્ષુધાને સંતોષી. મારી કોટડીમાં આ વખતે બીજા કેદીઓ આવ્યા હતા. ઓરડી આશરે દશ ગજ લાંબી અને પાંચ–છ ગજ પહોળી હતી. તેના એક ખુણામાં ચોકડી હતી. બારણું મજબુત હતું. તેને લોખંડના સળીયા જડેલા હતા. અમારી કોટડીમાં અમે બધા મળી ત્રીસ કેદીઓ હતા. ઉન્હાળાના દિવસો હોવાથી ઓરડીના પ્રમાણમાં વધુ માણસો ભરાવાથી પવનની મોંઘવારી વધી પડી હતી. ઉન્હાળાના તાપથી પવન વિના અમને કેટલી અકળામણ થતી હશે એ તો ફક્ત અનુભવીજ સમજી શકે. રાત્રે ઉંઘ પણ શી રીતે આવે? છેવટે અકળાઇને કેદીઓ કપડાંવતી પરસ્પરને પવન નાખવા લાગ્યા. અમારી મુશીબતોનો સુમાર ન્હોતો. સવારમાં અમને શૌચાદિ ક્રિયાને માટે બહાર કાઢયા. આ ક્રિયાને માટે અમને ફક્ત દશ મિનીટ મળતી. દશ મીનીટ પૂરી થતામાં સઘળું કામ આટોપવું પડતું. જો વાર થઇ તો પહેરેગીરના ક્રોધના ભોગ થવું પડતું. ખાવામાં સૂકા રોટલા અને કાંદા મળતા, આમાં કાંકરીનો તો પારજ નહિ. ભૂખ મટાડવા અમે રોટલાના ટુકડા આખા ગળી જતા. આવા

દુઃખમાં મેં અઢી મહિના પૂરા કર્યા. મને બહારની દુનિયાંની કાંઈ પણ ખબર પડતી ન્હોતી. આ પિશાચખાનામાં કયાં સુધી રહેવું પડશે ? ન્યાય કયારે મળશે ? વગેરે વિચારો વ્યાકુળ બનાવી રહ્યા હતા. થોડા દિવસ બાદ મારી ત્યાંથી બદલી કરી. મને કોટડીમાંથી બહાર કાઢી ગાડીમાં બેસાડયો. ગાડી પવન વેગે ઉપડી. બહારનું દશ્ય જોતાં કંઇક આનંદ મળ્યો. છેક સાંજના એક બીજા નગરના જેલખાના આગળ લાવી ગાડીમાંથી મને નીચે ઉતાર્યો. આ જેલનો દરવાજો જોતાંજ મને ભય ઉત્પન્ન થયો. મુખ્ય દરવાજા આગળ આવતાંજ મારાં તમામ કપડાં ઉતરાવી મારૂં શરીર તથા કપડાં તપાસ્યાં. પછી મને કેદીનો પોષાક પહેરાવ્યો. મેં આ વખતે અપૂર્વ શાન્તિ ધારણ કરી હતી, દુઃખના ડુંગરા તુટી પડે તોપણ હિંમત નહિ હારવાનો મેં મનથી નિશ્ચય કર્યો હતો. હું આત્મબળ મેળવવાને પ્રભુને પોકારી રહ્યો હતો. આ અરસ્સામાં અમલદાર જેવો જણાતો એક માણસ મારી પાસે આવ્યો. આ માણસ પણ કેદી હતો એમ પછીથી માલમ પડયું. જે કેદીઓ જુના થતા અને જેલના દરેક નિયમો પાળતા તેમને અમલદારી મળતી. આ કેદીઅમલદારે મને અને બીજા કેદીઓને બબ્બેની હારમાં ગોઠવ્યા અને પછી બુલંદ અવાજે બોલ્યો, “ સબ એકદમ ફેલસે બેઠ જાઓ, નહિ તો માર મારકે હડ્ડી નરમ કરેગા.” આટલું બોલી તેણે અમને કેમ બેસવું તે બતાવ્યું. અમે તેની આજ્ઞા મુજબ બેસી ગયા. આ પછી ઉભા કરી અમને દરવાજાની અંદર દાખલ કરી એક બરાકમાં પૂર્યા. અમને ખાવા પીવાને માટે માટીનાં વાસણ સાથે પતરાનું એક એક પવાલું અને સુવાને માટે મેલાં ગંધાતાં અને જુવો વાળા કામળા આપ્યા. આ પછી અમારા માટે આ નવી કેદમાં ખાવાનું આવ્યું. દરેકને ઘઉંનો

એક એક રોટલો અને દાળ આપવામાં આવી. અમારી પાસે માટીનાં વાસણો મોજુદ હતાં. તેમાં અમે ખાવાનું શરૂ કર્યું. એટલામાં એક કેદી પાણીની ડોલ ભરી લાવ્યો. તેણે પતરાના આપેલા દરેક પાત્રમાં દરેકને પાણી ભરી આપ્યું. બાદ અમે ખાવાનું ખાઇ લીધું. જમ્યા બાદ બહાર કાઢી પાણીના એક હોજ આગળ અમને લઇ જવામાં આવ્યા. ત્યાં વાસણ વગેરે સાફ કરી પુનઃ અમને દરેકને ગણી–ગણીને બરાકમાં પૂરી દીધા. દરેક કોટડીમાં વીસથી ત્રીસ કેદીઓ પૂરાતા. આ સાથે ત્રણ પાકા કેદીઓ એટલે સજા થયાને લાંબી મુદત થયેલા કેદીયોને અમારી પર દેખરેખ રાખવાને પૂરવામાં આવતા. અંદર પૂરાયા બાદ સિપાહી તાળુ વાસીને ચાલતો થતો. પેલા દેખરેખ રાખવાને રહેલા કેદી સિપાહીઓ અમને હુકમ કરતા. તેમના હુકમની સાથે અમારે ઉભા થવું પડતું. તે કેદી સિપાહી બુમ મારી બોલતો કે, "બીછાવો પથારી" આ શબ્દની સાથેજ અમારાં પથારીનાં બંડલો લાંબાં થતાં અને અમે એમાં સુઇ જતા. બરાકની છેક ઉંચે એક ઝીણો દીવો ગોઠવવામાં આવતો. અંદર કેટલા કેદીઓ છે એ ગણી જાણી શકાય એ પુરતુંજ દીવાનું અજવાળું રહેતું. રાત્રે સૂતા સૂતા અમે ધીમેથી વાતો કરતા. જો મોટા અવાજથી બોલાય તો અમારીપર ગાળોનો વરસાદ વરસતો, વખતે માર પણ પડતો. આવી અમારી ઢોરથી પણ અધમ દશા હતી. આ દશા પણ એક જાતની તપશ્ચર્યા હતી. અન્યાયી રાજાના નીકંદનને માટે આ ઘોર તપ હતું. આ તપ પ્રભુની અજાણની બહાર ન્હોતું. જેલખાનાની અંદર અનેક નિર્દોષજનો પૂરાયા હતા. દુઃખ ત્રાસના અનેક નિઃશ્વાસધ્વની જેલની કાળી દીવાલોની અંદર સંભળાતા હતા. રાત્રિએ બહાર અને અંદર પહેરો ભરાતો. બહાર પહેરો ભરનાર

સિપાહી બહારથી તાળુ ખખડાવે કે તરત અંદરનો કેદી સિપાહી તેને મોટા અવાજે ગણત્રી જણાવે. તે આ પ્રમાણે બોલતો, "બાવીસ કેદી બરાબર સાબ લશકરવાલા તીન" આવું બોલવું આખી રાત પાંચ-પાંચ મીનીટના અંતરે ચાલતું. જેલની અંદર લશ્કરી નોકરીના કેદીઓ પણ ઘણા હતા. આવા કેદીઓએ પહેલાં જેલ તોડવાનો ઈરાદો કરેલો હોવાથી તેમને દરેક બરાક દીઠ વ્હેંચીને પૂરવામાં આવ્યા હતા. સવારના ૭ વાગતાં સિપાહી તેના હાથમાં બશેરેક ભારનું ચાવીઓનું ઝુમખું લઇને બુરાખો ખોલવા આવતો. તાળું ઉઘાડતાં પહેલાંજ અંદરનો પહેરાવાળો ઉપર પ્રમાણે ગણત્રી જણાવતો. આ પછી બારણું ખુલ્લું થતું, અમને લાઈનબંધ બેસી જવાનો હુકમ થતો અને પછી ગણત્રી કરી બહાર કાઢવામાં આવતા. અમારે દરેક કામ હુકમની સાથેજ કરવાનું હતું. અમને હાથ-મુખ ધોવા હોજ પાસે લઈ જવામાં આવતા હોજ પાણીના હવાડા જેવો હતો. તેની બંને બાજુએ કેમ ઉભા રહેવું અને કરવું તે અમને શીખવવામાં આવ્યું હતું. આ પછી હુકમ થતાંની સાથેજ જેમ સ્ત્રીઓ સામ સામે કુટવાને ઉભી રહે છે તેમ અમે કમનસીબ કેદીઓ ઉભા રહેતા. આ પછી હુકમ થતો કે બેસી જાવ. અમે તરત બેસી જતા. કેદી અમલદાર બોલે કે, "બોળો ચંબુ ધુવો મ્હોં, બોળો ચંબુ ધુઓ હાથ." આ હુકમી શબ્દોની સાથેજ અમારે કામ કરી લેવું પડતું. આ થઇ રહ્યા પછી પુનઃ ઉભા થવાનો હુકમ મળતો. તે પછી ફીર જાવ બેઠ જાવ-ઉભા થાવ, પકડો કપડાં, ચાલો, વગેરે કરવામાં અમારો સવારનો એક કલાક પૂરો થતો. આ પ્રમાણે સાંજે પણ કરવામાં આવતું. દસ વાગતાં અમારે માટે ખાવાનું આવતું. દરેક કેદીને બે રોટલા અને અમુક માપ ભરીને ભાજી આપવામાં આવતી,

આ ખોરાક બનાવવાનું કામ કોળી–વાણીયા–પાટીદાર વગેરે પરચુરણ કામના કેદીઓ કરતા. ભાજીમાં પાણી અને ડાંખળાંજ નજરે પડતાં. રોટલા કાચા અને કાંકરીવાળા હોવાથી મસળીને યાતો ઝીણા કટકા કરીનેજ ગળી જવા પડતા. રોટલા પણ ત્રણ પ્રકારના હતા. તેની પર એક બે–ત્રણ એમ નંબર પાડવામાં આવતા. અમારો ન્યાય થવાનો બાકી હોવાથી અને અમને શિક્ષા નહિ થયેલી હોવાથી અમને ત્રીજા નંબરના રોટલા મળતા. આવી દયાજનક દુઃખદ અવસ્થામાં મેં આ જેલખાનામાં આઠ દિવસ પૂરા કર્યા. મારા નગરના ઘણા નિર્દોષ માણસો પકડાયા હતા. તેમને સખ્ત સજાઓ થઈ હતી. રાજ્યના દુષ્ટ અમલદારોએ બરાબર વૈર વાળ્યું હતું. જેણે સૂર્યનો તડકો પણ જોયેલો નહિ, એવા સુકોમળ-ખાનદાન યુવાનોને સખ્ત સજાઓ મળી હતી. અંધેર રાજ્યઅમલની બોલબાલા બોલાઇ રહી. ન્યાયના નમુનાનાં નાટક પૂર બહારથી ભજવાયાં. હવે મારો વારો આવ્યો. ન્યાયના નાટ્યાલયમાં મારૂં નાટક શરૂ થયું. મેં મારો બચાવજ ન કર્યો. મારા ન્યાય વખતે ઘણાં માણસો હાજર હતાં. હું નિર્દોષ હોવાથી દરેક મારી તરફ દયાર્દ્ર નજરે જોતાં. મારી પ્રેમાળ પત્ની પુત્રીને સાથે લઈ ત્યાં આવી હતી. તેની આંખોમાંથી શ્રાવણ ભાદરવો વરસતો હતો. મેં તેને હાથની ઇસારતથી ધૈર્ય ધરવાનું ને પ્રભુ પર વિશ્વાસ રાખવાનું સૂચવ્યું. મને હાથકડીઓ નાખવામાં આવેલી હતી. પહેરણ–કુડતું અને કાનટોપી પહેરવાથી મારો વેશ અદ્‌ભુત બની રહ્યો હતો. મને પિંજરામાં ઉભો કરવામાં આવ્યો. સર્વત્ર ચુપકીદી ફેલાઇ રહી. ન્યાયાધીશે ઘણા સવાલો પૂછ્યા, મેં એકનો પણ જવાબ આપ્યો નહિ. છેવટે મને સાડાપાંચ વર્ષની સખ્ત શિક્ષા મળી. કેસ સાંભળવાને આવેલાં તમામ જનો આ શિક્ષા

સાંભળતાંજ કંપી ઉઠયાં. કેટલાક તો મોટેથી રડી પડયાં. ન્યાયાધીશે કંઇ કહેવું છે એમ મને પૂછ્યું. જવાબમાં મેં સજા કરવા બદલ ઉપકાર માની ફક્ત એટલુંજ કહ્યું કે, "પ્રભુ ઇચ્છા બલીયસી" આટલું બોલી હું મૌન રહ્યો. મને મારી પત્નીને મળવાની રજા મળી. આ વખતે તે બીચારી ગાંડા જેવી બની ગઇ હતી. તેની અંતર વેદનાનો પાર ન્હોતો. મેં તેને ખૂબ સમજાવી શાન્ત કરી; પુત્રીને રમાડી ચુંબન કર્યું. નિર્દોષ બાળક મારો કેદીનો વેશ ટગર ટગર નિહાળી રહ્યું. લગભગ અર્ધા કલાક સુધી મેં તેની સાથે વાતો કર્યા કરી. પછી હું તેનાથી છૂટો પડી સિપાઇઓ સાથે દોજખખાના તરફ ચાલ્યો. જેલનો દરવાજો આવ્યો, ત્યાં એક કારકુન બેઠો હતો. તેણે તુમાર વાંચી સંભળાવ્યો. બાદ બીજા કેદીઓનાં નામ સાથે મારૂં નામ ઉચ્ચારી મને અંદર દાખલ કર્યો. હું હવે સજા પામેલો કેદી ગણાયો. મને દવાખાને લઈ જવામાં આવ્યો. ત્યાં બળાત્કારે કડવી દવા પીવરાવવામાં આવી. આ પછી મને એક બીજા સ્થાને લઈ જવામાં આવ્યો. આ સ્થળે જેલના નિયમો શીખવાડવામાં આવતા. આ નિયમોનું પાલન કરતાં જો કદાચ ભૂલ થતી તો અજ્ઞાન-જંગલી અમલદારો દયાવિહીન બની માર મારતા. મને આ સ્થાને અડવાડીયાને બદલે તેર દિવસ રાખવામાં આવ્યો. આટલા વખતમાં હું જેલના તમામ નિયમો શિખ્યો. બાદ મને દાક્તરની પાસે લઈ જવામાં આવ્યો. દાક્તરે મારૂં શરીર તપાસ્યું, વજન કર્યું, અને પછી તે બધું તેણે જેલની ડાયરીમાં લખી લીધું અને નીચે તેની સહી સાથે શેરો કર્યો કે "મજબુત હૃદયનો માણુસ છે." થઈ ચૂકયું. આવા શેરાવાળા માણસને ચક્કી પીસવાનું કામ કરવું પડતું. મેં ધડકતા હૃદયે પ્રભુનો ઉપકાર માન્યો. મને જેલના ઉપરી પાસે લઈ જવામાં આવ્યો. તેણે ડાયરીમાં ચક્કી એમ લખ્યું. એક કેદી સિપાહી

પાસે ઉભો હતો. તે મને તરતજ ચક્કી બતાવવા લઇ ગયો. બાદ રાત્રિ પડી. હું સૂતો. સવાર થતાં જ મને ચક્કી આગળ લઈ જવામાં આવ્યો. જુના કેદીયોએ ચક્કી પીસવાનું શરૂ કરી દીધું હતું. હું થોડી ક્ષણ એકજ નજરે એ દેખાવ અવલોકી રહ્યો. મારા ઉપરીએ મને એક ઘંટી આગળ ઉભો રાખ્યો. ચક્કી ઉભા રહીને પીસવાની હતી. મારી સામે એક ઠાકરડો કેદી ઉભો. અમારે બન્નેને સાથે દળવાનું હતું. અમને પહેલા દિવસે પાંતરીશેર જુવાર દળવાને મળી. મેં પ્રભુના સ્મરણ સાથેજ ચક્કી ચલાવવાનું શરૂ કર્યું. મારો જોડીદાર પણ મદદગાર બન્યો. બપોર સુધી ચક્કી ચલાવ્યા કરી. શરીર દુખવા લાગ્યું. હાથે છાલાં પડ્યાં. પસીનો વળ્યો. આંખે અંધારાં વળ્યાં, પણ આ રાક્ષસી સ્થાનમાં અમારી દયા કોણ આણે? જુવાર પૂરી કરેજ છૂટકો. એક વાગે ખાવાનું મળ્યું. ખાઈ-પી પુનઃ કામ શરૂ કર્યું. સાંજનાં પાંચ વાગતાં અમે અમારૂં કામ પૂર્ણ કર્યું. સાડા પાંચે કામ બંધ કરવાનો ઘંટ વાગ્યો. કામ બંધ થયું. કામની તપાસ થઈ. મને લઇ જઇ મારા સ્થાને પૂરવામાં આવ્યો. સવાર થયું. પુનઃ ચક્કીદેવીની સેવામાં હાજર થયો. હાથ સુઝી ગયા હતા. નિયમ મુજબ જુવાર મળી. તે દિવસે બરાબર દળાયું નહિ. દરણું બાકી રહ્યું. કામની તપાસ વખતે કામ અધુરૂં રહેવાથી જંગલી ઉપરી ચીડાયો અને મને સખ્ત માર માર્યો અને બીભસ્ત ગાળો દેતાં પણ ન લાજ્યો. માણસાઇની હદ આવી રહી. મ્હોપર માર પડવાથી મારા દાંત દુખતા હતા. સાંજે રોટલો પણ ખવાઇ શકાયો નહિ. માર-ગાળ-ત્રાસ વગેરે સહન કરતાં મારા દિવસો વિતવા લાગ્યા. હું મહાન નર્ક વેદના સહન કરતો. હું પળે પળે મ્હોતને માટે પ્રભુને પ્રાર્થના કરી રહ્યો હતો. નરકાલયમાં ૭ માસ પૂરા થયા. સાતમા મહિનાના પ્રથમ દિવસે

પ્રાત:કાળમાં મારા ઉપરીએ એકાએક મારી પાસે આવી કહ્યું કે તમે છૂટી ગયા છો. મેં આ શબ્દો મશ્કરી રૂપે માન્યા. એવામાં જ જેલનો ઉપરી અને એક સાહેબ ત્યાં આવ્યા. તેમણે મને નિર્દોષ જાહેર કરી મૂક્ત કર્યો. આ વખતે મારા આનંદનો પાર રહ્યો નહિ. મેં પ્રભુનો ઉપકાર માન્યો. ગાડીમાં બેસી હું ઘેર ગયો. પુત્રા-પત્ની આનંદથી વળગી પડયાં. સ્નેહી-સજ્જનોથી ઘર ભરાયું. મને ખબર મળી કે એક ન્યાયશિલ સરકારી અમલદારની તપાસના પરીણામે હું નિર્દોષ કરી ચૂકયો છું. એ ભલા ગૃહસ્થનું નામ મી. જેમ્સ હતું. અમારા નગરનો રાજા રાજ્ય કરવાને તદ્દન નાલાયક ઠર્યો. અત્યાચારી અમલદારો બરતરફ થયા. રાજા નજરકેદ થયો. રાજ્ય સરકારે લઇ લીધું અને અનેક નિર્દોષ જનોને કેદખાનામાંથી મૂક્તિ આપી નિર્દોષ જનોના આશિષ મેળવી.

સરકારી રાજ્ય અમલથી પૂરેપૂરી શાન્તિ સ્થપાઇ. અજ્ઞાન રાજાના લીધે જે જે જનોને સંકટ સહન કરવાં પડયાં હતાં અને જેઓ પાયમાલ થયા હતા તેમને સરકાર તરફથી સારો બદલો મળ્યો. મેં પણ મારૂં ઉપદેશ કાર્ય પૂર્વવત્ ચાલુ કર્યું. મારા જનસેવાના શુભકાર્યમાં સરકારી અમલદારો પણ સારી મદદ કરતા. મને ખરાબ કરનાર કોટવાળ અતી શય દુષ્કર્મોને લીધે આખરે સપડાયો. સરકારના ચાલાક અમલદારોએ ખૂબ પ્રયાસ કરી તેનાં પ્રથમનાં પાપની-નિર્દોષજનોને લુંટવા-રંજાડવાની માહિતી મેળવી. એવામાંજ તેણે એક બીજો ગુન્હો કર્યો. એક વેપારી રૂપીઆ લઇ તેના ગામ જતો હતો. કોટવાળે તેના મળતીયા-મદદગાર કેટલાક હરામખોરોને મોકલી તે વેપારીને લુંટાવ્યો. તપાસના પરિણામે પાપ ફુટયું. કોટવાળને પકડવાની તૈયારી થઇ. આ પહેલાંજ તે ગુન્હેગારે વિષપાન કરી મરણનું શરણ સ્વીકાર્યું. પાપી તેના પાપે

મુઓ. કિરતારનો અદ્દલ ઈન્સાફ તેને આ જગતમાંજ મળ્યો. હું સુખેથી મારા દિવસો નિર્ગમન કરવા લાગ્યો. મારી ચંદ્રિકા ઉમ્મર લાયક થવાથી મેં પરણાવી. આ પછી પાંચ વરસે મારી પત્ની ગૂજરી ગઈ. આ પછીનાં વરસો મારાં દુઃખમાં ગયાં. મેં ઘણા અનુભવો મેળવ્યા. જગતમાં ચાલી રહેલા દંભ-કપટ-સ્વાર્થથી હું કંટાળ્યો. મને વૈરાગ્ય ઉપજ્યો. હું મારા ગામથી ચાલી નીકળી એક સંન્યાસીને મળ્યો. હું થોડાંક વર્ષ તેમની પાસે રહી યોગ શીખ્યો અને પછી તેમની રજા લઇ ચારે ધામની યાત્રા કરી આવ્યો. હિંદુસ્થાનની સ્થિતિ અવલોકી. પરીણામે મારો નિશ્ચય થયો કે કોઇ અવતારી પુરૂષના આગમન સિવાય આ દુઃખી દેશનો ઉદ્ધાર થવાનો સંભવ નથી. બાદ હું ફરતો-ફરતો આ સ્થળે આવ્યો. આ સ્થાનમાં હું પર્ણકુટી બાંધી રહ્યો. અત્રે રહે મને ઘણાં વર્ષ વીતી ગયાં છે. હું આત્મચિંતનમાં મારો કાળ આનંદથી વ્યતિત કરૂં છું." સાધુએ પોતાની વાત પૂર્ણ કરી. રસીકના મનમાં આ મહાત્મા પ્રત્યે પૂજ્યભાવ પ્રકટ્યો. તેણે સાધુને પ્રણામ કર્યાં. સાધુએ તેને ઉપદેશ આપ્યો. રાત્રિ ઘણી વીતી. સાધુએ અને રસીકે શયન કર્યું. પ્રાતઃકાળ થતાંજ સાધુ મહાત્મા જાગૃત થયા. રસીકે પણ જાગૃત થઇ પ્રાતઃકાર્ય આટોપી લીધું અને પછી સાધુને વંદન કરી ત્યાંથી પ્રયાણ કર્યું. મધ્યાન્હકાળે રસીક નારાયણપુર આવ્યો. ત્યાં આવી તેણે ગુણવંતને પત્ર લખી જણાવ્યું કે, હું ખુશીમાં છું. કૈલાસ તથા બ્રહ્મચારીની ઘણી તપાસ કરી પણ પત્તો મળતો નથી. તેમના વિશે અનેક અફવાઓ-વાતો સાંભળવામાં આવી છે. હું પરમ દિવસે તારી પાસે આવવા નીકળીશ. આપણે રૂબરૂ મળી સઘળી વાતો કરીશું. તારો સ્નેહ ખૂબ યાદ આવે છે. તને મળવા મારૂં મન

આતુર બની રહ્યું છે. તું સુખી રહે. મારાં ભાભીશ્રીને મારા આશીષ. તેમને માટે ખાદીની સાડીઓ મુંબઇથી લાવ્યો છું તે લેતો આવીશ. વગેરે લખી રસીકે કાગળ ટપાલમાં નાંખ્યો. રસીકે ગામમાં એ દિવસ રહી પોતાના ઘરને માટે એક ભાડવાત ખોળી કાઢયો અને તેને ઘર ભાડે આપી રસીક પડોશીયોને મળી અમદાવાદ જવા રવાના થયો.

## પ્રકરણ ૩૦ મું

### ગુણવંતના ગૃહે.

રસીક અમદાવાદ આવ્યો અને ગુણવંતને મળ્યો. મુંબઈ નિવાસી મિત્રને જોતાંજ ગુણવંતને તથા તેની ગુણીયલ ગૃહિણીને અપાર આનંદ થયો. બન્નેએ તેનુ સારૂં સન્માન કર્યું. પરસ્પરમાં કુશળ વર્તમાન પૂછાયા. ગુણવંતની પત્ની સુશિલાએ ચ્હા બનાવી બંનેને પાઇ. ચ્હા પીતાં રસીકે મુંબઈમાં જઈ શું કર્યું અને પોતે કેવી રીતે નોકરી મેળવી વગેરે વાત કરી; પણ મદનમોહન શેઠની અને વિનોદિની સાથેના પ્રેમપ્રસંગની વાત મિત્રથી તેણે ગુપ્ત રાખી. મંદમંદ હસ્તી સુશીલાએ પૂછ્યું; "મારે માટે સાડીઓ લાવ્યા છો કે ?"

"અરે એ તે ભૂલું કે ?" રસીકે ટ્રંકમાંથી સાડીઓ કાઢી સુશીલાને આપતાં કહ્યું, "જુઓ સારી છે ને ? શુદ્ધ સ્વદેશી છે હાં."

"તમારી પસંદગીમાં ખામી પડેજ નહિ. રસીકભાઇ મુંબઇમાં સ્વદેશીનો પ્રચાર કેવો છે ?"

"મુંબઈની વાતજ ન પૂછશો. મુંબઈ મોહમયી નગરી છે. ત્યાંનો

પવનજ જુદો. હું જેટલો સ્વદેશીનો પ્રચાર અત્રે જોઉં છું; તેનાથી અર્ધા ભાગનો પણ ત્યાં નથી."

"એનું કારણ શું?" સુશીલાએ દીલગીર થતાં પૂછ્યું.

"મુંબઇમાં પચરંગી પ્રજા વસે છે. દરેકના વિચાર પણ જુદા. વળી જેમણે નિરંતર સુંવાળાં અને ફેશનેબલ વસ્ત્રો પહેરેલાં; તેમને સ્વદેશી જાડાં-ખુંચે એવાં ખાદીનાં કપડાં પહેરવાં કંઇક મુશ્કેલ પણ પડે છે." રસીકે કહ્યું.

"રસીકભાઇ! તમે આમ કેમ બોલો છો?" ગુણવંતીએ પૂછ્યું.
"કેમ વારૂ? હું શું બોલ્યો?" રસીકે પૂછ્યું.

"ખાદીનાં કપડાં પહેરવામાં મુશ્કેલી શાની?"

"શરીરે ખૂંચે-ભારે લાગે."

"જે વખતે સુંવાળાં કપડાં પરદેશથી ન્હોતાં આવતાં, ત્યારે આ દેશના લોકો કેવાં જાડાં કપડાં પહેરતા હતા તેનો વિચાર કરી જુઓ."
"બ્હેન! હું તો બધુંએ સમજું છું; પણ સુધારાના પવનમાં પ્રમાદી બનેલાં મનુષ્યો જાડાં કપડાં પહેરવાની વાત પસંદ નથી કરતાં તેનું કરવું શું?"

સુશિલાએ એક દીર્ઘ નિશ્વાસ નાખતાં કહ્યું, "રસીકભાઇ! સ્મરણમાં રાખજો કે એક દિવસ એવો આવશે કે જેથી દેશનાં મનુષ્યોને કરેલાં પાપથી પસ્તાવું પડશે અને જેઓ જાડાં કપડાં પહેરતાં શરમાય છે-જેને ભારે પડે છે-ખુંચે છે, તેમને જાડાં કપડાં પરિધાન કરવાંજ પડશે. સ્વદેશી વસ્ત્રો પહેરનારા જનોજ જગતમાં નિર્મળ અને માનનીય ગણાશે અને પરદેશી-સુંવાળાં વસ્ત્રો પહેરનાર પોતે પોતાના મનથીજ શરમાશે અને જગતના જનોથી

લજવાશે. ભાઇ! એ સમય હવે નજદીક આવે છે. તમે..." સુશિલા આગળ બોલે એ પહેલાંજ ગુણવંત વચ્ચે બોલી ઉઠયો, "જવાદે એ વાત. સમય સમયનું કાર્ય કરે જશે. દેશનું હજી દુર્દૈવ છે કે જેથી મનુષ્યોના અંતરમાં દેશ પ્રત્યેની ભાવના ઉતરતી નથી; પણ જ્યારે પ્રભુની ગયબી લાકડી હાલશે ત્યારે અત્યારના પ્રમાદી જનો જરૂર સમજશે. હવે કહે રસીક તું નારાયણપુર જઇ શું કરી આવ્યો?"

"ત્યાંથી નિરાશ થઇ પાછો આવ્યો." રસીકે કહ્યું.

"કૈલાસ અને બ્રહ્મચારીનો પત્તો ન મળ્યો?" ગુણવંતે પૂછ્યું.

"ના; મેં ઘણી તપાસ કરી; પણ મને નિરાશાજ મળી."

"ત્યારે શું કૈલાસની આશા હવે નથી? તે નહિ મળે?"

"જણાય છે તો એવું." રસીકે જવાબ આપ્યો.

ગુણવંત વિચારમાં પડી થોડીવારે બોલ્યો; "ખરેખર કૈલાસ તે કૈલાસજ હતી. તેના જેવું ગુણીયલ રત્ન તને ફરીથી મળનાર નથી. હું વિચારતો હતો કે કૈલાસ જેવી સુશિલ બાળા મારા મિત્રને મળવાથી મારો મિત્ર સુખી થશે. પણ અફસોસ. મારા વિચાર મારા મનમાંજ રહ્યા. મનુષ્યનું ધાર્યું કંઇ પણ કામમાં આવતું નથી."

"ખરૂં છે, સઘળું પ્રભુની ઇચ્છાનુંસારજ થાય છે. કૈલાસની ખબર મેળવવા મેં પૂરા પ્રયત્ન કરી જોયા. હવે કૈલાસ મળે એવો સંભવ નથી." રસીકે કહ્યું.

"રસીક! તારૂં બોલવું અત્યારે કંઇક વિચિત્ર લાગે છે?" ગુણવંતે રસીક સામે જોઇ રહેતાં પૂછ્યું.

"એટલે?"

"કૈલાસ ઉપરથી તારો પ્રેમ ઓછો થયો હોય એમ મને તારા બોલવા ઉપરથી સમજાય છે." ગુણવંતે કહ્યું.

પોતાના હૃદયનો ભાવ ગુણવંત સમજી શક્યો જાણી રસીક કંઇક ગભરાયો. એ તો જાણે સત્યજ હતું કે, રસીકનો કૈલાસ પ્રત્યે પ્રથમ જેવો પ્રેમ હતો; તેવો હવે ન્હોતો. વિનોદિનીના સહવાસથી–પ્રેમપ્રસંગથી તેનો પ્રેમ વિનોદિની તરફ વળ્યો હતો. કૈલાસને જો કે તે વ્હાલો હતો; પણ વિનોદિની સમાન નહિ. બન્ને તરફના પ્રેમમાં ઘણું અંતર હતું. કૈલાસના ગૂમ થવાથી રસીકનો આત્મા જો કે ઉંડાણમાંથી બળતો હતો; પણ તેનું મન કંઇ વિશેષ દુઃખી થતું ન્હોતું. વિનોદિની સાથે લગ્ન કરવાથી સુખી થવાશે–ધનવાન બનાશે આનંદ ઉડાવાશે વગેરે ભવિષ્યની કલ્પનાઓમાં રસીક કૈલાસના નિર્મળ પ્રેમની કદર કરી શક્યો નહિ. ગુણવંતના પ્રશ્નથી તે ગભરાયો અને વિચારમાં ડૂબ્યો. પુનઃ ગુણવંતે પુછ્યું; "કેમ મારૂં માનવું સત્ય છે ને ?" "શું ?" રસીકે તેના સામે જોઈ પૂછ્યું. ગુણવંતે રસીકના મુખ સામે તિક્ષણ નજરે જોઇ રહી તેનું અંતર પારખતાં કહ્યું, "કૈલાસ પ્રત્યેથી તારો પ્રેમ ઓછો થયો છે."

"તું શાથી આવું ધારે છે?" રસીકે પૂછ્યું.

"તારા બોલવા પરથી. જે કૈલાસને માટ તું માનભર્યા શબ્દો ઉચ્ચારતો; જેને માટે તારૂં અંતર ખૂબ ખેંચાતું; તે બધામાં મોટો અંતરાય પડેલો મને સમજાય છે."

"ગુણવંત! તારૂં ધારવું કદાચ સત્ય હશે; પણ ત્યારે હવે કરવું શું? કૈલાસ હવે આ જીવનમાં કદાપિ મળનાર નથી. તેના તરફ મારો પ્રેમ કેવો છે તે હું પોતેજ બરાબર સમજી શકું છું. પણ હવે જ્યારે તે મળનાર નથી ,ત્યારે તેનાજ વિચાર કરી મનમાં દુઃખ–શોક ધારણ કરવાથી ફાયદો શું? ભાઇ! મેં ઘણાં કષ્ટ વેઠયાં છે

અને તેથીજ મારૂં મન હવે દૃઢ થયું છે કે જે થાય એ સારાને માટેજ આપણે જીવ બાળીને કરવું શું?" રસીકે કહ્યું.

આ પછી ગુણવંતે તેને વિશેષ કંઇ કહ્યું નહિ. રસીકને મિત્રના ગૃહે આવી રહે અઠવાડીયું વિત્યું. હજી પણ રસીકે વિનોદિની સંબંધી વાત મિત્રથી ગુપ્ત રાખી.

એક દિવસે બપોરના સમયે બન્ને મિત્રો હિંચોળાખાટપર બેસી વાતો કરી રહ્યા હતા; તેવામાંજ ટપાલવાળાએ રસીકના નામનો એક પત્ર ઘરમાં ફેંક્યો. રસીકે ઝડપથી પત્ર ઉપાડી લીધો. કવર હતું. રસીકે તેને ઉઘાડી પત્ર કાઢ્યો. પત્ર વિનોદિનીનો હતો. પ્રેમમાં ઉન્મત્ત બનેલી–મોહાંધમાનુનીએ પત્રમાં અનેક પ્રેમવચનો લખી રસીકને મુંબઇ આવવાને ઉતાવળ કરી હતી. રસીક મનમાં પત્ર વાંચી આનંદ અનુભવવા લાગ્યો. ગુણવંત જોડેજ બેઠેલો હતો. રસીકે પત્ર એવી રીતે રાખ્યો હતો કે જેથી ગુણવંત વાંચી શકે નહિ. રસીક મિત્રથી કંઇ પણ છૂપાવતો નહિ પણ આજે તેને આવી રીતે મનમાં વાંચતો જાણી ગુણવંતને ઘણી નવાઈ ઉપજી. તેણે પૂછ્યું, "પત્ર કોનો છે?"

શું જવાબ આપવો તેના વિચારમાં રસીક પડ્યો. પુનઃ ગુણવંતે પૂછ્યું; "કહેને? પત્ર કોનો છે? શું કંઇ ખાનગી છે?"

"નારે ના, તારાથી તે શું ખાનગી હોય?" રસીકે કંઇક ગભરાતાં કહ્યું.

"ત્યારે લાવ એ કાગળ હું વાંચી જોઉં?" ગુણવંતે રસીકના હાથમાંથી પત્ર ખેંચી લીધો. રસીક વિમાસણમાં પડ્યો ગુણવંતે પત્ર વાંચી લીધો. તેના મનમાં આશ્ચર્ય સાથે અનેક વિચારો ઉદ્‌ભવ્યા. રસીકના હૃદયનો પલટો તે હવે બરાબર સમજી શક્યો. વિનોદિનીના

લખાણથી ગુણવંત તરત સમજી ગયો કે આ કાગળ લખનાર રમણી કોઈ સુધરેલા કુટુંબની હોવી જોઇએ. ગુણવંતને કૈલાસ યાદ આવી. રસીક પ્રત્યે તેને કંઇક રોશ પ્રકટયો. તેણે મુખ ગંભીર રાખી પૂછયું. "આ લખનાર કોઇ સ્રી હોય એમ જણાય છે?"

"હા." રસીકે ટુંકો જવાબ વાળ્યો.

"તું આ પત્ર લખનારી બાળાના પ્રસંગમાં–સહવાસમાં કંઇક ખૂબ આવેલો હોય એમ સમજાય છે." ગુણવંતે મુખ ઠાવકું રાખી કહ્યું.

"હા, કંઇક એમજ થયું છે." રસીકે ટુંકાવ્યું.

"એ રમણી રત્ન કોણ છે?"

"તે એક શ્રીમાનની પુત્રી છે."

"તેનું નામ?"

"વિનોદિની."

"તેના પિતાનું નામ?"

"મદનમોહનદાસ, કે જેમની પ્રશંસા હું તારી ઉપરના દરેક પત્રોમાં લખતો હતો."

"ત્યારે તો તું જે બાળાને ભણાવતો હતો; તેજ વિનોદિની ને?

"હા, તેજ."

"અરે વાહરે! તું તો શિક્ષક મટી સ્નેહિ, અરે તેથી પણ કંઇક વધારે બન્યો?"

"હા, કંઇક એમજ બન્યું છે."

"રસીક! તું આવી રીતે ટુંકા જવાબો આપી વાત ઉડાવવા પ્રયત્ન કરે છે તે હવે નહિ ચાલે. તું તારા મનની વાત જણાવી દે.

હું આજ સુધી ન્હોતો ધારતો કે રસીક મારાથી તેની વાત છૂપાવશે. હું તારા હૃદયનું પરિવર્તન થએલું જાણી અજબ થાઉં છું." ગુણવંત રસીકના સામે નજર કરી રહ્યો. રસીકથી હવે કંઇ પણ છૂપાવી શકાય એમ ન્હોતું. તેણે કહ્યું, "ગુણવંત! ભાઇ! હું તને શું કહું? હું આ વખતે એવા સંયોગોમાં આવી પડયો છું કે મારે શું કરવું ને શું ન કરવું તેનો નિશ્ચય મારાથી થઇ શકતો નથી. મુંબઇ ગયા પછી અને તે ગૃહસ્થ કુટુંબના સહવાસમાં આવ્યા પછી હું જાણે કોઇ નવીજ દુનીયામાં આવ્યો હોઉં એમ થઈ રહ્યું છે. ભાઇ! હું તને બધી હકીકત કહી સંભળાવીશ. હું તારાથી કંઈ પણ છાનું રાખવા ઇચ્છતો નથી. વ્હેલો મોડો પણ તું મારા મનની તમામ વાત જાણવાનો હતોજ." આમ કહી વિનોદિની સાથેના પ્રણયની તમામ વાત ગુણવંતને વિદિત કરી અને તેને વચન પણ આપી ચૂકયો છે, એ પણ જણાવી દીધું. ગુણવંતની વિસ્મયતાનો પાર રહ્યો નહિ. રસીકના સાહસીક વર્તનને માટે તેને ઘણું લાગી આવ્યું. તેની આંખ્યો રોશથી ચળકવા લાગી; તેણે પૂછ્યું, "ત્યારે શું તું તેને પરણવાનોજને?"

"વચન આપી ચૂકયો છું એટલે એમ કરવું પડશે."

"પછી કૈલાસનું શું થશે?"

"કૈલાસની હવે કયાં આશા છે?"

"એટલે? શું તે મરી ગઈ છે?" ગુણવંતે મોટા અવાજે પૂછ્યું.

"હું તો એમજ માનું છું."

"તું ભલે ગમે એમ માને; પણ હું તો ચોક્કસ માનું છું અને તને કહું છું કે કૈલાસ જીવે છે અને તે જરૂર તને મળશે."

"મળશે ત્યારે જોઇ લેવાશે." રસીકે કંટાળીને કહ્યું.

"પછી શું જોઇ લેવાશે? તું એક નિર્દોષ બાળાને દુઃખના દરીયામાં ડૂબાવવા તૈયાર થયો છે તેથી મને ઘણું લાગી આવે છે."

"પણ કૈલાસ છે કયાં?"

"ગમે ત્યાં છે; પણ તે જરૂર તને મળશે અને તારો સંસાર સુખમય બનાવશે. રસીક! તું તે સુધરેલી સુંદરીના સહવાસથી ભાન–જ્ઞાન વિહીન બન્યો છે. તે ભલે રૂપવાન શ્રીમાન હોય પણ તે તને સંપૂર્ણ સુખ શાન્તિ આપી શકશે નહિ. જગત જેને કુધારો માને અને જેઓ કુધારાને સુધારા માને એવા સુધારક જનોના વિચાર પણ અસ્થિર હોય છે. વળી આ લગ્ન આપણાથી થાય નહિ. તે કયાં આપણી જ્ઞાતિનાં છે? આવાં વર્ણશંકર લગ્નના પરિણામ આખરે ભયંકર આવે છે. માટે વિચાર કરીનેજ સાહસ કરજે." ગુણવંતે કહી દીધું.

"ગુણવંત! ભાઇ! તારૂં કહેવું સત્ય છે અને હશે; પણ તે મારા મનમાં ઉતરતું નથી. હું તો બીજી જ્ઞાતિયોને માનતો નથી. અસલથી જે ચાર જ્ઞાતિઓ છે એજ હું માનું છું. જ્ઞાતિયોના પેટા-વિભાગ પડવાથીજ દેશની દુર્દશા થઇ રહી છે. કલહ દ્વેષ વગેરેનું કારણ અનેક જ્ઞાતિયોજ છે. મારા વિચાર આથી વિરૂદ્ધ છે. તું જેને વર્ણશંકર લગ્ન માને છે એને હું ઉત્તમ લગ્ન માનું છું. મનુસ્મૃતિમાં પણ લખેલું છે કે કન્યારત્ન ગમે ત્યાંથી પણ લેવું. વિનોદિની વિદ્વાન–ગુણવાન–પ્રેમાળ છે. તેની સાથે લગ્ન કરવાથી હું જરૂર સુખની પરીસીમાએ પહોંચીશ."

ગુણવંત રસીકના વિચાર સાંભળી સ્તબ્ધ બની બોલ્યો; "રસીક! તું મોહાંધ બન્યો છે; તેથીજ આમ બોલે છે."

"શું તારી ઈચ્છા મને સુખી જોવાની નથી?"

"એવો કયો અભાગી મિત્ર હશે કે જે તેના મિત્રને સુખી જોવાને રાજી નહિ હોય?"

"ત્યારે મને આવું શા માટે કહે છે?"

"ફક્ત તારા ભલાને માટે."

"આમાં ભલું શું?"

"મેં તને પ્રથમથી જણાવ્યું કે શ્રીમાન અને સુધારક પિતાની પુત્રી ગમે એવી વિદ્વાન હશે; પણ તેનાથી તને કાયમનું સુખ મળી શકશે નહિ. તારે લાયક તો કૈલાસજ હતી અને છે."

"પણ કૈલાસ ક્યાં છે કે તું તેને યાદ કર્યા કરે છે? કૈલાસ જો હોત તો હું જરૂર તેની સાથેજ પરણુત."

"એમકે?" ગુણવંતે માર્મીક શબ્દ ઉચ્ચારી આગળ કહેવા માંડયું. "તું જાણુતો હતો કે કૈલાસની સાથે તારે પરણુવાનું છે, છતાં તેં તેને પરણુવાનું વચન શા માટે આપ્યું? રસીક! આ સ્થળેજ તારી ભૂલ પકડાય છે. માટે એમ કહી દે કે વિનોદિનીના સુધારક સહવાસથી અને ભવિષ્યમાં લાખ્ખોપતિ બનીશ એવી ભાવનાથીજ તું કૈલાસ જેવી રંક–નિર્દોષ બાળાના પ્રેમનો પરિત્યાગ કરી વિનોદિનીને પરણુવા તૈયાર થયો છે. ભાઈ! તું સ્વતંત્ર છે. તારા વિચારની વિરૂદ્ધ વર્તવાનો મને લગીર પણુ હક્ક નથા. પણુ એક મિત્ર–અરે એક ભાઇ તરીકેની ફરજ સમજીનેજ હું તને મારા વિચાર જણાવું છું. મેં ઘણા દાખલા જોયા છે. ઘણા કુટુંબોના સહવાસમાં આવ્યો છું અને ઘણાં વર્ણશંકર લગ્નના ભવાડા મેં અવલોકયા છે. માટે તું પૂર્ણ વિચાર કરીને જ આ સાહસ કરજે. હું કૈલાસનો

પત્તો મેળવવા ભગીરથ પ્રયત્ન કરીશ; અને પછી જ્યારે મારી ખાત્રી થશે કે કૈલાસ હવે ફરી મળી શકવાનીજ નથી; ત્યારે હું તને તરતજ સલાહ આપીશ કે તું હવે લગ્ન કરી નાંખ. હું તારા માટે તારે લાયક-તારા વિચારને મળતીજ કન્યા ખોળી આપીશ. પછી તો તને યોગ્ય લાગે તે કરજે." ગુણુવંતે મૌન ધારણ કર્યું.

રસીક વિચારમાં પડ્યો. વિનોદિનીના વિનોદભર્યા વદનમાંથી નીકળેલા સાંભળેલા પ્રેમભર્યા શબ્દોનું સ્મરણ કરતાં રસીકને ગુણુવંતનું કહેવું ઠીક લાગ્યું નહિ. ઘટનાચક્રથી ઘેરાએલા અને મોહમયી માનુનીના રૂપથી મોહાંધ બનેલા રસીકને ગુણુવંતના વિચાર જુના જમાનાના સમજાયા. તેણે પૂર્ણ વિચાર કરી અંતે કહ્યું, "ગુણુવંત તારા વિચાર મારા ભલાને માટેજ છે, પણ હું મારૂં વચન કદાપિ વ્યર્થ કરનાર નથી."

"કૈલાસ જીવતી હોય તો?"

"જો કૈલાસ જીવતી હોત તો હું તેની પૂર્ણ સંમતિ મેળવીનેજ વિનોદિનીને પરણુત?"

"કેવો ગાંડો? શું કૈલાસ તને સંમતિ આપે?" ગુણુવંતે પૂછ્યું.

"જરૂર! કારણ કે તે સુજ્ઞ બાળા મારી ઇચ્છાને અંતરાયરૂપ થાય નહિ એવી મને તેની સંપૂર્ણ ખાત્રી છે."

"માની લે કે કદાચ તેણે સંમતિ ન આપી તો?"

"હું તેને પણ પરણુત."

"શું તારે બે પત્ની?"

"એમાં શું નવાઇ?"

"ખરેખર! મને તો તારી બુદ્ધિ બ્હેર મારી ગઇ હોય એમ લાગે છે. તું કોઇક ભયાનક દુઃખના ચક્રમાં ફસાવા ધસતો હોય એમ મને સમજાય છે. રસીક! હજી સમજ?"

"હું વિચારમાં સ્વતંત્ર છું." રસીકે ચોકખું કહી દીધું.

"તારી પ્રથમની સ્થિતિ સંભાળ?"

"સરખી સ્થિતિ સદાય રહેતી નથી. મારૂં નસીબ હવે તેજ છે."

"તારૂં નસીબ ભલે સારૂં હોય; પણ તારા વિચાર ભાવી દુઃખની આગાહીરૂપ છે."

"ગુણવંત તારા શબ્દો મને દુઃખી કરે છે."

"તને અત્યારે એમજ લાગશે; પણ ભવિષ્યમાં મારા આ શબ્દોની તને સંપૂર્ણ ખાત્રી થશે."

"તું લગ્નમાં આવીશને?" રસીકે વાત બદલી પૂછ્યું.

"ના, હું એવા વર્ણશંકર લગ્નમાં કદાપિ પણ ભાગ લઇશ નહિ. હું અત્રેજ રહીને પ્રભુ પાસે તારી મંગળ પ્રાર્થના કરીશ."

ગુણવંતની મક્કમતા જાણી રસીકને મનમાં ઘણોએ ગુસ્સો ચઢયો, પણ ગુણવંતના ઉપકારનું સ્મરણ થતાં તેનાથી એક પણ ગુસ્સાનો શબ્દ બહાર કાઢી શકાયો નહિ. રસીકે ગુણવંતને ઘણુંએ સમજાવ્યો. છેવટે બંનેએ એ વાત મૂકી દીધી. રસીકે મુંબઇ પત્ર લખી દીધો. ગુણવંતે કૈલાસના સમાચાર મેળવવા પેપરમાં જાહેર ખબર છપાવી. જાહેર ખબર નીચે પોતાનું અમદાવાદનું ઠેકાણું અને મુંબઇમાં મદનમોહન શેઠનું ઠેકાણું છપાવ્યું. રસીકને મિત્રના ઘેર રહે પંદર દિવસ થયા. આ અરસામાં મુંબઇથી વિનોદિનીના કેટલાયે કાગળો આવ્યા અને આ બે દિવસથી તો ઉપરા ઉપરી દશ તાર આવ્યા. કાગળ અને તારમાં રસીકને જલ્દીથી ચાલ્યા આવવાનુંજ

સૂચન હતું. રસીકે મુંબઇ જવાની તૈયારી કરી. ગુણવંતે વિચારપૂર્વક સાહસ કરવાનું ફરીથી સૂચવ્યું. રસીક હસ્તાવદને સઘળું સાંભળી રહ્યો. તેણે એક પણ શબ્દ ઉચ્ચાર્યો નહિ. ગુણવંત સમજી ગયો કે હવે તેને કહેવાની અસર થાય એમ નથી. રસીકનું ભાવીજ આ બધું કરાવી રહ્યું છે, એમ સમજી તેણે વધુ કાંઈ કહ્યું નહિ. રસીકે ગુણવંતે આપેલા રૂપીઆ આપી દીધા; અને પછી જવાની રજા માગી. ગુણવંત તેને સ્ટેશનપર મૂકવા ગયો. રસીકે ગાડીમાં બેસી ગુણવંતની સાથે બીજી ઘણી વાતો કરી. ગુણવંતને તેની વાતોમાં અગાઉની મીઠાશ ન લાગી. છેવટે ગાડી ઉપડવાની તૈયારી થઇ. ગુણવંત રસીકને મળી ભેટી નીચે ઉતર્યો. ગાડી ઉપડી. ગુણવંત સજળ નેત્રે મિત્રને જોઇ રહ્યો અને પછી ગાડી દૂર જતાં ઘર તરફ પાછો ફર્યો.



## પ્રકરણ ૩૧ મું.



### વિચિત્ર ઘટના

રસીક! વ્હાલા મિત્ર! તારા હૃદયનું આ કેવું પરિવર્તન? તારા વિચાર–વર્તનમાં આ શો અજબ ફેરફાર? અહા! તું પહેલાં કેવો નિર્મળ હતો? તારી કેવી ઉચ્ચ ભાવનાઓ હતી? આજે તે સઘળું ક્યાં જતું રહ્યું? રસીક મુંબાઈ ગયા પછી પૂરેપૂરો બદલાઇ ગયો છે. મુંબઇની મોહિનીથી તેના મનોભાવ બદલાયા છે. કોઇ સુધરેલી સુંદરીએ તેને મોહાંધ બનાવ્યો છે. હા! પરીણામ વિપરીત આવશે.

પ્રભુ! દયાળુ! રસીકને બચાવજો. તે ગમે તેવો પણ મારો મિત્ર છે. ભલે તેને મારા વિચાર ન ગમે; ભલે તે મારી ઉપર ગુસ્સે થાય; ભલે તે મને તેનો હિતશત્રુ સમજે; પણ હું તો તેને મારો મિત્ર અરે એક સગો ભાઇજ સમજું છું. તેના કલ્યાણને અર્થે મારો પ્રાણ પાથરવા તૈયાર છું." આમ બોલતો રસીકનો મિત્ર ગુણવંત તેના ઘરના મેડાપર બેઠો હતો. રસીકને ગયે બે મહિના વીતી ચૂકયા હતા. જે રસીક ગુણવંતને ખરા જીગરથી ચ્હાતો હતો; જે રસીક ગુણવંતે કરેલા ઉપકારનું વારંવાર સ્મરણ કરતો; અને જેને પોતાનો સગો ભાઇ સમજતો હતો તેને–તે ગુણવંતને બે મહિના થઇ ગયા છતાં રસીકે એક પણ પત્ર લખ્યો નથી. ત્યારે શું રસીક તેના મિત્રથી બદલાયો હશે? રીસાયો હશે? આપણને શું ખબર પડે? રસીકના દિલની વાત રસીક જાણે. પણ એટલું તો ચોક્કસ કે રસીકના મનનું પરીવર્તન થઇ ચૂકયું હતું. મિત્રનો પત્ર અગર કંઇપણ સમાચાર નહિ હોવાથી ગુણવંતના હૃદયની વ્યાકુળતાનો પાર ન્હોતો. ગુણવંત રસીકનો ગુણીયલ મિત્ર હતો. મિત્ર પ્રત્યેની પોતાની યથાર્થ ફરજ સમજનારો હતો. આવા મિત્રને મિત્રના માટે કેમ ન લાગે? ગુણવંતે ઘણીવાર વિચાર કરી બોલવા માંડયું. "ખરેખર! એમજ હોવું જોઇએ. મારા કહેવાથી–સમજાવ્યાથી તેને જરૂર ખોટું લાગ્યું હોવું જોઇએ. પણ હું શું કરૂં? મારે મારી ફરજ બરાબર બજાવવી જોઇએ. રસીક જે લગ્નથી પોતાને સુખી થવાનું માને છે, તે લગ્નથી હું તેને ભવિષ્યમાં દુ:ખી થતો માનું છું. વર્ણશંકર લગ્નથી કોઈ સુખી થયું નથી અને થનાર પણ નથી. સમય કળીકાળનો છે. જગતનું વાતાવરણ મોહક છે. રસીક સુધારાના રંગે રંગાયો છે. પોતાની પૂર્વ સ્થિતિ ભૂલ્યો છે; હૃદયની નિર્મળતા–ઉચ્ચભાવના

પણ તેણે ગુમાવી છે. કૈલાસ જેવી એક નિર્દોષ બાળાને તેણે દગો દીધો છે. તે પ્રેમાભિલાષી બાળા, રસીકને પોતાનું સર્વસ્વ માની ચૂકેલી રંક બાળાને રસીકે ભયંકર વિશ્વાસઘાત કર્યો છે. આનું પરીણામ ભયંકર આવશે. રસીક! દોસ્ત! તારે ભવિષ્યમાં ઘણું સહન કરવું પડશે. મારા શબ્દોનું તને તે વખતે ભાન થશે. કૈલાસ! પ્રેમની પ્રતિમા! તું કયાં છે? શું તું જગતમાંથી જતી રહી છે? ના, હું નથી માનતો. મારો રસીક તને મરેલી માને છે; પણ મારો આત્મા કહે છે કે તું જ્યાં છે ત્યાં કુશળ છે. દેવી! તું જ્યાં હો ત્યાંથી આવ. મારો મિત્ર એક ઘોર અપરાધ કરવા તૈયાર થયો છે; તારાથી બેવફા બનવા આતુર બન્યો છે; માટે તું આવ; એકદમ જ્યાં હો ત્યાંથી આવ અને મારા મિત્રને તારા પ્રિયતમને ઘોર પાપમાંથી બચાવ." આમ બોલતો ગુણવંત કંઈક ઉન્મત્ત જેવો જણાયો. તે વ્યાકુળવદને ચારે તરફ નજર ફેરવવા લાગ્યો. તેની આંખ્યોમાં ઝળઝળીયાં ભરાઈ આવ્યાં હતાં. તેનું મન રસીકને ઠપકો આપતું હતું. ગુણવંતની આ દશા ઘણી વાર રહી. બહાર મધ્યાન્હ થયા હતા. સૂર્ય ભગવાન પ્રખર તાપે તપી રહ્યા હતા. સંસારીજનો બપોરનો સમય વિશ્રાન્તિમાં વ્યતિત કરતાં હતાં. ગુણવંતની પત્ની સુશિલા ગૃહકાર્ય કરી રહી હતી. આ અરસામાં ટપાલવાળાએ આવી એક પત્ર ગુણવંતના ઘરમાં ફેંકયો. સુશિલાએ પત્ર લીધો. કવર હતું. સુશિલાએ શિરનામાના અક્ષર ઉપરથી અનુમાન કર્યું કે આ પત્ર રસીકનો હોવો જોઇએ. સુશિલા પત્ર લઇ ગુણવંત પાસે ઉપર આવી. ગુણવંત એટલો તો વિચારવશ હતો કે સુશિલાના આગમનની તેને ખબર પડી નહિ. પતિની અસ્વસ્થ દશા નિહાળી પ્રેમાળ પ્રેમદાએ આશ્ચર્ય પામી

પૂછ્યું, "આજે આમ કેમ બેસી રહ્યા છો?"

ગુણવંતે ચમકીને પૂછ્યું; "કોણ સુશિલે! તું કયારની ઉપર આવી છે?

"હમણાંજ, તમને શું થાય છે? શું પ્રકૃત્તિ કંઇ નરમ છે?" સુશિલાએ પૂછ્યું.

"એવું તો કંઇ નથી, પણ હું આજે રસીકના વિચારે ચઢયો છું."

સુશિલાએ પત્ર સોડીઆમાં રાખ્યો હતો; તેથી તે ગુણવંતની નજરે પડ્યો નહિ. સુશિલાએ પૂછ્યું, "કેમ તેમના કંઇ સમાચાર છે?"

"હું તેજ વિચાર કરૂં છું. બે મહિના વીતી ગયા, પણ તેના તરફથી એક પણ પત્ર નથી."

"પહેલાં તો અઠવાડીઆમાં બે ત્રણ કાગળો આવતા?"

"હા, પણ હવે અઠવાડીયે તો શું; પરંતુ બે મહિને પણ તેના પત્રનાં દર્શન નથી."

"તમારા કહેવાથી તેમને ખોટું લાગ્યું હશે."

"હું પણ એમજ સમજું છું."

"રસીકભાઇ છેવટે પસ્તાશે."

"મારો પોતાનો આત્મા પણ એમજ માની રહ્યો છે."

"ત્યારે હવે શું કરશો?" સુશિલાએ પૂછ્યું.

"મારો વિચાર છે કે હું એકવાર મુંબઈ જઇ આવું."

"તમે તેમને પત્ર લખ્યો છે."

" મેં બધા મળી દસ–બાર કાગળો લખ્યા, પણ એકેનો જવાબ નથી. "

" રસીકભાઈ કદાચ કામમાં રોકાયા હશે. લ્યો; હમણાંજ આ એક પત્ર આવ્યો છે, તે વાંચી જુઓ કે રસીકભાઇનો છે કે કોઈ બીજાનો ?

રસીકનો જ પત્ર હશે ધારી ગુણવંતે અતી આતુરતાથી પત્ર લઈ મોટેથી વાંચવા માંડયો. પત્ર રસીકનો હતો–લગ્નની કુમકુમ પત્રિકા હતી. તેમાં આ પ્રમાણે લખેલું હતું.

" પ્રિય ભાઇશ્રી ગુણવંતરાયની પવિત્ર સેવામાં.

મુ. રમ્ય રાજનગર.

મેં ઘણા સમયથી તને પત્ર લખ્યો નથી, તેથી હું ધારૂં છું કે તને ખૂબ ખોટું લાગ્યું હશે ? અરે કદાચ ગુસ્સો પણ ઉપજ્યો હશે ? આ વિલંબને માટે હું તારી ક્ષમા માગું છું અને તે તું આપીશજ એવી મને તારા ઉદાર હૃદયની સંપૂર્ણ ખાત્રી છે. મુંબઈ આવ્યા પછી મારે શેઠ મદનમોહનના કામને માટે મદ્રાસ જવું પડયું હતું. આ અને બીજાં કેટલાંક કામના કારણથી તને પત્ર લખતાં વિલંબ થયો છે. બાકી હું તને ભૂલ્યો નથી. હું હંમેશાં તને યાદ કરૂં છું. અત્રે બધાં આનંદમાં છે. તું અને મારાં ભાભીશ્રી ખુશીમાં હશો ? બીજું આપણે કૈલાસના સમાચાર માટે જાહેર ખબરો છપાવી પણ ઘણા દિવસ થયા છતાં કંઇ સમાચાર મળ્યા નહિ. હવે કૈલાસની આશા રાખવી નકામી છે. અત્રે વિનોદિની અને તેના પિતા લગ્નને માટે ખૂબ ઉતાવળ કરી રહ્યા છે. મેં તેમને થોડાક માસ પછી જણાવ્યું, પણ તેઓ માનતા નથી. આથી મારે નિરૂપાયે તેમની

ઇચ્છાને આધિન થવું પડયું છે. મારાં લગ્ન બે ત્રણ દિવસમાં થનાર છે. આ પત્ર તને મળે એટલે તારે તરતજ મારાં ભાભી સાથે ઉપડતી ટ્રેઇનમાં આ તરફ આવવું. હું તને વ્હેલો પત્ર લખત; પણ લગ્નનું એકદમ નક્કી થયું. લગ્ન બાદ મદનમોહન શેઠ તેમની તમામ મિલ્કતનો વારસ મને બનાવનાર છે. તું જલ્દીથી આવજે. મારી પર રોશ-ગુસ્સો ચઢયો હોય તો કાઢી નાખજે. તારી સલાહ મેં માની નથી તેથી તારે ખોટું લગાડવું નહિ. તું તો મારો ભાઇ છે. આ પત્ર ઉતાવળમાં લખું છું. વધારે વાત રૂબરૂમાં કરીશું. તું તરત આવજે. અમારાં લગ્ન સુધરેલી રીત પ્રમાણે થનાર છે. તને અને મારાં ભાભીને આ નવીન લગ્ન જોવાની ઘણી ગમ્મત મઝા પડશે. બાકી આનંદ-તરત આવજે. તારી રાહ જોઇ રહ્યો છું.

લી.

તારો રસીક.

ગુણવંતે પત્ર પૂરેપૂરો વાંચ્યો. તેનું મુખ ઉતરી ગયું. જાણે કોઇ ભારે સંકટ આવવાનું હોય એમ તેના મનમાં થવા લાગ્યું. ગુણવંત વિચાર સાગરમાં ડૂબ્યો. સુશિલા પણ વિચારવશ બની પતિના વદન સામે નિહાળી રહી.



# પ્રકરણ ૩૨ મું.

## હવે શું ?

"કેમ શું વિચાર કર્યો ? આપણે રસીકભાઈના લગ્નમાં જવું કે નહિ ?" સુશિલાએ પૂછ્યું.

ગુણવંતે થોડીક ક્ષણ શાન્ત રહી કહ્યું, "મારો વિચાર આ લગ્નમાં બિલ્કુલ ભાગ લેવાનો નથી. આ લગ્ન પવિત્ર નથી. હું રસીકને ભાવી દુઃખમાં ડૂબતો અત્યારથી અવલોકું છું.

"રસીકભાઇને આપણા નહિ જવાથી ખોટું તો લાગશે. વળી લગ્ન જલદી લીધાં છે. જો આપણે આજ સાંજની ફાસ્ટમાં અથવા તો મેલમાં જઇએ તોજ લગ્ન પહેલાં પહોંચી શકીએ. પણ આપનો વિચાર નથી એટલે પત્યું. રસીકભાઈ પૈસાના લોભેજ આ લગ્ન કરવાને લલચાયા છે. પણ તેમણે પૈસા કરતાં ન્યાય–નીતિનો વિચાર કરવાની ઘણી જરૂર હતી. પ્રભુ તેમને સન્મતિ આપો અને સુખી......" સુશિલા વધુ કંઇ બોલે–કહે એ અરસામાં એક ઘોડાગાડી ગુણવંતના ઘર આગળ આવી ઉભી અને ગાડીવાળાએ મોટી બૂમ મારી કે "ઘરમાં કોણ છે ?" સુશિલા વધુ બોલવું બંધ કરી નીચે ઉતરી. ગુણવંત પણ તેની પાછળ નીચે આવ્યો. તેણે ગાડીવાળાને પૂછ્યું; "કાં ભાઈ ! તારે શું કામ છે ?"

ગાડીવાળો જવાબ આપે તે પહેલાંજ ગાડીમાં બેઠેલા એક વૃદ્ધ માણસે ગાડીમાંથી નીચે ઉતરી પૂછ્યું; "ગુણવંતભાઇનું ઘર આજને ?"

"હા, હું પોતેજ ગુણવંત. તમે કોણ છો ?" ગુણવંતે વૃદ્ધના

મુખ સામે જોઇ રહી પૂછ્યું.

"તમે જેમના માટે જાહેર ખબરો છપાવી હતી; તેજ અમે."

"કોણુ બ્રહ્મચારી ? કૈલાસ કયાં ?" ગુણુવંતે ચમકીને પુછ્યું.

"આ રહી." કૈલાસ ધીરેથી ગાડીમાંથી ઉતરી ગુણુવંતની સમક્ષ આવી ઉભી.

ગુણુવંત સ્તબ્ધ બન્યો. કૈલાસનું નિર્દોષ-શાન્ત વદન નિહાળી તે ક્ષણુભર તેના સામેજ જોઇ રહ્યો. તેના આનંદનો પાર રહ્યો નહિ. સુશિલાએ બંનેનો સત્કાર કર્યો. ગુણુવંત તેમને લઇ ઘરમાં આવ્યો. તેણે આટલા બધા દિવસ ગુપ્ત રહેવાનું કારણુ પૂછ્યું. બ્રહ્મચારીએ પોતાની બિમારીની વાત અને બીજાં કેટલાંક કારણો જણાવ્યાં. ગુણુવંતે તેમના સંબંધમાં ઉડતી અફવાઓ કહી સંભળાવી; અને પછી રસીકના હૃદયનું પરિવર્તન થએલું જણાવ્યું. રસીક બે દિવસમાં એટલે કદાચ આવતી કાલે પરણુનાર છે જાણી કૈલાસના હૃદયમાં વિજળીની માફક આંચકો લાગ્યો. તેની આંખ્યોમાં અશ્રુ ઉભરાયાં. બ્રહ્મચારીનું મુખ પણુ દીન બન્યું. ગુણુવંત અને સુશિલાનાં હૃદય પણુ દયાથી દ્રવ્યાં. પતિ-પત્નિના હૃદયમાં એકજ પ્રશ્ન ઉપસ્થિત થયો કે, "હવે શું ?" આ પછી સઘળાંએ વિચાર કરી નિશ્ચય કર્યો કે રાતના મેલમાં ઉપડી જવું. મરેલી કૈલાસને જીવતી જોતાંજ રસીકના વિચાર પલટાશે. ગુણુવંતે જવાની તૈયારી કરવા માંડી. સુશિલાએ રસોઈ બનાવી દીધી. બ્રહ્મચારી અને કૈલાસ જમ્યાં. બીજી વાતો કરી કેટલાક ખુલાસા પણુ મેળવ્યા. રાત્રિ પડી. સઘળાં તૈયાર થઇ સ્ટેશને આવ્યાં. ગુણુવંત ટીકીટો લઇ આવ્યો. મેલ તૈયાર હતો. સઘળાં મુંબાઇ તરફ રવાના થયાં. મેલ પુર ઝડપે જતો હતો. પેસેન્જરો અસ્વસ્થ નિંદ્રા અનુભવી

રહ્યાં હતાં. પરોઢનો સમય હતો. સુરત પસાર થઇ ગયું હતું. પણ અરે આ શું ? આ શો દૈવકોપ? મેલ એક ગુડ્સ ટ્રેઇનની સાથે અથડાયો. ડબ્બા ટૂટી પડયા–લાઇન પરથી ઉતરી ગયા. કેટલાક ભાગ્યા. માણસોને પણ વાગ્યું. સદ્ભાગ્યે પાછળનાં માણસોને ઇજા થઈ નહિ. કૈલાસ સુશિલા વગેરે સહિસલામત રહ્યાં. મુસાફરો નીચે ઉતર્યા. લાઇન સાફ કરવામાં અને ઘવાએલા માણસોની સારવાર કરવામાં સાંજ પડી. મુસાફરોના દુઃખનો પાર નહોતો. બ્રહ્મચારી અને ગુણવંતે પોતાના કર્મની કઠિનતા માની ઇશ્વર પ્રત્યે શ્રદ્ધા ધરાવી. સાંજના પાંચ વાગે સઘળું કાર્ય પૂર્ણ થયું. બીજી ટ્રેઇનમાં મુસાફરો બેઠાં. રાત્રિ પડી. રસીકનાં લગ્ન થઈ જશે. હાય હવે શું થશે ? ગુણવંત વગેરેના હૃદયમાં આજ વિચારો થઇ રહ્યા હતા. ગાડી પૂર ઝડપથી જતી હતી; પણ જલ્દી પહોંચવાની ઇચ્છાવાળાં કૈલાસ ગુણવંત વગેરેને ગાડીની ગતી ધીમી જણાતી હતી. છેવટે મધ્યરાત્રિના સુમારે તેઓ ગ્રાંટરોડ ઉતર્યા અને ત્યાંથી વિકટોરીયામાં બેશી મદનમોહન શેઠના મકાને જવા લાગ્યાં. ગુણવંત ગાડીવાળાને ઝડપથી હાંકવાનું વારંવાર સૂચવતો હતો. થોડીવારમાંજ મદનમોહનશેઠના ભવ્ય મહાલય આગળ વિકટોરીયા આવી ઉભી. મહાલય વિજળીના દીપકોથી ઝળહળી રહ્યું હતું. ચોગાનમાંજ મોટો મંડપ બાંધેલો હતો. મંડપની ચારે તરફ વિજળીની રોશની કરવામાં આવી હતી. મંડપમાં ગોઠવેલી ખુરશીઓ પર અનેક ગૃહસ્થો બિરાજ્યા હતા. ગુણવંત વગેરેને ખબર પડી ચૂકી કે લગ્નકાર્ય સમાપ્ત થઈ ચૂકયું છે. લગ્ન પ્રસંગમાં આવેલા સજ્જનો પાન ગુલાબ લઇ વિખરાતા હતા. ગુણવંત વગેરેના આંતરીક સંતાપનો પાર રહ્યો નહિ. કૈલાસ ધ્રુજતી હતી. ગુણવંત બધાની સાથે મંડપમાં પ્રવેશ્યો. અને નવલ વર–વધુ જ્યાં બેઠાં હતાં ત્યાં આવ્યો.

તેને જોતાંજ રસીકે ઉભા થઇ આનંદના આવેશથી તેને નમન કરતાં કહ્યું, "ભાઈ આવ્યો?"

"હા, આમ નજર કર." ગુણવંતે ટુંકો ઉત્તર વાળી બાજુમાં ઉભેલી કૈલાસ તરફ હાથ લંબાવ્યો. કૈલાસ કંપતી હતી. તેના હૃદયમાં ઉત્પાત થઇ રહ્યો હતો. આંખ્યોમાં અશ્રુ ઉભરાયાં હતાં. રસીકે તેને જોતાંજ ધરતીકંપના આંચકાની માફક ચમકીને ચીસ પાડી, "કોણ કૈલાસ?"

રસીક વધુ બોલી શકયો નહિ. આ શબ્દો સાથેજ કૈલાસ આંખે અંધારાં વળવાથી બેશુદ્ધ બની જમીનપર ઢુટી પડી. વિનોદિની તેના પિતા અને ત્યાં રહેલા કેટલાક ગૃહસ્થો વિસ્મયતાથી આ અજબ દેખાવ અવલોકી રહ્યા. બ્રહ્મચારી–ગુણવંત અને સુશિલા ચિત્રવત્ ઉભાં થઇ રહ્યાં. રસીક ભાન–જ્ઞાન વિહીન બનેલો રસીક ભય–કંપ–દયાના આઘાતથી ધ્રુજતો સ્તબ્ધ બની કૈલાસના શબ તુલ્ય થઇ પડેલા શરિર તરફ એકાગ્ર નજરે જોઈ રહ્યો. મદનમોહન વિનોદિની અને અન્યજનોના હૃદયમાં એકજ પ્રશ્ન થઇ રહ્યો હતો કે, "આ શું?" અને ગુણવંત બ્રહ્મચારી સુશિલા અને રસિકના વ્યાકુળ મનમાં પણ એકજ પ્રશ્ન દુઃખકર્તા થઇ પડયો હતો કે, "હવે શું?"

પ્રિયપાઠકો! તમે પણ વિચારો અને કહો કે "હવે શું?" આ પ્રશ્નના ખુલાસા માટે આપણે થોડીકવાર થોભતું પડશે. કારણકે પ્રભુની ઇચ્છા કંઇક અવનવીજ છે. હવે શુંનો ખુલાસો શ્રીપ્રભુ કૃપાએ ટુંકમાંજ મળશે.

શાન્તિઃ શાન્તિઃ

ખાનગી કુટુંબોમાં અને જાહેર લાયબ્રેરીઓમાં

રાખવા લાયક બોધક રસિક સચિત્ર

નવલકથાઓનું

# સંક્ષિપ્ત સૂચિપત્ર

*　*　*

આફ્રિકા યુરોપ આદિ પરદેશોમાં વી૦ પી૦ જઇ શકતાં નહિ હોવાથી પુસ્તકોની કિમ્મત અગાઉથી ઑર્ડર સાથે મોકલી આપવી.

*　*　*

જથ્થાબંધ પુસ્તકો મંગાવનારને સારૂ કમિસન આપવામાં આવશે.

*　*　*

સર્વ પ્રકારનો પત્રવ્યવહાર કરવાનું શિરનામું:—

## કચરાભાઈ વનમાળી પટેલ

બુકસેલર, ઠે. મ્હોટીહમામ—અમદાવાદ.